મહાન રશિઅન નવલકથાકાર ઈવાન-ર્જેનેવની પ્રખ્યાતકૃતિ Virgin Soil નો ગુજરાતી અનુવાદ

# ભોઠાના ચણા

FROM MAHENDRA SHANTILAL

અનુવાદક—

રમણીકલાલ પો. વોરા


સાહિત્ય મંદિર ભાવનગર

—મુખ્ય વિક્રેતા—

ભારતી સાહિત્ય સંઘ

ગીમરાજ બિલ્ડીંગ કાલબાદેવી રોડ
મુંબઈ-૨.

૧૬, શ્રીમાળી સોસાયટી
અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ
જુલાઈ ૧૯૪૫



મૂલ્ય
સાડાચાર રૂપિયા





પ્રકાશક:-
જયન્તિલાલ મણિલાલ શાહ
સાહિત્ય મંદિર ભાવનગર.

મુદ્રક—
ગુલાબચંદ દેવચંદ શેઠ
આનંદ પ્રિન્ટીંગ પ્રેસ ભાવનગર

અર્પણ

જેમની અચલ આંતરિક શુભ કામના સિવાય

મારો માર્ગ સરળ ન થયો હોત,

તે

મોટાભાઇને...

હવે પછી બહાર પડશે

જગવિખ્યાત નવલકથાકાર વિકટર હ્યુગોની મશહૂર નવલકથા

## લા. મિઝરેબલ્સ

બે ભાગમાં પાનાં ૮૦૦.

અનુ–મૂળશંકર મો. ભટ્ટ

•

## એકાન્તના સામ્રાજ્યમાં

લે. એડમીરલ બાયર્ડ

દક્ષિણધ્રુવના પ્રવાસની રોમાંચક કથા

•

## હરતાં ફરતાં હાડપિંજરો વચ્ચે

લે. કાન્તિલાલ શાહ

બંગાળ ઓરિસ્સાનાં દુષ્કાળ પીડિત પ્રદેશનું

પ્રવાસ વર્ણન

•

પ્રાપ્તિ સ્થાન

સાહિત્ય મંદિર ભાવનગર

# પરિચય અને પ્રસ્તાવના....

'લોઢાના ચણા' એ સુપ્રસિદ્ધ રશિયન કલાકાર ઇવાન એસ. ટર્જેનેવની સર્વોત્તમ કૃતિ, Virgin Soilનું ઉચિત લાગ્યા તેવા ફેરફારો સાથે કરેલું મુક્ત ભાષાંતર છે.

ટર્જેનેવનો જન્મ એક સામાન્ય લશ્કરી અફસરને ત્યાં ઇ. સ. ૧૮૧૮માં ઓરેલ મુકામે થયો હતો. એમની ક્રાંતિકારી પ્રવૃત્તિઓને કારણે એમને રશિયામાંથી હદપાર કરવામાં આવ્યા હતા. અને દેશને ઝંખતાં ઝંખતાં ૧૮૮૩માં એ પેરિસમાં મૃત્યુ પામ્યા. એમની છેલ્લી ઇચ્છા પણ સેન્ટપિટર્સબર્ગમાં આવીને મરવાની હતી. પણ એ પાર ન પડી. છેવટે એમના શબને સેન્ટપિટર્સબર્ગ લઇ જવામાં આવ્યું અને એમની અંતિમ ક્રિયા વોલ્કોફ કબરસ્તાનમાં કરવામાં આવી.

એમના સમયના નૂતન રશિયાનાં આશા, મંથનો, દુઃખ અને મુશ્કેલીઓનો પ્રથમ પરિચય જગતને ટર્જેનેવની કૃતિઓદ્વારા થયો હતો. ટર્જેનેવ પછી મહર્ષિ ટોલ્સ્ટોય અને ડોસ્ટોયેવ્સ્કીનાં લખાણો-દ્વારા જગતને રશિયાનો વધુ પરિચય થયો. પણ ટર્જેનેવ મહાન કલાકાર હતા. એટલે એમનાં લખાણોની અસર આજે પણ લુપ્ત નથી થઇ. અસાધારણ રચના કૌશલ્ય, ઊંડું માનસપરીક્ષણ, સુગન્ધી કાવ્ય-

મય લેખનશૈલી, રશિયન સમાજનું ઊંડું જ્ઞાન, ગાંઢો નિસર્ગપ્રેમ અને અખૂટ કલ્પનાસમૃદ્ધિને કારણે એ સર્વશ્રેષ્ઠ કલાકાર ગણાયા છે. "લોઢાના ચણા" આવા વૈભવશાળી કલાકારની કૃતિનું ભાષાંતર છે.

આ કથાનો કાળ લગભગ ૧૮૭૦ની આસપાસનો છે. અને કથાનું વસ્તુ એ સમયના સમાજનું ચિત્ર રજુ કરવાનું અને સમાજના પ્રેરકબળ સમા માણસોના માનસનું પૃથક્કરણ કરવાનું છે. આ કારણે કથામાં સમાજના જુદા જુદા વર્ગની સ્ત્રીઓ, વેપારી, મજૂરો, ખેડૂતો, ધર્મગુરુઓ, કાર્યકરો અને રાજ્યકર્તાઓ આવે છે, અને એમના વિશે એક સ્પષ્ટ છાપ આપણા મગજ પર મૂકી જાય છે.

કથાનું મુખ્ય પાત્ર રશિયાનો નિદ્રિત આમવર્ગ છે. આ આમવર્ગ ક્યાંયે કાર્ય નથી કરતો કે ક્યાંયે સ્પષ્ટ પાત્રરૂપે આવીને કે ટોળારૂપે આવીને ઊભો નથી રહેતો. પણ પહેલેથી છેલ્લે સુધી કથાનાં પાત્રો પર આ નિદ્રિત આમવર્ગના ગમા-અણગમોની સ્પષ્ટ છાપ ઊઠે છે. કથાનાં બીજાં સઘળાંયે પાત્રો એક યા બીજી રીતે એક મહાન વિચારબળની અસરને કારણે કે અસરની નીચે કામ કરે છે. અને આ અચક્ષાયતન લાગતા આમવર્ગની આજુબાજુ વીંટળાઈ વળ્યાં છે. કોઇ આ આમવર્ગની ભક્તિ કરે છે, કોઈ તેને ગાળો દે છે, કોઇ તેને વખાણવાનો ઢોંગ કરે છે તો કોઇ તેની નિદ્રાને તોડવા ભગીરથ પરિશ્રમ ઉઠાવે છે. બદલામાં સૌને એ એની યોગ્યતા પ્રમાણે શિરપાવ આપે છે; કોઇને એ જીવાડે છે, કોઇને મારે છે, કોઇની ઉપેક્ષા સેવે છે તો કોઇને ઘટતો તેવો જવાબ આપે છે. કથાકાર સૌને આમવર્ગ જોડે ઘસે છે અને એમ કરીને તેનું સમગ્ર મન આપણી સમક્ષ રજુ કરે છે.

કથાની ભૂમિકા ખૂબ જ વિશાલ છે. અને આવી વિશાલ ભૂમિકા-

વાળી કથા લખવામાં જેટલું વિશાલ પાત્રવૈવિધ્ય સાચવવું પડે છે તેટલી જ એમાં રચનાકૌશલ્યની ( Architectonic Skill ) જરૂર પડે છે. ટર્જેનેવની રચના–કુશળતાનો આ નવલકથા એક અદ્દભુત નમૂનો છે. નેજડાનોવના માનસ–પૃથક્કરણદ્વારા અને એનાં મનોમંથનો-ની આસપાસ આ કથાનું વિશાલ નિરૂપણ–વસ્તુ ખડું થયું છે। વળી કથા મુખ્યત્વે માનસપૃથક્કરણ–પ્રધાન હોવાને કારણે એમાં જે પ્રસંગો આવે છે તે પણ કથાની ભૂમિકાની આસપાસ એવી રીતે ગોઠવાયા છે કે પાત્રોનું માનસનિરૂપણ થતું આવે, તત્કાલીન સમાજનું ચિત્ર ઊઠતું આવે અને છતાં નેજડાનોવના મનોમંથનોનો મુખ્ય કથાપ્રવાહ ક્યાંયે ખંડિત ન થાય. આમ એક જ પાત્રના માનસચિત્રની આસપાસ સમગ્ર રૂશિયા ખડું થયું છે। આટલું વિશાલ વસ્તુ હોવા છતાં, આવી સમૃદ્ધ પાત્રસૃષ્ટિ હોવા છતાં કથામાં ખાસ કાંઈ ગૂંચણી હોય તેવું નથી લાગતું. શરૂઆતમાં જરા રસળતો લાગતો કથાપ્રવાહ ધીમે ધીમે વેગ પકડે છે અને અંતમાં પ્રસંગો અને માનસપૃથક્કરણ એટલા વેગવાન બની જાય છે કે વાચકને પણ થોડું દોડવું પડે છે અને શરૂ-આતમાં જરા જટિલ લાગતી રચના પૂરી થતાં સાવ સરળ લાગે છે. કથા પાકલીનની ભવિષ્યવાણીથી અને મશુરિનાના મૂક પ્રેમની ઈશારતથી શરૂ થાય છે અને પાકલીનની બીજી ભવિષ્યવાણી અને મશુરિનાના પ્રેમના પ્રગટીકરણથી પૂરી થાય છે. ફક્ત ત્રણસો સાડાત્રણસો પાનાંમાં આટલી વિશાલ ભૂમિકા ધરાવતા વસ્તુની આવી સુશ્લિષ્ટ, નકશીપૂર્ણ, જટિલ છતાં સરળ રચના તે ટર્જેનેવની એક સિદ્ધિ છે.

વિશાલ ભૂમિકાને કારણે પાત્રવૈવિધ્ય પણ ખૂબ આકર્ષક છે. બધાં જ પાત્રોના સ્વભાવનું અને ટેવોનું એવું ઝીણવટભર્યું વર્ણન કરવામાં આવ્યું છે કે આપણે કોઈ દિવસ જોયાં ન હોય છતાં સઘળાં પાત્રોને આપણી સમક્ષ લાવવામાં આવે તો આપણે સૌને ઓળખી

કાઢી શકીએ. સંશયાત્મા Idealist of realism નેજડાનોવ, સઘળી વાતોમાં નેજડાનોવને જાણે જવાબરૂપ હોય તેવો સ્વસ્થ, અવિચલ અને ખડક સમો સોલોમીન, ચેતનવંતો, જન્મસિદ્ધ અધિકારી સિપિયેજિન, સર્વ જગતને સ્વસુખ માટે સમજતી–વાપરતી અદ્‌ભુત સૌંદર્યવતી મેડમ સિપિયેજિના, ક્રૂર કૉલોમિત્સેવ, નૂતન રૂશિયાની સ્ત્રીશક્તિની પ્રતિનિધિસમી, અને કોઇપણ અન્યાયનો કકળી ઊઠીને પ્રતીકાર કરે તેવી મેરિયાના, વાતોડિયો, બુદ્ધિશાળી છતાં sense of proportion વિનાનો પાકલીન, મૂક પ્રેમિકા મશુરિના, સનિક ઑસ્ટ્રોડુમોવ, 'નિષ્ફળરાય' માર્કેલોવ, નવવિચાર પ્રત્યે અભિમુખ થયેલી ટેટિયાના, પાકો, કામગરો અને બોલ્યા વિના બોળી મારે તેવો પાવેલ, કોઇ કરતાં કોઇ પાત્ર, અધૂરું, ખંડિત કે કૃત્રિમ નથી. અચલાયતન આમવર્ગ જોડે આપણે પણ આ સઘળાં પાત્રોનો તુમુલ માનસિક સંઘર્ષ જોયા કરીએ છીએ અને પાત્રોનો પક્ષ લઇ લઇએ છીએ.

આગળ કહ્યું તેમ આ કથા મુખ્યત્વે માનસપૃથક્કરણ–પ્રધાન કથા છે. આવી કથાઓનું એક દુઃખ એ હોય છે કે પાત્રોના માનસનો જો વિકાસ થતો હોય તો આજુબાજુના વાતાવરણનો અને એ વિકાસનાં પ્રેરક બળોનો ચીતાર આપવો પડે છે. અને કથામાં બધાં પાત્રો અમુક ચોક્કસ ઘડાયેલું માનસ લઇ પ્રવેશતાં હોય તો પણ એના માનસનો પ્રાથમિક પરિચય આપવો પડે છે. આ કારણે આવી કથાઓ ખૂબ વર્ણનાત્મક થઇ જાય છે. અને કથા કરતાં માનસશાસ્ત્રના નિબંધ સમી વધુ બની રહે છે. પણ આ કથા ઉપર વર્ણવેલા બે પ્રકારમાંથી બીજા પ્રકારની હોવા છતાં જરા સૂક્ષ્મ રસવૃત્તિના વાચકને ઉપર વર્ણવ્યા ભયમાંથી બચી ગયેલી લાગશે. વચ્ચે વચ્ચે આવતા ચિત્તના વ્યાપારોને સ્પષ્ટ કરી દેતાં કુદરતનાં વર્ણનો, માનસ પર પ્રકાશ પાથરી દેનારાં પ્રકૃતિ–સૂચનો, (Psychological

suggestions ) અને કટાક્ષ અને હાસ્યનાં છાંટણાં કથાની ધરતીને રસવતી રાખે છે. વળી કથામાં જે કાંઈ પ્રસંગો બને છે તે એવા સુંદર સ્થળમાં બને છે કે પ્રત્યેક પ્રસંગ, કોઈપણ નાટકનું એક સુન્દર દૃશ્ય બની રહે. કાજળઘેરી મધ્યરાત્રિએ, ઘોડાગાડીમાં, એક યુવતીને માટે કડાકા બોલાવતા નેજડાનોવ–માર્કેલોવ, ક્રાંતિકારોની મધ્યરાત્રિની સભાઓ, સિપિયેજિનનો ભોજનખંડ, મેરિયાના–નેજડાનોવનું મિલન-સ્થાન પેલું વૃક્ષઝૂંડ–આ બધી જગાઓમાં અને પ્રસંગોમાં નાટ્યતત્ત્વ એટલું બધું છે કે પુસ્તક સંવાદરૂપે છપાવવું હોય તો છપાવી શકાય. આ બધાને કારણે કથાનું વસ્તુ અતિશય ગંભીર હોવા છતાં આખુયે પુસ્તક સુવાચ્ય બની શક્યું છે.

કહે છે કે આ કથા ટર્જેનેવે એમની ઉત્તરવયમાં લખી છે જે માણસે યૌવનને એના અત્યુત્કટ સ્વરૂપે જોયું--અનુભવ્યું હોય, અને ઉત્તરવયમાં પણ જેનું હૃદય યૌવનની તાઝગી ન ભૂલ્યું હોય, તેનાં દૌર્બલ્ય અને ઉત્સાહ, આશા અને મંથનો ન ભૂલ્યું હોય તે જ આવી ઉત્કટ કથા લખી શકે છે. અને કથાનાં બધાં પાત્રો સાથે તાદાત્મ્ય સાધવા છતાં વૃદ્ધનું તાટસ્થ્ય સાચવી શકે છે.

૨

પણ જો આ કથામાં ફક્ત ઉપરલખ્યા સાહિત્યના જ ગુણો હોત તો આ કથાનો અનુવાદ કરવાનું દિલ ન થયું હોત ! અમને આ કથા વધુ તો એના વસ્તુને કારણે ગમી છે. આ કથાના નેજડાનોવ જેવાં કેટલાંયે પાત્રો અમને આપણા સમાજમાં દેખાયાં છે. કોઈ નેજડાનોવની સંપૂર્ણ મૂર્તિ નથી, પણ નેજડાનોવના સ્વભાવનું કોઈ ને કોઈ લક્ષણ આજના લગભગ દરેક કાર્યકરમાં દેખાય છે. આજનો

આપણો પ્રત્યેક કાર્યકર મધ્યમવર્ગમાંથી આવ્યો છે અને એ નેજકાનોવ જેવો જ આળો, સૂગાળવો, ઢીલો, કામની શક્તિ વિનાનો અને પાતળી ચામડીનો લાગે છે. અહીં આપણા સમાજમાં મેરિયાના જેવાં સ્ત્રીપાત્રો અશક્ય નહિ તો અશક્યવત લાગે છે, જ્યારે સોલોમીન કોઈ કોઇ જગાએ દેખાય છે.

સૌથી વધુ આશ્ચર્ય તો કથામાં વર્ણવેલા રશિયન ક્રાંતિ પહેલાના ફક્ત ચાલીશ જ વર્ષના એ આમવર્ગથી થાય છે ! એ આમવર્ગમાંથી આજવું રશિયા ખડું થયું છે તે જોઈ આશ્ચર્ય પણ થાય છે અને એમાંથી ૪૨ની લોકક્રાંતિ પછી ફરી વળેલા નિરાશાના મોજાંને હઠાવનારૂં આશાનું કિરણ પણ જડે છે,

વળી એ કાર્યકરોનું માનસપૃથક્કરણ વાંચતાં આપણે અંતર્મુખ બનીએ એવું પણ આમાં ઘણું છે. ખાસ કરીને પરસ્પરની પ્રકૃતિને સાચવતા એ રશિયન કાર્યકરોની ઉદારતા સાથે આજના આપણા કાર્યકરોના ક્ષુલ્લક ઝઘડા સરખાવવાનું મન થાય તેવું છે.

જો આ કથા આજના આપણા યુવાનોનું માનસ સ્પષ્ટ કરવામાં મદદરૂપ નીવડે, આપણા આજના સમાજનું ચિત્ર વધુ સ્પષ્ટ કરવામાં મદદરૂપ નીવડે તો આ પ્રયત્નને સફળ થયો ગણીશું.

૩

પરભાષાના પુસ્તકને ગુજરાતીમાં ઉતારવાનો અનુવાદકનો આ પ્રથમ પ્રયત્ન છે. એમાં જે કાંઇ ખામી રહી હોય તે માટે અનુવાદક જવાબદાર છે, મૂળ કથાલેખક નહિ. છતાં સ્થળસંકોચને કારણે મૂળ લેખકની કાવ્યમય લેખનશૈલીને નુકસાન પહોંચ્યું હોય તેવો પૂરેપૂરો

સંભવ છે. છતાં પુસ્તક મૂળ લેખકને ઠીક ઠીક ન્યાય આપી શક્યું છે એ ખ્યાલથી પુસ્તક બહાર પડવા દઉં છું.

કથામાં આવતાં ફ્રેન્ચ વાક્યોનો ગુજરાતી અનુવાદ કરી આપવા માટે શ્રી. ભગવાનદાસ પુરુષોત્તમદાસ શાહનો ઉપકાર માનું છું.

શ્રી રાજુલા બાલમંદિર
રાજુલા શહેર.
તા. ૧-૭-૪૫.

રમણીકલાલ પોપટલાલ વોરા.

ઈસ્વીસન ૧૮૬૮ની સાલ અને વસંતના દિવસો હતા. સેન્ટ પીટર્સબર્ગ શહેરની ઑફિસર સ્ટ્રીટના એક પાંચ માળના મકાનના પાછળના દાદર પર ધબધબ કરતો, સત્યાવીશેક વર્ષનો, મેલોઘેલો અને ફાટલતૂટલ કપડાં પહેરેલો, એક જુવાન ચડતો હતો. એના જોડાના તળિયાં અડધાં નીકળી ગયાં હતાં, અને ચાલતાં ચાલતાં એને. એના દીગણા અને કઢાટા શરીરને ઝુલાવવાની ટેવ હતી. પાંચમે માળે ચાલના અધઉઘાડા બારણા પાસે આવીને એ અટક્યો.

"નેજડાનોવ ઘેર છે કે?" એણે ભારે અવાજે બૂમ પાડી.

"ના, નથી પણ હું છું. અંદર આવો." અંદરથી આગંતુક જેવો જ ભારે, કોઈ સ્ત્રીનો અવાજ આવ્યો.

"કોણ મશુરિના?" આગંતુકે ડગલો ઉતારી અંદર પ્રવેશ કરતાં પૂછ્યું.

"હા. મિ. ઑસ્ટ્રોડુમોવ." સ્ત્રીએ અંદરથી જવાબ વાળ્યો.

આ ઓરડો ગંદો, નાનો અને અંધારો હતો. ભીત પર દીધેલો રંગ ઝાંખો થઈ ગયો હતો. ઓરડામાં ફર્નિચર નહિ જેવું હતું: ખૂણામાં એક પલંગ પડ્યો હતો, અને વચ્ચે એક ટેબલ અને થોડી ખુરશીઓ હતી. આમાંથી એક ખુરશી પર કાળાં વસ્ત્રો પહેરેલી, ત્રીશેક વરસની એક સ્ત્રી સિગારેટ પીતી બેઠી હતી. ઑસ્ટ્રોડુમોવને

જોઇને એણે એનો મોટો રાતોચોળ પંજો લંબાવ્યો અને બંનેએ હસ્તધૂનન કર્યું. ઑસ્ટ્રોફુમોવે ખુરશી ખેંચતાં ગજવામાંથી ભાંગેલી સિગારેટ કાઢી, મશુરિના પાસેથી વગર બોલ્યે જ દીવાસળી લઇ, સિગારેટ સળગાવી. ધુમાડાથી ભરાઇ ગયેલો ઓરડો પાછો ધુમાડાથી ઊભરાવા માંડ્યો.

આ બંને મિત્રોમાં રીતભાતનું એક પ્રકારનું વિચિત્ર સામ્ય દેખાતું હતું. બંને ગંદાં હતાં. બંનેના હોઠ જાડા અને નાક-દાંત મોટાં હતાં. ઑસ્ટ્રોફુમોવને તો અધૂરામાં પૂરું મોઢે શીતળાનાં ચાઠાં હતાં, છતાં જોનારને પ્રથમ દૃષ્ટિએ છાપ પાડે એવાં પ્રામાણિકતા, દૃઢતા અને આગ્રહ એમના ચહેરા પર તરવરતાં હતાં.

"નેજડાનોવ તમને મળ્યા પછી બહાર ગયા છે કે પહેલાં ?" ઑસ્ટ્રોફુમોવે પૂછ્યું.

"મળીને ગયાં છે, પુસ્તકાલયમાં એને કામ હતું."

"હમણાં એનું જરા ઠેકાણે નથી લાગતું, આખો દિવસ રખડ્યા કરે છે." ઑસ્ટ્રોફુમોવ એક બાજુ થૂંકતાં બોલ્યો.

"હા, હવે થાક્યા લાગે છે." મશુરિનાએ બીજી સિગારેટ સળગાવી.

"થાક્યા છે ?" ઑસ્ટ્રોફુમોવે ઠપકાભર્યા સ્વરે કહ્યું. "ભારે કહેવાય! હજી તો કામની શરૂઆત પણ નથી થઇ. અને કામ પણ કેટલું ભારે છે એ આપણું મન જાણે છે. આવે વખતે નેજડાનોવ થાકી જવાની વાતો કરે છે!"

થોડીવાર શાંત રહી મશુરિનાએ પૂછ્યું. "મોસ્કોથી કાંઇ સમાચાર છે ?"

"હા, પત્ર હતો."

" તમે વાંચ્યો છે ? "

ઑગ્ટ્રોડુમોવે ડોકું ધુણાવ્યું.

" શા સમાચાર છે ? "

" આપણામાંથી કોઇને બોલાવે છે. "

" કેમ એકાએક ? " મશુરિનાએ જરા નવાઇ પામી હોય તેમ પૂછ્યું. " ત્યાં બધું બરાબર ચાલે છે એમ સમાચાર હતા ને ? "

" હા, પણ એક માણસ ખૂટ્યો લાગે છે. અને એક બીજા કામ માટે તમારી જરૂર છે. "

" ખાસ મારું જ કામ છે ? "

" હા, "

મશુરિનાએ માથું હલાવ્યું. એના ટૂંકા વાળ ઊડીને આંખ પર પડ્યા. એ બોલી. " વારુ ! હુકમ હોય તો મારે કાંઇ કહેવાનું નથી. "

" એ તો બરાબર છે. પણ પૈસાની મુશ્કેલી છે. "

મશુરિના વિચાર કરતાં કરતા બોલી. " નેજડાનોવે ક્યાંક સગવડ કરી આપવી જોઇએ. "

" મને પણ એમ જ લાગે છે. " ઑગ્ટ્રોડુમોવે સંમતિ આપી.

થોડીવાર શાંત રહી મશુરિનાએ પૂછ્યું. " પેલો કાગળ તમારી પાસે હોય તો વાંચવા આપશો ? "

" હું જે કહું છું તે સાચું જ કહું છું. એમાં શંકા કરવાની કશી યે જરૂર નથી." ખોટું લાગ્યું હોય તેમ ઑસ્ટ્રોડુમોવ ગણગણ્યો.

" ના. ના. મને કાંઇ શંકા નથી. "

બંને ફરી શાંત થઈ ગયાં અને ફરી ધુમાડાનાં ગૂંચળાં હવામાં અદ્ધર ચડવા લાગ્યાં. ચાલીમાંથી કોઈનાં પગલાં સંભળાયાં.

" એ આવ્યા લાગે છે. " મશુરિના ધીમેથી બોલી.

બારણું ઊઘડ્યું અને નેજડાનોવને બદલે કોઇ બીજું અંદર ડોકાયું.

આ નવા આગંતુકનું માથું ગોળ, વાળ કાળા, ભવાં ઘાંટા અને આંખો ભૂરી હતી. નાક ચપટું અને મોં હસમુખું હતું. આવનારે ઓરડામાં બંનેને બેઠેલાં જોઈ એના ઝીણાં દાંત ચમકાવતાં સ્મિત કર્યું અને અંદર આવ્યો. એનું શરીર પાતળું, ઠીંગણું અને કઢંગું હતું. હાથ શરીર કરતાં યે ટૂંકા હતા. અને એ પગે જરા લંગડાતો હતો. ઑસ્ટ્રોડુમોવ અને મશુરિનાનાં મોઢાં આને જોઇને જ બગડી ગયાં. કોઇએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ; પણ આવનારને તો આવા આવકારથી જરાયે ક્ષોભ ન થયો.

" આમ કેમ ? ગાણુ વિના તાલ કેમ જામે ? અને પ્રમુખ ક્યાં છે ? " એનો અવાજ તીણો હતો.

" કોની, તમે નેજડાનોવની વાત કરો છો, મિ. પાકલીન ? " ઑસ્ટ્રોડુમોવે જરાયે મોઢું મલકાવ્યા સિવાય પૂછ્યું :

" હા, મિ. ઑસ્ટ્રોડુમોવ ! "

" એ હમણાં આવશે. "

" સારું ! મિ. ઑસ્ટ્રોડુમોવ ! " કહી પાકલીન મશુરિના તરફ ફર્યો. મશુરિનાએ અવજ્ઞાપૂર્વક ધુમાડા કાઢવાનું ચાલુ રાખ્યું.

" કેમ મજામાં છો ને શ્રીમતી....શ્રીમતી..... હું દિલગીર છું કે હું તમારું ખ્રિસ્તી નામ કે તમારા પિતાનું નામ જાણતો નથી. આથી વાત કરવામાં ભૂલ થાય છે. "

"એ બધું જાણવાની તમારે શી જરૂર છે ?" મશુરિનાએ ખભા હલાવ્યા. "તમે મારી અટક જાણો છો એટલું બસ છે. પણ તમે વારેવારે હું મજામાં છું કે નહિ, એ કેમ પૂછો છો ? હું આ લોકને વિશે જીવન્ત છું એ તમે જોઇ શકો છો."

"બરાબર છે !" પાકલીન લેવાઇ ગયો. "જો આપ જીવંત ન હોત, તો આ સેવક આપની સાથે વાત કરવાની તક શી રીતે મેળવી શકયો હોત ? પણ હું તો મારી ખરાબ જૂનવાણી ટેવને કારણે નામ પૂછું છું. અધૂરા નામે વાત કરવી મને ફાવતી......."

"પણ તમને મારી સાથે વાત કરવાનું કોણ કહે છે ?"

પાકલીન ગલવાઈ જતાં હસ્યો. "ઠીક, કાંઇ નહિ મશુરિના ! તમે ઘણાં કડક છો. પણ તમારા મનમાં કાંઈ નથી એ હું જાણું છું. એટલે મને કાંઈ નથી લાગતું. ચાલો, આપણે હસ્તધૂનન કરીએ."

મશુરિનાએ કડકાઈથી જ હાથ લંબાવ્યો અને જણાવ્યું. "જો તમને મારું નામ જાણવાની ઇચ્છા જ હોય, તો મારું નામ ફિકલા છે."

"અને મારું નામ પેમિયન છે." મજાક કરતા અવાજે ઑસ્ટ્રોડુમોવે ઉમેર્યું.

"બરાબર છે !" પાકલીને હવે જરા ઊંચા સ્વરે કહ્યું. "હવે તમે મને કહેશો શ્રીમતી ફિકલા અને શ્રીમાન પેમિયન ! કે તમે બંને મારી સાથે શામાટે આમ વર્તો છો ? હું શું તમારો દોસ્ત નથી ?"

"હું અને મશુરિના માનીએ છીએ કે તમે વિશ્વાસપાત્ર માણસ નથી. કોઇ વાતમાં તમે ગંભીર નથી થઈ શકતા." ઑસ્ટ્રોડુમોવે જણાવ્યું.

પાકલીન ઑસ્ટ્રોડુમોવ તરફ ફર્યો, "માણસો મારા માટે આવું

કેમ ધારી શકે છે, એ મને જરાય સમજાતું નથી. પહેલાં તો હું હમેશાં હસતો નથી, અને હસતો હોઉં તો હાસ્ય એ કાંઈ અવિશ્વાસ રાખવા માટે યોગ્ય કારણ નથી. વળી બીજી વાત એ છે કે તમે ઘણી વાર મારો વિશ્વાસ કર્યો છે, અને હું એમાં બેવફા નીવડ્યો નથી. એ મારી પાત્રતાની સાબિતી છે. હું પણ એક પ્રામાણિક મનુષ્ય છું, મિ. ઑસ્ટ્રોહુમોવ!"

ઑસ્ટ્રોહુમોવ કાંઈક ગણગણ્યો, પણ પાકલીને ગંભીરમુખે આગળ ચલાવ્યું. "સાચી વાત તો એ છે કે હું હસમુખો માણસ જ નથી. મારી સામે જુઓ. મારી વાત સાચી છે કે નહિ?"

ઑસ્ટ્રોહુમોવે એની સામું જોયું. પાકલીનની વાત સાચી હતી. જ્યારે એના હોઠ બીડેલા હોય ત્યારે એનું મોઢું સોગિયું લાગતું, પણ જ્યારે એ બોલે ત્યારે જ એના મુખ પર હાસ્ય અને કટાક્ષ દેખાતાં. ઑસ્ટ્રોહુમોવ મૂંગો રહ્યો અને પાકલીન મશુરિના તરફ ફર્યો.

"ત્યારે મશુરિના! તમારો અભ્યાસ કેમ ચાલે છે? વિશ્વમાં પ્રથમ પ્રવેશ કરતા ભાવિ નાગરિકને સત્કારવો એ ખરેખર ખૂબ સમાજ-ઉપયોગી કાર્ય છે. અને એ બહુ સહેલું પણ નથી."

"ના, ના. મિ. પાકલીન!" પાકલીનના શરીર પર ઉપહાસભરી નજર ફેરવતાં મશુરિનાએ કહ્યું "જો વિશ્વમાં પ્રથમ પ્રવેશ કરતા એ નાગરિકનું શરીર તમારા કરતાં વધુ મજબૂત હોય, તો એ કામ બહુ અઘરું નથી."

મશુરિના પ્રસૂતિ-પરિચારિકા હતી. એનો જન્મ દક્ષિણ રશિયામાં એક ગરીબ ખાનદાન કુટુંબમાં થયો હતો. બે વરસ પહેલાં બાર શિલિંગ ગજવામાં લઈ ઘર છોડી એ સેન્ટપિટર્સબર્ગ આવી હતી. અને આવીને પ્રસૂતિ-પરિચારિકાની પરીક્ષા પસાર કરી.

કરી હતી. એ અપરિણીતા હતી અને તદ્દન નિર્મળ જીવન ગાળતી હતી. કોઈ વક્રદર્શી માણસ કદાચ એનું અમે અગાઉ આપેલું વર્ણન વાંચી એમ કહે, કે આમાં કાંઈ નવાઇ જેવું નથી તો અમે એટલું જ કહીશું કે એ જીવન એ સમયમાં ખરેખર અદ્દભુત હતું.

પાકલીન મશુરિનાનો કટાક્ષ સાંભળી પરાણે હસ્યો, અને બોલ્યો "તમે બહુ કરી મશુરિના! હું એટલો નીચો અને નબળો છું કે તમારી વાત મને બરાબર લાગુ પડે છે. પણ નેજડાનોવ કયાં ગયા છે?"

પાકલીને હવે વાત ફેરવી. પોતાના સ્વરૂપ સબંધી આવી ટીકા એ કોઇ સ્ત્રીને મુખે સાંભળી શકે તેમ નહોતું. એના કુરૂપ માટે એને ખૂબ શરમ આવતી અને સ્ત્રીઓ સમક્ષ આ શરમ બેવડાઇ જતી; કારણ કે એને સ્ત્રીઓનો સહવાસ અતિશય પ્રિય હતો. એની કુરૂપતા, એને એના હલકા કુળ કરતાંયે વધુ સાલતી. એનો પિતા ગરીબ મધ્યમવર્ગનો હતો, અને સઘળા પ્રકારની અપ્રામાણિકતા આચરીને એ થોડુંઘણું કમાયો હતો. પણ પાછળની જિંદગીમા દારૂની લતે ચડી સર્વસ્વ ગુમાવી મરણ પામ્યો હતો. એના પુત્રનું નામ એણે સીલા[1] સેમ્સોનિચ[2] રાખ્યું હતું. અને પાકલીન આ નામ માટે હંમેશાં હસતો. એણે સામાન્ય વ્યાપારી શિક્ષણ લીધું હતું. અને જર્મન ભાષા પર એને સારો કાબુ હતો. મહામહેનતે એ બાર મહિને પાંચસો રૂબલ કમાતો અને એમાંથી એના કુટુંબનું–કુટુંબમાં ખૂંધી બહેન અને વૃદ્ધ કાકી બે હતાં–પોષણ કરતો. એને જુવાનો અને વિદ્યાર્થીઓ જોડે સારો પરિચય હતો. એના મિત્રોને એની કોઇ વાર ખૂચે એવી આત્મશ્રદ્ધાભરી, ઉપરછલ્લી છતાં મૌલિક અને

૧. બલવાન. ૨. સેમ્સનનો પુત્ર.

કટાક્ષભરી વાતચીતની શૈલી ગમી ગઈ હતી. છતાં સૌ એને બીકણ અને બેફામ વાતોડિયો સમજી એનાથી ચેતતા રહેતા. આ કથાને કાળે એ અઠ્ઠાવીશેક વર્ષનો થયો હતો અને એને નેજડાનોવ સાથે એક ગ્રીક ઉપાહારગૃહમાં પરિચય થયો હતો.

"અત્યારે નેજડાનોવ ક્યાં ગયા હશે?" એણે ફરી પૂછ્યું. "હમણાં એવું ઠેકાણે નથી લાગતું પ્રભુ કરે ને એ પ્રેમમાં ન હોય!"

"નેજડાનોવ ચોપડી બદલાવવા પુસ્તકાલયમાં ગયા છે?" મશુરિના ઘૂરકી ઊઠી "પ્રેમમાં પડવા માટે હાલ તુરત એને અવકાશ કે તક કાંઈ નથી."

"પણ તમારી સાથે શા માટે નહિ?" પાકલીનને મોંએ આવ્યું. પણ શબ્દો ગળી જતાં એ બોલ્યો. "મારે ખાસ અગત્યના કામે એમને મળવું છે."

"શું કામ છે?" ઑસ્ટ્રોડુમોવે પૂછ્યું. "કાર્યને લગતું કાંઈ કામ છે?"

"હા, આપણાં કાર્યને લગતું." પાકલીને 'આપણા' શબ્દ પર ભાર દીધો.

ઑસ્ટ્રોડુમોવને વિશ્વાસ ન બેઠો "કોને ખબર છે. એ ક્યારે આવે? એમને ખૂબ કામ હોય છે."

"આ એ જ આવ્યા લાગે છે." મશુરિના બોલી ઊઠી. એની ઝીણી-આંખો બારણા તરફ ફરી અને કોઈ અજ્ઞાત આંતર-પ્રકાશથી ચમકી ઊઠી. એ આંખોમાં આવકાર હતો, ઉષ્મા હતી, કોમળતા હતી.

બારણું ઊઘડ્યું, અને ટોપી પહેરેલો ત્રેવીશેક વર્ષનો એક રૂપાળો યુવક, બગલમાં ચોપડીઓ દબાવી દાખલ થયો. એ નેજડાનોવ પોતે હતો.

સૌને બેઠેલા જોઈ એ બારણામાં ઊભો રહ્યો. થોડીવારે એણે ટોપી એક તરફ ફેંકી, ચોપડીઓનો ભોંય પર ઢગલો કર્યો અને પેલા પલંગની ઇસ પર જઇ બેઠો. એનો ફિક્કો ચહેરો ઘાટા રંગના વાળને કારણે વધુ ફિક્કો લાગતો હતો. એના ચહેરા પર ચીડ અને કંટાળો છવાયાં હતાં.

મશુરિનાએ પલંગ તરફ ખુરશી ફેરવી, અને હોઠ દબાવી જોઇ રહી. ઓસ્ટ્રોડુમોવ ગણગણ્યો. "છેવટે આવ્યા તો ખરા!" અને પાકલીન સૌથી પહેલાં એની પાસે પહોંચી ગયો.

"કેમ અલેકઝાંઇ મિટ્રિશ! રુશિયાના [1]હેમ્લેટ! આપનું મુખ કેમ પડી ગયું છે? કાંઈ બન્યું છે કે અમસ્તું જ?"

"બસ કરો!" નેજડાવનોવે ચીડાઇ જતાં કહ્યું. "એક તો મારું મગજ ઠેકાણે નથી. અને બીજું મને તમારી બેવકૂફ મશ્કરી સાંભળવાની ઇચ્છા નથી."

પાકલીન હસ્યો. "તમારી વાત બરાબર નથી. મશ્કરી એ બેવકૂફી ન હોઇ શકે. અને બેવકૂફી મશ્કરી ન હોઈ શકે."

"ઠીક, ઠીક. અમે જાણીએ છીએ કે તમે ઘણા હોશિયાર છો."

---

૧. સુપ્રસિદ્ધ અંગ્રેજ નાટકકાર શેકસપિયરનું એક તરંગી પાત્ર

"તમારું મગજ ઠેકાણે નથી લાગતું." પાદ્દલીને લેવાઇ જતાં કહ્યું. "શું કાંઈ બન્યું છે?"

"ના. ખાસ કાંઇ નથી. પણ હવે આ ગામમાં રહેવાની જરાય ઇચ્છા નથી. જ્યાં જઇએ ત્યાં કંઇક ને કંઇક અન્યાય, કંઇક ને કંઇક બિભત્સતા, કાંઇક ને કાંઇક મૂર્ખાઈ નજરે ચડ્યા સિવાય રહેતાં નથી. હવે આ શહેર છોડી દેવું છે."

"એટલા માટે તમે છાપામાં જાહેરખબર આપી હશે. એમાં તમે સેન્ટપિટર્સબર્ગ છોડવાનું પણ લખ્યું છે, ખરું?" ઑરટ્રોકુમોવે પૂછ્યું.

"હા, જો કોઈ મૂરખ મને કામ આપે, તો આજે જ છોડી દઉં."

"પણ તમારે અહીંની ફરજ તો બજાવવી જોઇએ નાં?" મશુરિનાએ કહ્યું.

"કઈ ફરજ?" નેજડાનોવે મશુરિના તરફ જોઇને પુછ્યું.

"ઑરટ્રોકુમોવને પૂછો." વાત કરવાનો પ્રસંગ ઊભો થતાં ગભરાઇને મશુરિનાએ કહ્યું.

નેજડાનોવ ઑરટ્રોકુમોવ તરફ ફર્યો પણ ઑરટ્રોકુમોવને શું બોલવું તે સૂઝ્યું નહિ.

ત્યાં પાદ્દલીન વચ્ચે બોલ્યો. "તમે ખરેખર કાંઈ ખરાબ સમાચાર સાંભળ્યા લાગે છે."

નેજડાનોવ રબ્બરના દડા માફક બિછાના પર કૂદ્યો. "હજી વધુ કેવા ખરાબ સમાચાર તમારે જોઇએ છે!" એનો અવાજ રણકતો અને મોટો થઈ ગયો. "અડધું રશિયા આજે ભૂખે મરે છે, શ્રીમંતોનું વર્ચસ્વ રાજ્ય પર વધે તેવા પ્રયત્નો થાય છે, વિદ્યાર્થી-

ઓનાં મંડળો વિખેરવાની તજવીજ થાય છે અને દમન, જુદાણું અને વિશ્વાસઘાત ચારે તરફ પ્રસરી રહ્યાં છે. આથી પણ વધુ કાંઈ સાંભળવું હોય તો....," બોલતાં બોલતાં એણે અવાજ ધીમો કર્યો. " બાસાનોવ પકડાઇ ગયો છે. "

મશુરિના અને ઑસ્ટ્રોડુમોવે ચમકીને એકી સાથે માથાં ઊંચાં કર્યાં.

" પ્રિય અલેકઝાઇ મિટ્રીશ ! " પાકલીને આદર્યું. " તમારો ઉશ્કેરાટ હું સમજી શકું છું પણ આપણે એવા બારીક સમયમાં જીવી રહ્યા છીએ, કે આવા પ્રસંગો સહજ બને છે. એટલે એમાં ઉશ્કેરાવાથી શું વળે ? "

" તમે મહેરબાની કરીને બસ કરો. " નેજડાનોવ દુઃખથી ઘૂરકતો બોલ્યો. " અમને ખબર છે કે તમે ઘણા શક્તિશાળી અને નિર્ભય છો......"

" હું કોઇથી ડરતો નથી......" પાકલીને ગર્વથી માથું ઊંચું કરતાં કહ્યું.

" મને તો સમજ પડતી નથી કે બાસાનોવને કોણે દગો દીધો હશે ? " નેજડાનોવે વચ્ચે કહ્યું.

" કોઈ મિત્ર જ હશે! " પાકલીને કહ્યું. " મિત્રો જ આવી બાબતોમાં ઉપયોગી હોય છે. એમાં પણ જો ભોગ બનનાર માણસ તેજસ્વી હોય, તો તો થઈ રહ્યું ! મારે એક મિત્ર હતો. અમારા સંબંધો ખૂબ ગાઢ હતા, પણ એક વખત અમારે મતભેદ થયો એટલે એણે મને પત્ર લખ્યોઃ " મિત્રની પત્ની પર કુદૃષ્ટિ કરનાર ! સગા કાકાનું ખૂન કરનાર ! અને આવું આવું તો કેટલુંયે લખ્યું હતું. આનું નામ મિત્રો કહેવાય ! "

ઑસ્ટ્રોડુમોવે અને મશુરિનાએ આંખોથી કાંઈ વાત કરી.

"અલેક્ઝાઇ મિટ્રીશ !" ઑસ્ટ્રોડુમોવે વાત પતાવતો હોય તેમ કહ્યું. "મોસ્કોથી વાસિલી નિકોલેવીચનો પત્ર છે."

નેજડાનોવના મુખ પર ગાંભીર્ય આવ્યું. એકાદ ક્ષણ પછી એણે પૂછ્યું. "શું લખે છે?"

"મને અને મશુરિનાને બોલાવે છે."

"મશુરિનાને પણ?"

"હા."

"મુશ્કેલી શી છે?"

"પૈસાની."

નેજડાનોવ પલંગ પરથી ઊભો થઇ બારી પાસે ગયો. "કેટલા પૈસાની જરૂર છે?"

"પચાસ રૂબલની."

નેજડાનોવ એકાદ ક્ષણ મૂંગો રહી, છેવટે આંગળી વતી બારી પર ટકોરા વગાડતો બોલ્યો. "હમણાં મારી પાસે પૈસા નથી, પણ વ્યવસ્થા કરીશ. તમારી પાસે કાગળ છે?"

"હા, કાગળ તો છે પણ.........."

"તમે શામાટે મારાથી છુપાવો છો?" પાકલીન વચ્ચે બોલી ઊઠ્યો. "હજી પણ તમને મારામાં વિશ્વાસ નથી? ધારો કે તમે જે કામ માટે જાઓ છો એમાં મારે મતભેદ હોય, તો પણ હું એ ખુલ્લાં કયાં કરી શકું એમ છું?

"ઇરાદાપૂર્વક ન કરો, પણ ભૂલમાં થઇ જાય!" ઑસ્ટ્રોડુમોવે ધા કર્યો.

"જાણી જોઈને કે અજાણમાં આવું શક્ય જ નથી. મિસ મશુરિના મારા તરફ જોઈ હસે છે, પણ હું કહું છું કે તમારામાં મિત્રો–દુશ્મનોને પારખવાની સાચી સમજ નથી. કોઈ હસે તો તમે ધારો છો, કે એ ગંભીર ન થઈ શકે......."

"અને એ વાત સાચી નથી? અને હું હસતી નથી એ તરફ તમારું ધ્યાન ખેંચું છું." મશુરિના વચ્ચે ઊતરી પડી.

"દાખલા તરીકે તમારે પૈસાની જરૂર છે." પાકલીને મશુરિના તરફ ધ્યાન આપ્યા સિવાય આગળ ચલાવ્યું." નેજડાનોવ પાસે સગવડ નથી અને હું સગવડ કરી શકું તેમ છું......."

નેજડાનોવે બારીમાથી મોઢું ફેરવ્યું. "ના, ના. આવી કાંઈ જરૂર નથી. હું સગવડ કરી શકું તેમ છું. મને પેલો કાગળ વાંચવા આપો તો, ઑસ્ટ્રોડુમોવ!

ઑસ્ટ્રોડુમોવે થોડીવાર શાંતિથી બેસી રહી, આજુબાજુ જોઈ લઈ, જોડામાંથી એક ડૂચા જેવો કાગળ બહાર કાઢી નેજડાનોવને આપ્યો. નેજડાનોવે મશુરિનાને આપ્યો. પાકલીને વાંચવા માટે હાથ લાંબો કર્યો પણ મશુરિનાએ એને આપવાને બદલે નેજડાનોવને પાછો આપ્યો. નેજડાનોવે આનાકાનીપૂર્વક પાકલીનને આપ્યો. પાકલીને ખૂબ ધ્યાનપૂર્વક વાંચી ટેબલ પર મૂકયો. ઑસ્ટ્રોડુમોવે પત્ર ઉપાડ્યો અને ખૂબ ગંભીરતાપૂર્વક દીવાસળીથી સળગાવ્યો. પત્ર સળગી રહ્યો ત્યાંસુધી એણે દાઝવાની દરકાર કર્યા સિવાય એ ઝાલી રાખ્યો. છેવટે રાખ સગડીમાં મૂકી દીધી. આ ક્રિયા દરમિયાન સૌ શાંત થઈ ગયા હતાં. ઑસ્ટ્રોડુમોવ એકાગ્ર અને સ્વસ્થ હતો. નેજડાનોવ સાવ અ-સ્વસ્થ હતો. પાકલીને પ્રયત્નપૂર્વક મોઢું ભારે રાખ્યું હતું, જ્યારે મશુરિનાના મુખ પર કોઈ ધર્મક્રિયા કરતી હોય તેવા ભાવો રમતા હતા.

સૌ બે પળ શાંત રહ્યાં. સૌનાં મન અસ્વસ્થ હતાં. પાકલીને શાંતિનો ભંગ કરવાની પહેલ કરી. "વારુ ! હવે આ યજ્ઞવેદિ પર મારો ભોગ સ્વીકારાશે ? હું પૂરા પચાસ નહિ તો ત્રીસેક રૂબલ લાવી શકું ?"

નેજડાનોવ ચિડાઇ ગયો. પત્ર બાળવાના ગંભીર બનાવથી એનો ધૂંધવાટ ઓછો થયો નહોતો. એ ત્રાડી ઊઠ્યો. "મેં તમને હજાર વખત ના કહી કે અમારે પૈસા નથી જોતા, હું પૈસાની સગવડ કરીશ. પછી માથું શું કામ ખાઓ છો ?"

"અલેક્ઝાઇ મિટ્રિચ ! તમે લોકશાસનવાદી હોવાનો દાવો કરો છો પણ સ્વભાવે લોકશાસનવાદી નથી."

"ત્યારે સીધું કહો ને, કે હું કુલીનોની સત્તામાં માનું છું."

"તમે એવી રીતભાતથી મુક્ત નથી."

નેજડાનોવે પરાણે ફિક્કું હાસ્ય કર્યું. "હું સમજું છું કે તમે મને મારી જન્મકથાની યાદ આપો છો. પણ એવી તકલીફ ન ઉઠાવશો. હું એ કદી ભૂલું તેમ નથી."

પાકલીન ગભરાઇને ઊભો થઇ ગયો "અરે ! તમને થયું છે શું, નેજડાનોવ ? મારી વાતનો આવો ઊંધો અર્થ કાં કરો ?"

નેજડાનોવે ખભા હલાવ્યા.

"બાસાનોવની ધરપકડથી તમે ઉશ્કેરાઈ ગયા છો." પાકલીને ચલાવ્યું. "પણ એમાં આપણે શું કરી શકીએ ? એ એટલા બેદરકાર........",

"એનો ન્યાય ચૂકવવાનો આપણને અધિકાર નથી." મશુરિના શોકભર્યા સ્વરે વચ્ચે બોલી. "એમણે પોતાનો મત હંમેશાં હિંમતપૂર્વક જાહેર કર્યો છે."

"એની હું ના નથી કહેતો પણ એણે થોડી કાળજી રાખવી જોઈતી હતી. હવે એની ધરપકડથી બીજા સપડાઈ જાય તો......"

"આવું ધારી લેવાનું તમને શું કારણ છે, મિ. પાકલીન?" ઑસ્ટ્રોડુમોવ ઊકળી ઊઠ્યો. "વાસીનોવ ચારિત્ર્યશીલ અને હિંમતવાન માણસ છે. અને બધા બધી વખતે કાળજી નથી રાખી શકતા એ તમને ખ્યાલ હોવો જોઈએ....મિ. પાકલીન!"

પાકલીનને ખૂબ ખોટું લાગ્યું. એ કાંઈક જવાબ આપવા જતો હતો ત્યાં નેજડાનોવે કહ્યું. "હું ઇચ્છું છું કે આપણે હમણાં રાજકારણની ચર્ચા બંધ કરીએ

થોડીવાર સૌ શાંત રહ્યાં. ફરી પાકલીને વાત શરૂ કરી.

"આજે સ્કોરોપીકીનને મળ્યો હતો." એણે કહ્યું. "બધા એને મોટા કલાભિજ્ઞ ગણે છે! મને તો એના જેવો માણસ આજસુધી બીજો કોઈ મળ્યો નથી. જેમ ફાવે તેમ બકવું એ એમનો ધંધો છે. જુવાનો એના સંસર્ગમાં આવે તે જોખમકારક છે."

મશુરિના અને ઑસ્ટ્રોડુમોવ ચૂપ રહ્યાં. પણ નેજડાનોવે વાત પતાવવા કહ્યું. "જે જુવાનો કલા અને કવિતામાં રસ લેતા હોય, તે ગમે તેના સંસર્ગથી આડે રસ્તે દોરવાય તેની મને જરાયે પડી નથી."

પાકલીનને જેમ એની વાત બીજા ઓછી સાંભળે તેમ વધુ ઉત્તેજિત થવાની ટેવ હતી. એટલે એણે પ્રવચન શરૂ કર્યું. "હું કબૂલ કરું છું કે આ પ્રશ્ન રાજકીય નથી પણ એથી એની અગત્ય ઘટતી નથી. આ કલાભિજ્ઞ તો કહે છે કે પ્રાચીન કલાનો પ્રત્યેક નમૂનો એના પ્રાચીનત્વને કારણે જ નિરુપયોગી છે. આ વાત માનીએ તો, કલા અને ફેશનમાં શો ફરક રહે! જો કલામાં કાંઈ ચિરંજીવીતા

હોય તો એ કલા જ શાની ? આપણે ગણિતમાં જેમ જૂના ગણિત-જ્ઞોને કાઢી નથી નાખતા, તેમ કલામાં પણ જૂના રસજ્ઞોને સ્વીકારવા જોઈએ. હું એટલું કબૂલ કરું છું કે કલાના નિયમો બાંધવા અઘરા છે. પણ એટલે એવા નિયમો નથી એમ કહેવું બરાબર છે ? જે આ વાતને સ્વીકારતો નથી તેને હું તો સત્ય પ્રત્યે અંધ કહું છું."

પાકલીને પૂરું કર્યું. પણ સૌને આ કલારસિક આત્મા માટે દયા આવતી હતી કે કોઈ કાંઈ બોલ્યું નહિ.

છેવટે ઓરસ્ટ્રાડુમોવે અવગણનાપૂર્વક કહ્યું. "કલાનું ભલે ગમે તે થાય, અને સ્કોરોપીકીન પાછળ ફરનાર જુવાનો ભલે રખડી જાય ! મને એની જરાય પરવા નથી."

"તમારી પાસેથી વધુ સમજણની આશા રાખવી વ્યર્થ છે. ચાલો, ત્યારે હું જાઉં."

પાકલીને ઊભા થઈ હેટ હાથમાં લીધી. એક પ્રતિબંધિત માસિક છૂપી રીતે મંગાવવામાં નેજડાનોવની સલાહ લેવા એ અહીં આવ્યો હતો, પણ હવે વાતાવરણ જોઈ એણે જવાની તૈયારી કરી. પણ એ જ વખતે બહારથી કોઈ પુરુષનો ઘેરો મીઠો અને ગંભીર અવાજ સંભળાયો. એ અવાજ સાંભળીને જ સૌને લાગે કે બોલનાર સંસ્કારી અને વિનયી છે.

"મિ. નેજડાનોવ ઘેર છે કે ?" પેલો અવાજ આવ્યો. સૌ આશ્ચર્યથી સામસામું જોઈ રહ્યા.

"મિ. નેજડાનોવ ઘેર છે કે ?" ફરી અવાજ આવ્યો.

"હા, છે. અંદર આવો." નેજડાનોવે છેવટે જવાબ આપ્યો.

ધીમેથી બારણું ઊઘડ્યું, અને ચાલીશેક વર્ષનો, સુંદર પોષાક

પહેરેલો, ઊંચો, મજબૂત, ચીવટપૂર્વક વાળ હોળેલો અને બીવરના ચામડાનો કોલર પહેરેલો એક ગૃહસ્થ સૌને નમન કરતો હેટ ઉતારી અંદર આવ્યો. એના સરલ સુંદર દેખાવે સૌની પર એવી અસર કરી કે સૌ ઉભા થઈ ગયા.

( ૩ )

પેલો ગૃહસ્થ સ્મિત કરતો નેજડાનોવ તરફ આગળ વધ્યો અને બોલ્યો, "આપને યાદ હશે, કે કાલે આપની સાથે વાત કરવાની મને નાટકશાળામાં તક મળી હતી. હું આપને આપની છાપામાં આવેલી જાહેરખબર વાંચી મળવા આવ્યો છું. આપના મહેમાનોને કાંઈ વાંધો ન હોય તો એ સંબધમાં મારે જરા વાત કરવી છે."

નેજડાનોવનું મોઢું સંકોચથી લાલ થઇ ગયું હતું. એણે જરા આવકાર આપતું નમન કર્યું, અને જરા ગૂંચવાતો બોલ્યો. "ના ના એમને જરાય વાંધો નહિ હોય. આપ જરા બેસશો?"

પેલો ગૃહસ્થ જરા નમ્યો. સૌ હજુ ઊભાં હતાં, એટલે એ પણ ઊભો રહ્યો. અને આખા ઓરડા પર જરા દૃષ્ટિ ફેરવી લીધી.

"ત્યારે અલેકઝાઈ મિટ્રીશ!" મશુરિના જરા ઉતાવળે બોલી. "હું અર્ધા કલાકમાં આવું છું."

મશુરિના કોઈનીયે સામે જોયા સિવાય ચાલી ગઇ.

"હું પણ જાઉં છું." બોલતો ઓસ્ટ્રોડુમોવ કોઈનીયે સામે જોયા સિવાય એની પાછળ ચાલ્યો, એને આ ગૃહસ્થની ચાંપલાઇથી ભારે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો.

હવે પેલા ગૃહસ્થે પાકલીન તરફ જોયું. જ્યારથી આ નવાગંતુકને જોયો, ત્યારથી પાકલીનના ચહેરા પર પરાણે દબાવી રાખેલું સ્મિત રમ્યા કરતું હતું. એણે બહાર જવાને બદલે ખુરશી ઘસડી અને દૂર એક ખૂણામાં જઈને બેઠો. હવે નેજડાનોવ અને એનો મહેમાન બંને બેઠા.

"મારું નામ સિપિયેજિન છે," પેલા ગૃહસ્થે જરા ગૌરવપૂર્વક વાત શરૂ કરી. "કદાચ તમે મારું નામ તો સાંભળ્યું હશે."

અહીં આગળ વધતાં પહેલાં આ બંનેને પરિચય શીરીતે થયો? તે જરા જોઈએ.

આગલે દિવસે સાંજે શહેરમાં એક પ્રખ્યાત અભિનેતા આવ્યો હતો. અને "Never sit in another man's ,sledge" નામનું નાટક ભજવવાનો હતો. નેજડાનોવ આ અભિનેતાનો પ્રશંસક હોવાને કારણે બપોરે ટિકિટ ખરીદવા ગયો. નીચલા વર્ગની બધી ટિકિટો વેચાઈ ગઈ હોવાથી અને ત્યાં માણસોનું મોટું ટોળું જામ્યું હોવાથી એ જ્યાં બોક્સની ટિકિટ વેચાતી હતી ત્યાં ગયો. એ ઊભો હતો ત્યાં જ એક લશ્કરી અફસર ટિકિટ ખરીદવા આવ્યો અને નેજડાનોવના માથા પર થઈને ત્રણ રૂબલની નોટ અંદર ફેંકતાં બોલ્યો. "આ ભાઈને પરચુરણની જરૂર પડશે. મારે ઉતાવળ છે. મને બોક્સની એક ટિકિટ આપી દો ને?"

"માફ કરો સાહેબ! મારે પણ બોક્સની ટિકિટ ખરીદવી છે." કહી નેજડાનોવે એના ગજવામાં રહેલી એકમાત્ર ત્રણ રૂબલની નોટ અંદર ફેંકી અને પેલા અફસરની પહેલાં ટિકિટ ખરીદી.

સાંજે એ આ પ્રખ્યાત નાટકશાળામાં ગયો પણ શ્રીમંતોના જે વર્ગની ટિકિટ એણે ખરીદી હતી તે વર્ગમાં બેસવા જેવા તેના

ફ્દાર નહોતા. એના હાથમાં મોજાં નહોતાં, જોડા ગંદા હતા અને કપડાં મેલાં હતા. મનમાં ને મનમાં એ આવા પોષાક માટે શરમાતો પણ હતો અને આવી ખોટી શરમ થવા બદલ જાત પર ચિડાતો હતો. પેલો લશ્કરી અફસર આ કંગાળને પાસે બેઠેલો જોઈ ચિડાયો હતો. એની જમણી બાજુએ આ ગૃહસ્થ સિપિયેજિન બેઠો હતો. સિપિયેજિનના વલણમાં જરાયે તિરસ્કાર નહોતો, પણ નેજડાનોવના મનમાં અસ્વસ્થતાનો પાર નહોતો. એની ભપકાદાર આરામખુરશીની આસપાસ બેઠેલા બધા ગૃહસ્થો પરસ્પરથી પરિચિત હતા, અને અંદર અંદર નાટકની ચર્ચા કર્યા કરતા હતા. અને વચ્ચે બાઘો બની ગયેલો નેજડાનોવ બેઠો હતો.

જ્યારે એનો કંટાળો એની સીમાએ પહોંચ્યો ત્યારે જ બરાબર સિપિયેજિને એની સાથે નાટકની ચર્ચા શરૂ કરી. નેજડાનોવને નાટક જરાયે પસન્દ નહોતું પડયું. નવા જમાના પર આ નાટકમાં જે કાદવ ફેંકવામાં આવ્યો હતો, તેથી તે નાખુશ થયો હતો, પણ એની ચર્ચા કરવાની એની તૈયારી નહોતી. એટલે એણે વાત ટાળવા ટૂંકા જવાબો આપવા માંડ્યા. પણ છેવટે આવી ખોટી નબળાઈ અને શરમ બદલ એને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો, અને છૂટથી વાતો કરવા લાગ્યો. વાતમાં અને વાતમાં એનો અવાજ કેટલો મોટો થઈ ગયો, તેનું પણ એને ભાન ન રહ્યું.

સિપિયેજિનને આ બુદ્ધિમાન અને ઉદ્દામ જુવાનમાં ખૂબ રસ પડ્યો અને એણે ગંભીરતર પ્રશ્નો ચર્ચવા શરૂ કર્યા. નેજડાનોવ પણ "તમારે સાંભળવું છે તો સાંભળો," એ ભાવ મનમાં ધારણ કરી વાતો કર્યે ગયો.

છૂટા પડતી વખતે બંને એકબીજાને નામ પૂછયા સિવાય જુદા પડ્યા. સિપિયેજિનને બહાર નીકળતાં જ ઝારનો અંગરક્ષક અને

એક મોટો જમીનદાર એનો મિત્ર મળ્યો. એને જોતાં સિપિયેજિન એની પાસે દોડી ગયો.

" મેં તમને મારા બોકસમાંથી જોયા હતા."

સિપિયેજિનને જોઇને એની સુગન્ધિત મૂછોમાંથી સુગન્ધ ફેલાવતાં એણે કહ્યું. " તમે જેની સાથે વાત કરતા હતા, એને ઓળખો છો ?"

" ના. પણ હોશિયાર માણસ છે."

પેલા જમીનદારે એના કાનમાં ધીમેથી ફ્રેન્ચમાં કહ્યું. " એનું નામ નેજડાનોવ છે અને મારો, મારા પિતાની ભૂલને પરિણામે જન્મેલો ભાઇ છે. મારા પિતાને બાળક થશે એવી કલ્પના નહોતી, એટલે એનું નામ નેજડાનોવ[1] પાડયું છે. અમે એને જીવાઇ આપીએ છીએ. પૂરી વાત ફરી કોઇવાર કહીશ પણ એ ઘણો બુદ્ધિશાળી અને કેળવાયેલો છે. હમણાં તો જરા પ્રજાસત્તાકવાદી થઈ ગયો છે, પણ અમારે એની સાથે કાંઇ લેવાદેવા નથી. વારુ, સાહેબજી! મારી ગાડી ખોટી થાય છે.

પેલો જમીનદાર ચાલ્યો ગયો.

બીજે દિવસે છાપામાં આપેલી જાહેરખબર જોઇ સિપિયેજિન નેજડાનોવને મળવા આવ્યો.

" મારું નામ સિપિયેજિન છે." બેસતાં બેસતાં ગૌરવભેર સિપિયેજિને કહ્યું. " તમારી જાહેરખબર વાંચી હું તમને મળવા આવ્યો છું; કારણ કે મારે મારા આઠ વર્ષના પુત્ર માટે એક ગૃહ-શિક્ષકની જરૂર છે. તમે મારે ત્યાં આવી શકશો ? અમે ઉનાળાથી છેક પાનખર સુધી દેશમાં ગામડામાં રહીએ છીએ. મારે મોટું

૧. અણધારો.

વિશાળ બગીચાવાળું ઘર છે અને મારા ગામના હવાપાણી ઘણાં સરસ છે. મારા પુત્રને રશિયન ઇતિહાસ અને વ્યાકરણ—એ બે વિષયો તૈયાર કરાવવાના છે. તમે પણ એ જ વિષયોનો અભ્યાસ કર્યો છે. જો તમે આવી શકો તો, બીજું બધું નક્કી કરવામાં આપણને મુશ્કેલી નહિ નડે. તમે આવશો ?"

નેજડાનોવનું મન સિપિયેજિનની વાતમાં નહોતું. એને સિપિયેજિનના આગમનથી નવાઇ લાગી હતી. વાત કરતાં એક તરફ સહેજ ઢળતું રહેતું માથું, વિશાળ કપાળ, સુંદર સીધું નાક, આનંદી આંખો, અંગ્રેજી ઢબે રાખેલી મૂછો અને ખેંચાયેલા ધનુષ્યસમા તંગ હોઠોમાંથી વહેતી મધુર ભાષા આ બધું જોઇ એ વારંવાર મનમાં વિમાસતો હતો, કે આ શ્રીમંત ગૃહસ્થ સામાન્ય ઓળખાણમાંથી એને શામાટે શોધતો આવ્યો હશે? આ વિચારમાં એને શું જવાબ આપવો તેની સૂઝ ન પડી. જવાબ ન મળતો જોઇ સિપિયેજિન ગૂંચવાયો. છતાં એને ફરી એનો એ જ સવાલ કર્યો. નેજડાનોવ જાગ્રત થઇ શરમાઇ ગયો.

"મારે આપને ત્યાં આવવામાં વાંધો નથી. પણ આપ મારા વિચારો જાણો છો. વળી મારી ભલામણ કરનારું કોઇ નથી, એટલે મને આપની માગણીથી જરા આશ્ચર્ય થાય છે. એ તમારા મનમાં પૂર્વગ્રહ......."

"તમારી ત્યાં ભૂલ થાય છે, અલેક્ઝાઇ મિટ્રીશ!" મીઠું સ્મિત કરતાં સિપિયેજિને કહ્યું." તમારું નામ તો બરાબર છે ને! હું તો મારા ઉદાર અને પ્રગતિશીલ વિચારો માટે જાણીતો છું. કાલે આપણે જે વાતો થઇ તેમાં યૌવનને કારણે—વધુ બોલતો લાગું તો માફ કરજો—જે વધુ પડતું હોય એ સિવાય બધું મને ગમ્યું

હતું. અને એ વિચારોમાં હું સંમત છું. મારી પત્ની તો આવા વિચારોમાં મારા કરતાં યે આગળ જાય છે. જો કે એ પણ તમારા જેવી જ યુવાન છે. નાટકશાળામાં મળ્યા પછી તમારી જાહેરખબર જોઈ, મને થયું કે આપણે લેણાદેવી છે, એટલે હું આવ્યો છું. મને મારી રીતે કામ કરવું ગમે છે, એટલે ભલામણની જરૂર નથી. તમારો સ્વભાવ પણ મને ગમ્યો છે. બોલો, હવે તમે આવશો ?"

મુગ્ધ થઇ સિપિયેજિનની ભાષા સાંભળતા નેજડાનોવે કહ્યું. "હા. હું આવીશ અને તમારા વિશ્વાસને પાત્ર થવા પ્રયત્ન કરીશ. પણ હું શિક્ષણ સિવાય બીજું કામ નહિ કરી શકું, એ ખુલાસો કરું છું"

જાણે માખી ઉડાડતો હોય તેમ હાથ હલાવીને સિપિયેજિન બોલ્યો. "એની ચિંતા ન કરશો. તમને એવું ન ફાવે એ હું જાણું છું. મારે જોઇતા શિક્ષક મેં મેળવી લીધા છે. હવે આર્થિક બાબત માટે શું કરીશું ?"

નેજડાનોવને શું બોલવું તે સમજાયું નહિ.

આગળ વધી નેજડાનોવના ખભા પર હાથ મૂકતો એ બોલ્યો. "મને લાગે છે કે આવી વાતો સંસ્કારી માણસો બે શબ્દોમાં પતાવી શકે છે. તમારા મુસાફરી ખર્ચ ઉપરાંત હું તમને માસિક સો રૂબલ આપીશ. બરાબર છે ને ?"

"આ તો મેં ધાર્યું હતું તે કરતાં વધુ..." ડઘાઇ જઈ નેજડાનોવે કહ્યું.

"ચાલો !" સિપિયેજિને તેને અટકાવ્યો. "હું બધી વાત પતી ગઈ ગણું છું. હવે તમે મારા કુટુંબના માણસ થયા છો." ખુરશીમાંથી ઊભા થતાં ઉષ્માભર્યા પ્રસન્ન અવાજે તેણે આગળ ચલાવ્યું.

"આપણે બે દિવસમાં ઉપડીશું. મારું કુટુંબ તો ત્યાં પહોંચી ગયું હશે. એટલે આપણે વાંઢા જેમ એકલા જશું." બોલતાં બોલતાં એ મોટેથી હસી પડ્યો. એ હાસ્યમા આત્મીયતાની છાંટ હતી. ગજવા-માંથી એક સુન્દર પરિચય–પતું કાઢીને નેજડાનોવને આપતાં તેણે જણાવ્યું. 'કાલે બાર વાગે મારે ત્યાં આવજો ને. આપણે કેળવણી વિશે, અને કયારે ઉપડવું એ વિશે, વાત કરીશું. આ મારું પરિચય-પત્તું છે."

આ પછી એ થોડો આગળ વધ્યો, અને નમીને જરા ધીમેથી કહ્યું. "દરમિયાન જો તમારે પૈસાની જરૂર હોય તો સંકોચ ન રાખશો. એક મહિનાના પૈસા આગળથી લઈ જજો."

નેજડાનોવ આ અજાણ્યા છતાં આત્મીય લાગતા, અને તેજસ્વી છતાં માયાળુ લાગતા ચહેરા તરફ ગૂંચવાતો ગૂંચવાતો જોઇ રહ્યો. કેમ વર્તવું તેની હજી એને સુઝ નહોતી પડી. સિપિયેજિન મીઠું હસ્યા કરતો હતો.

"કેમ તમારે પૈસાની જરૂર છે?" સિપિયેજિને ફરીવાર ધીમેથી પૂછ્યું.

"જરૂર હશે તો કાલે કહીશ." નેજડાનોવે જણાવ્યું.

"ઠીક ત્યારે, સાહેબજી!" સિપિયેજિને પગ ઉપાડ્યો. "કાલે મળીશું"

"હું જાણી શકું ખરો, કે નાટકશાળામાં મારું નામ આપે કોની પાસેથી સાંભળ્યું?" જાણે જાગ્રત થયો હોય તેમ નેજડાનોવે અચાનક પૂછ્યું.

"તમારા નિકટના સંબંધી, અને નામદાર ઝારના અંગરક્ષક પાસેથી."

"અંગરક્ષક જમીનદાર પાસેથી ?"

"હા."

જવાબ સાંભળી નેજડાનોવના કાન સુદ્ધાં સંકોચથી લાલ થઇ ગયા. કશું યે બોલ્યા સિવાય સિપિયેજિને ફરી બંનેને— નેજડાનોવ અને પાકલીનને નમન કર્યું અને બહાર નીકળ્યો. નેજડાનોવ પર આ મુલાકાતથી થયેલી અસરના ખ્યાલથી, એના ચહેરા પર વિજયનું સ્મિત રમતું હતું.

## ( ૪ )

સિપિયેજિને જેવો ઉબર ઓળંગ્યો કે પાકલીન ફૂદકા મારતો નેજડાનોવ પાસે ગયો. અને એને અભિનંદન આપવા લાગ્યો.

"કેવો સરસ શિકાર મળી ગયો ?" હરખાઈ જતાં એ બોલ્યો. "એ કોણ છે એ ખબર છે ? આપણા સમાજના એક સ્તંભ અને ભવિષ્યના પ્રધાન છે."

"મને ખબર નહોતી." નેજડાનોવે ઠંડો જવાબ આપ્યો.

"અહીં જ આપણી ભૂલ થાય છે; અલેકઝાઇ મિટ્રીશ !" નિરાશ થઇ જતાં પાકલીને કહ્યું. "આપણે દુનિયામાં ક્રાંતિ લાવવા માગીએ છીએ, પણ રહીએ છીએ દુનિયાની બહાર. જાણે કાંઇ સબંધ જ નથી ! પછી આપણા નાનકડા કુંડાળામાં અથડાયા કરીએ છીએ."

"માફ કરો." નેજડાનોવે કહ્યું. "તમારી વાત બરાબર નથી. આપણે દુશ્મનો જોડે નહિ, પણ મિત્રો અને આમપ્રજા જોડે ભળીએ જ છીએ."

"મને તો ત્યાં પણ ભૂલ લાગે છે." પાકલીને વધુ ઉત્સાહમાં

આગળ ચલાવ્યું. "જેમને આપણે જીતવા માગીએ છીએ તેમને ઓળખ્યા સિવાય શી રીતે ચાલશે? હું આવી ઉપેક્ષાને મૂર્ખાઇ કહું છું. વરૂનો શિકાર કરવો હોય તો વરુની બોડ અને વરુની ખાસિયત જોવાં–સમજવાં પડશે. અને તમે જનતામાં ભળવાની વાત કરી પણ એ સહેલું નથી. જનતા જંગલ સમી છે, એમાં પ્રવેશવુ એ જંગલ–પ્રવેશ જેવું અઘરું છે."

"ત્યારે કરવું શું?"

"હિંદમાં જગન્નાથપુરી નામના શહેરમાં રથયાત્રા થાય છે, ત્યારે હિંદુઓ આ પ્રભુના રથના પૈડા નીચે સૂઈ જઇ હસતે મોંએ મૃત્યુ સ્વીકારે છે અને મુક્તિ મેળવે છે. આપણે પણ આપણા પ્રભુ છે અને એના રથ નીચે આપણે કચરાઇએ છીએ, પણ આપણે આમ આનંદપૂર્વક નથી કરી શકતા...."

"ત્યારે એક કામ કરશો? અમારે માટે થોડી ઉપદેશાત્મક નવલકથાઓ લખી આપશો?"

પાફલીને અદબ વાળી. "તમને કહીશ તો નહિ ગમે, પણ તમે પોતે એ કામ માટે વધુ યોગ્ય છો. તમારો જીવ સાહિત્યનો અનુરાગી છે. આ વાતનો ઉલ્લેખ તમને ગમતો નથી એટલે વધુ નહિ કહું, પણ જો પેમલા–પેમલીની વાર્તા લખવી હોય તો મને જરૂર ગમે."

"મને તો કાંઈ લખતાં ન આવડે." વધુ ચિડાતો નેજડાનોવ બોલ્યો.

"એટલે તો હું તમને સબળી પરિસ્થિતિથી ટેવાવાનું કહું છું. આપણે ઑસ્ટ્રોડુમોવ જેવા માણસો પર આધાર રાખવો એ ખોટું છે. એવા માણસો સારા, પ્રમાણિક પણ બેવકૂફ હોય છે. જુઓ ને! એને સિપિયેજિન જોડે એક ખંડમાં બેસવું પણ ન ફાવ્યું'! કોઈ બુદ્ધિશાળી માણસ એની જેવા જોડા કદી પહેરે?"

" મારી પાસે ઑસ્ટ્રોડુમોવ માટે એવું ન બોલશો." નેજડાનોવ ચિડાઇ જઇ બોલ્યો. " એવા જોડા એ કરકસર ખાતર પહેરે છે..."

" હું બીજું કાંઇ નથી કહેતો. ફક્ત........"

" જો ઑસ્ટ્રાડુમોવને કોઇ શ્રીમન્ત માણસ જોડે બેસવું ન ફાવે તો એ એનો ગુણ છે, દોષ નથી." નેજડાનોવે ઉચ્ચ સ્વરે આગળ ચલાવ્યું. " અને સૌથી વધુ તો પોતાની જાતનું એ જે બલિદાન આપી શકે છે એ વાત છે. મારું—તમારું એ ગજું નથી."

પાકલીને દુઃખપૂર્વક એના લંગડા પગ તરફ નજર કરી. " હું તો હવે સૈનિક નહિ થઇ શકું. પણ તમને સિપિયેજિન મળ્યા તેથી મને આનન્દ થયો છે. એથી તમે ઉચ્ચ સમાજમાં ભળી શકશો,- અને જે સ્ત્રીઓ વિશે ખૂબ ચોપડીઓ લખાય છે, એવી પરીસમી સ્ત્રીઓના સહવાસમાં આવી શકશો. વળી જો તમે એ લોકોમાંના એક ચઇને જતા હોત તો વાંધો હતો. પણ કાંઈ એવો વાંધો નથી, એટલે ચિંતા કરવા જેવું નથી. કેમ, હું કહું છું તે બરાબર છે ને?"

" હું તો ફક્ત નોકરી માટે જાઉં છું." નેજડાનોવે જવાબ આપ્યો. અને મનમાં બબડ્યો, " અને તમારી જેવા માણસોથી દૂર નાસી જવાનું પણ મન છે."

" બરાબર છે, બરાબર છે. એટલે જ હું તમને બધું સમજવા-શીખવાનું કહું છું. વાહ! આ ગૃહસ્થે આખા ખંડમાં કેવી સુગંધ ફેલાવી દીધી છે?" હવામાં શ્વાસ લેતો પાકલીન બોલ્યો.

પણ નેજડાનોવનું મન બીજે રખડતું હતું.

" એને મારા વિશે મારા લાર્ક સાથે બધી વાતચીત થઇ હશે." ઊતરી ગયેલે મને નેજડાનોવે કહ્યું. " અને એ બધું જાણતો હશે."

"જાણે છે, જાણતો હશે નહિ. પણ એ તો સારું થયું છે. હવે તમે એ કુલીન માણસોમાં તમારું સ્થાન પ્રાપ્ત કરી શકશો. તમે એનાથી ખાનદાનીમાં ક્યાં ઉતરો તેમ છો? વારુ, મારે હજી શોપકને ત્યાં–ઑફિસે જવાનું છે."

પણ દરવાજેથી પાકલીન પાછો ફર્યો. અને સમજાવટભર્યા સ્વરે એણે કહ્યું. "અલેકઝાંઇ મિટ્રીશ! તમે ના કહી છે છતાં ફરી કહું છું, કે મારો આટલો ભોગ સ્વીકારો. તમને હવે ખેંચ પડે તેમ નથી, છતા મને બે પૈસા ખરચવા દ્યો. મેં દશ રૂબલ ટેબલ પર મૂક્યા છે."

નેજડાનોવ મૂંગો બેસી રહ્યો.

"મૌનનો અર્થ સંમતિ છે, અને એ માટે આભાર!" પાકલીન ખુશી થતો બહાર ચાલ્યો ગયો.

હવે એ એકલો રહ્યો. ઉનાળામાં પણ સૂર્યનો પ્રકાશ ન પામતા ચોકમાં એની નજર હતી. પણ એ સાવ ખાલી હતી. એનું સમસ્ત હૃદય કોઇ અજાણ ઉદાસીનતાથી ભરાઈ ગયું હતું.

આપણે અગાઉ જોયું તેમ એક શ્રીમન્ત લશ્કરી અફસરનો એ ગેરકાયદેસરનો પુત્ર હતો. એની માતા એના જન્મસમયે મૃત્યુ પામી હતી, પણ પિતાને એના પર પ્રેમ હોવાથી એને એક સ્વીસ શિક્ષકના હાથ નીચે મૂકી તેનું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કરાવ્યું હતું. ઉચ્ચ કેળવણી સમયે નેજડાનોવની ઇચ્છા કાયદો લેવાની હતી, પણ પિતાને નાસ્તિક શિક્ષણ પ્રત્યે ભારે નફરત હોવાથી એને કલા અને ઇતિહાસ લેવાની ફરજ પડી. પ્રકૃતિએ કલારસિક હોવા છતાં વિચારથી નેજડાનોવને કલા પ્રત્યે સૂગ હતી. પિતાને નેજડાનોવ માટે પ્રેમ હોવાથી સારી એવી રકમ એની માતા "નાસ્ટીંકાની સ્મૃતિ–અર્થે" જુદી કાઢી હતી, અને એનું વ્યાજ નેજડાનોવને મળ્યા કરતું.

પાકલીન કહેતો એ પ્રમાણે એ દેખાવે ઉચ્ચ કુટુંબનો નબીરો લાગતો. હાથ, પગ, નાક, કાન—એનાં બધાં અંગો નાજુક અને ઘાટીલાં હતાં, એની ત્વચા કોમળ હતી, વાળ ઘેરા રાતા અને વાંકડિયા હતા. મુખરેખાઓ સોહામણી અને અવાજ મીઠો હતો.

સ્વભાવે એ આદર્શપરસ્ત, ઉચ્ચતત્ત્વાનુરાગી, બુદ્ધિશાળી, શક્તિશાળી, પ્રેમાળ, મહેનતુ, તીવ્ર–ગ્રહણશક્તિવાળો, નિર્ભય, પાપભીરુ, પણ અતિશય સૂક્ષ્મસંવેદનશીલ, અસ્થિર અને પરિણામે તરંગી અને રીસાળ હતો. એની સુરુચિ સુગાળવાપણાની હદ સુધી તીવ્ર હતી, અને ચોકસાઇ ચીકણાઈ લાગે ત્યાં સુધી તીવ્ર હતી. પણ એના મિત્રોને એની સ્વભાવગત ન્યાયવૃત્તિ, ઔદાર્ય અને હૃદય–નિર્મળતાને કારણે એના પર ભાવ હતો. એનું હૃદય કલારસિક હતું. અને પ્રેરણાની પળોમાં એ કાવ્યો સુદ્ધાં લખતો, છતાં બુદ્ધિપૂર્વક એ કલા–કવિતાનો વિરોધી હતો અને એને નબળાઈ માનતો. એટલે જે નોટબુકમાં એ કાવ્યો લખતો તેને એ છુપાવી રાખતો. એના સેન્ટપિટર્સબર્ગના મિત્રોને એની કાવ્યપ્રવૃત્તિની ગંધ પણ નહોતી. ફક્ત પાકલીનને, એની કુદરતી સ્વભાવ–પરખની શક્તિને કારણે, આ વાતનો વહેમ હતો.

એના પ્રિય વિષયો રાજકારણ અને સમાજશાસ્ત્ર હતા, છતાં એને કલા અને ઇતિહાસ જેવાં પણ એની એના પિતા પર એને રીસ રહી ગઈ હતી. એના પ્રિય વિષયોમાં એના વિચારો ઘણા ઉગ્ર હતા, અને આચારને ઉગ્ર બનાવવાની એની ખ્વાહેશ હતી.

આવી અતિશય વિવિધરંગી પ્રકૃતિને કારણે એ ખૂબ જ સુખ-દુઃખ–પરિગ્રહશીલ બની ગયો હતો. એ ક્યાંયે સંગતિ ન જાળવી શકતો. એના હૃદયને હજુ સુધી કોઇ સ્પર્શી શક્યું નહોતું. અને મિત્રોની આટઆટલી મદદ અને આટઆટલો પ્રેમ હોવા છતાં એનું

જીવન આજસુધી દુઃખ અને અકળામણમાં, એકલવાયું વ્યતીત થયું હતું.

પેલી બારીમાં એ ઊભો રહ્યો. એનું મન પાછા પાડી દે એવાં વિચારોથી ભરાઈ ગયું હતું. આ શહેર છોડવામાં એને વાંધો નહોતો. પાનખર પછી પાછા ફરવાનું પણ ચોક્કસ હતું છતાં બધા સ્વપ્નશીલ અને સૂક્ષ્મસંવેદનશીલ મનુષ્યોને સ્થાનફેર થવાનો પ્રસંગ આવે ત્યારે જે પ્રકારની અનિશ્ચિતતા અને ઉદાસીનતા લાગે છે એવી ઉદાસીનતાથી એનું હૃદય ભરાઈ ગયું હતું.

"હું શિક્ષક તો થયો છું, પણ શિક્ષણ સારું આપી શકીશ?" એને વિચાર આવ્યો. અને મનમા ગડમથલ થવા લાગી. પણ આ ગડમથલ ખોટી હતી. એનું હૃદય સંસ્કારી હતું અને એ વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ પડ્યો હતો. પણ આ જાતના વિચારોમાં એ એટલો ઊંડો ઉતરી ગયો કે એના મનમા એની બધી લાગણીઓ શબ્દબદ્ધ થવા લાગી. અને ધીમે ધીમે શબ્દોએ કાવ્યનું રૂપ ધરવા માંડયું.

"છટ્!" કરતો એ બારીમાંથી પાછો ફર્યો અને ટેબલ પર પડેલી પાકલીનની દશ રૂબલની નોટ ખિસ્સામાં ખોસી દઈ આંટા મારવા લાગ્યો.

"થોડાક પૈસા અગાઉથી સિપિયેજિન પાસેથી લઈશ. સો એની પાસેથી, સો મારા ભાઈઓ પાસેથી અને દશ પાકલીનના છે. પચાસેક દેવામાં જશે, સાઠ–સીત્તેર મુસાફરીમાં જોશે અને બાકીના ઑસ્ટ્રોડુમોવને આપીશ. વધુ જોશે તો મર્ક્યુલોવ પાસેથી ઉછીના........"

પણ પરાણે કરવા માંડેલી આ ગણતરી લાંબી ન ચાલી. પેલી કાવ્ય–પ્રેરણાએ એને છોડ્યો નહિ. એના પગ જાણે જમીન પર ચોંટી ગયા. અને આંખો જમીન પર સ્થિર થઈ ગઈ. હાથ એની મેળે

ટેબલના ખાના તરફ વળ્યા અને એક ચૂંથા જેવી નોટબૂક બહાર કાઢી એ લખવા બેઠો. માથું ધુણાવતાં ધુણાવતાં એ એક પછી એક કાવ્યની લીટી લખવા લાગ્યો.

થોડીવારે ચાલીમાં પડતું દ્વાર ઊઘડ્યું અને મશુરિના અંદર દાખલ થઇ. નેજડાનોવને લખતો જોઇ એ બારણામા જ ઊભી રહી, સ્થિરતાપૂર્વક એની સામે જોઈ રહી. છેવટે એ પાછી ફરી. બરાબર એ જ વખતે નીચું ઘાલી લખ્યે જતા નેજડાનોવે માથું ઊંચું કર્યું અને એની નજર મશુરિના પર પડી. ચિડાઇને પેલી નોટબૂક ટેબલના ખાનામાં ખોસી દેતાં એ બોલ્યો.

" અરે ! તમે ક્યારનાં આવ્યાં છો ? "

મશુરિના વાત કરવાનો નિશ્ચય કરી દૃઢતાપૂર્વક પગલાં ભરતી અંદર આવી. " મને ઑસ્ટ્રોડુમોવે મોકલી છે. " ગોઠવીને એ બોલવા માંડી. " એણે પુછાવ્યું છે કે અમને પૈસા આજે મળી શકશે ? જો આજે મળે તો સાંજના જઈ શકીએ. "

" આજે તો શી રીતે થાય ? " નેજડાનોવે અધીરાઇથી કહ્યું. " મહેરબાની કરીને કાલે આવો. "

" કેટલા વાગે ? "

" બે વાગે. "

" વારુ. "

થોડીવાર એ શાંત ઊભી રહી. પછી હાથ લંબાવતાં બોલી. " મેં તમારા કામમાં દખલ કરી એ માટે હું દિલગીર છું. કોને ખબર છે, આપણે ફરી ક્યારે મળશું ? મારે તમને છેલ્લું મળી લેવું હતું. "

નેજડાનોવે એનો ઠંડો હાથ દબાવ્યો. "આજે જે માણસ અહીં આવ્યા હતા, તેમની સાથે જવાનું મારે નક્કી થયું છે.–પ્રાંતમાં કોઈ ગામડું છે."

મશુરિનાનો ચહેરો પ્રકાશી ઊઠયો. "ઓહો ! ત્યારે તો અમે પણ એ જ પ્રાંતમાં જવાના છીએ. આપણે ફરી જરૂર મળી શકીશું. ઓ અલેકઝાઇ મિટ્રીશ........?"

"તમને શું થયું છે, મશુરિના ?" નેજડાનોવે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

એ ગૂંચવાઈ ગઇ. "કાંઇ નહિ, સાહેબજી કાંઈ નહિ !" ફરી હાથ દબાવી એ ઝપાટાબંધ બહાર નીકળી ગઈ.

"આખા શહેરમાં આ વિચિત્ર વ્યક્તિથી વધુ સ્નેહ, મારા પર કોઇ નહિ રાખતું હોય." નેજડાનોવને વિચાર આવ્યો, "છતાં એણે લખતી વખતે દખલ કરી તે ઠીક ન થયું ! ઠીક, જે થયું તે થયું !"

બીજે દિવસે નેજડાનોવ સિપિયેજિનને મળી, એનું એક પ્રવચન સાંભળી, સો રૂબલ લઇ આવ્યો અને અઠવાડિયા પછી એની સાથે મૉસ્કો જવા ઉપડી ગયો.

( ૫ )

સિપિયેજિનના વિશાલ ગ્રામ-મહાલયમાં મેડમ સિપિયેજિના પતિનો તાર મળવાથી એની રાહ જોતી બેઠી હતી. આખું દિવાન-ખાનું આધુનિક ઢબે શણગાર્યું હતું. એની પ્રત્યેક ગોઠવણીમાં, એની પ્રત્યેક વસ્તુમાં એક પ્રકારની એવી સંવાદિતા હતી, એક પ્રકારનો એવો અર્થ હતો કે સમગ્ર વાતાવરણ ભર્યું ભર્યું લાગતું હતું. ઉઘાડી

બારીઓમાંથી સૂર્યનો પ્રકાશ આવી આખા ખંડને ભરી દેતો હતો. અને વસંતનો મન્દ મન્દ વાયુ આખાયે ખંડમાં ફરી ઘણી ઠેર ઠેર ગોઠવેલાં કમલપુષ્પોના પરાગથી વાતાવરણ સુવાસિત કરી મુકતો હતો.

આ આહ્લાદક વાતાવરણમાં જે કાંઈ અધુરપ હતી તે વેલેન્ટીના મિહલોવ્ના સિપિયેજિનાનું સૌંદર્ય પૂરી કરતું હતું. એની હાજરી માત્રથી જાણે વાતાવરણ જીવન્ત બની ગયું હતું. એ જરા ઊંચી અને ત્રીશેક વર્ષની લાગતી. એના કેશ ઘેરા રાતા અને ચહેરો યૌવનના તેજથી પરિપૂર્ણ હતો. પણ સૌથી અદ્ભુત તો એની આંખો હતી; એ આંખોમાં જેટલું અગાધ ઊંડાણ હતું તેટલી જ એમાં સ્નિગ્ધતા હતી, તેટલી જ એમાં અગમ્યતા હતી. કોઈ વક્રદર્શી માણસ એનાં અંગોપાંગો વિશે ગમે તેટલી ટીકા કરે, પણ જો એ એને એનાં અદ્ભુત અર્થ ભર્યાં નયનોને બીડી, ચિનાઈ માટીની ફુલદાનીમાં પુષ્પો ગોઠવતી જુએ, કે આયનો સમક્ષ રાખી, એનાં સ્નિગ્ધ રક્તવર્ણા કેશ સમારતી જુએ, તો એને કબૂલ કરવું જ પડે, કે આ સ્ત્રીથી વધુ સુંદર સ્ત્રીઓ જગતમાં ઓછી જ હશે.

એ બેઠી હતી ત્યાં આઠ નવ વરસનો, પાઉડર-પોમેડથી માથે-મોઢે લેપાઈ ગયેલો, એક રૂપાળો બાળક ખંડમાં દોડી આવ્યો.

"શું છે, કોલીઆ?" મેડમ સિપિયેજિનાએ સ્નિગ્ધ કંઠે પૂછ્યું.

"મમ્મા!" કોલીઆએ ગભરાતાં ગભરાતાં કહ્યું. "કોઇબાએ મને કમળનાં ફૂલ લેવા મોકલ્યો છે. એમની પાસે એકેય ફૂલ નથી."

કોલીઆની દાઢી પકડી એનું મુખ ઊંચું કરતાં વેલેન્ટીનાએ કહ્યું. "કોઇબાને કહેજે કે માળીને મોકલી ફૂલ મંગાવી લે, મારું ગોઠવેલું ફેરવવું પડે તે મને પસન્દ નથી. બોલ, હું કહું છું,

તે તને બોલતાં આવડશે ? ”

“ હા, આવડશે. ”

“ શું કહીશ ? કહે જોઇએ. ”

“ હું કહીશ……હું કહીશ……કે તમને ગમતું નથી…”

વેલેન્ટીના એની આંખો જેવા સ્નિગ્ધ કંઠે હસી પડી. “ હજુ તારી સાથે સન્દેશો કોઈ મોકલી શકે તેમ નથી. જા, તારે જે કહેવું હોય તે કહેજે. ”

બાળકે ઝડપથી માતાના વીંટીએ શોભતા હાથને ચુંબન કર્યું, અને બહાર દોડી ગયો.

વેલેન્ટીનાએ એક નિસાસો મૂક્યો અને બાજુમાં જ લટકતા મેનાના પિંજરા પાસે પડેલા કોચ પર બેસી ગઈ. એક લીલો પોપટ પિંજરામા ઊંધે માથે લટકતો હતો. એને પંપાળતાં પંપાળતાં, પડખે પડેલા ટેબલ પરથી એક ફ્રેન્ચ માસિકના અંક પડ્યા હતા, તે ઉપાડી તે તેનાં પાનાં ફેરવવા લાગી.

દ્વારમાં એક સુન્દર પોષાક પહેરેલો નોકર આવીને ઊભો રહ્યો, અને એણે વેલેન્ટીનાનું ધ્યાન ખેંચવા મર્યાદાપૂર્વક ખોંખારો ખાધો. વેલેન્ટીનાએ ઊંચું જોયું.

“ શું છે આગાફોન ? ” પૂર્વવત સ્નિગ્ધ કંઠે એણે પૂછ્યું.

“ સિમિયન પેટ્રોવીચ કોલોમિત્ઝેવ આવ્યા છે. ”

“ એમને અંદર મોકલ, અને મેરિયાનાને પણ મોકલ. ”

નોકર ગયો. વેલેન્ટીનાએ પેલા માસિકના અંક પાછા ટેબલ પર ફેંક્યા, અને જાણે વિચારમાં પડી હોય તેમ આંખો છત પર

ફેરવી, પગ પર પગ ચઢાવી બેઠી. જ્યારે એ આ રીતે બેઠી હોય ત્યારે ખૂબ સુન્દર લાગતી, એનો એને બરાબર ખ્યાલ હતો.

સ્વસ્થતાપૂર્વક સિમિયન પેટ્રોવીચ ડોસોમિત્ઝેવે ખંડમાં પ્રવેશ કર્યો પણ વેલેન્ટીનાને જોતાં જ એના મુખ પર ચમક આવી ગઈ. સેન્ટ પિટર્સબર્ગના ઉચ્ચ અધિકારી વર્ગના વિવેકને શોભે એવું સફાઈભર્યું એણે નમન કર્યું અને આગળ વધી મેડમ સિપિયેજિનના હાથને ચુંબન કર્યું. મોટી સુંદર આંખો, પાતળા ઘાટીલા લાલ લાલ હોઠ, નાનકડું ચપટું નાક, મુખની જરા સ્ત્રૈણ દેખાતી રેખાઓ—આ બધાને કારણે એ કોઈ સુખવસ્તુ કુટુંબનો નબીરો હોય તેવું લાગતું. એણે છેલ્લામાં છેલ્લી ઢબનો અંગ્રેજી પોષાક પહેરેલો હતો. રંગીન ગરમ કોટના ઉપરના ખિસ્સામાંથી, ખૂબીપૂર્વક ગોઠવેલો રૂમાલ બહાર ડોકિયાં કરતો હતો. કાળી રેશમી દોરી પર ચશ્માં લટકતાં હતાં. અને કાળજી-પૂર્વક હોળેલા વાળ અને તાજી હજામતથી એનું મુખ જરા તેજસ્વી લાગતું હતું. એના બાપદાદા આમતો સામાન્ય માળીનો ધંધો કરતા, પણ કુલીનપણાનો એમને એટલો બધો શોખ હતો, કે દરેક પેઢીએ અટક બદલાવતા રહ્યા હતા. છેવટે સિમિયન પેટ્રોવીચને એની કુલી-નતા વિશે જરાયે શંકા રહી નહોતી. સેન્ટપિટર્સબર્ગમાં એની ખૂબ લાગવગ હતી, અને એના ઉજ્જવલ ભવિષ્ય વિશે સૌને ખાત્રી થઈ ગઈ હતી. આમ એ કુલીન હતો, શ્રીમન્ત હતો અને આવડતવાળો ગણાતો. હમણાં એ એની જાગીર તપાસવા, અથવા બીજા શબ્દોમાં કહીએ તો ખેડૂતોને ધમકાવવા—દબાવવા રજા લઇને આવ્યો હતો. "આખૂક સિવાય કામ ન થાય." એ એનું પ્રિય સૂત્ર હતું.

"મારા મનમાં હતું કે સિપિયેજિન આવી ગયા હશે." વારા-ફરતી બંને પગની આંટી નાખતાં એણે કહ્યું.

વેલેન્ટીનાએ જરા મુખ મરડ્યું. "એ સિવાય તો જાણે તમે આવતા જ ન હો, એવી વાત કરો છો."

કોલોમિત્ઝેવ આ ઘાથી એક ડગલું પાછળ હટી ગયો. "શું વાત કરો છો તમે, વેલેન્ટીના મિઠ્ઠેલોના!"

"ઠીક, કાંઇ નહિ. બેસો. મેં ગાડી મોકલી છે. એ હમણાં આવશે. કેટલા વાગ્યા છે?"

"અઢી." એક મોટું સોનાનું ઘડિયાળ બહાર કાઢી વેલેન્ટીના સમક્ષ ધરતાં એ બોલ્યો. "આ ઘડિયાળ જોયું? સર્વિયાના શાહજાદા માઇકેલ ઑબેનોવીચે મને ભેટ આપ્યું છે. એ મારા મિત્ર છે, લોખંડી માણસ છે અને આપણા પ્રાન્તમાં એના જેવા એક માણસની જરૂર છે."

"કેમ! અહીં કંઇ ખામી છે?"

મોઢું બગાડતાં કોલોમિત્ઝેવે કહ્યું. "આ ગ્રામપંચાયતોનું લફરું જુઓ ને! એથી સરકાર નબળી પડે છે, અને લોકો ખોટી રીતે વિચારતાં શીખે છે. મેં તો આ વાત સૌને સેન્ટપિટર્સબર્ગમાં પણ કરી છે પણ મારું સિપિયેજિન પણ ન સાંભળે તો બીજાને શું કહેવું? એ હવે પૂરા વિનીત થઈ ગયા છે."

વેલેન્ટીના ટટ્ટાર થઇ અને ઘા કર્યો. "શું કહો છો મિ. કોલેમિત્ઝેવ?...તમે સરકારનો વિરોધ કર્યો?"

"વિરોધ! જરાયે નહિ. મારા ખ્યાલમાં પણ એવું ન આવે. હું કોઇવાર વિરુદ્ધ અભિપ્રાય આપું પણ હુકમ એ મારે મારે હુકમ છે." "ત્યારે મને તો ટીકા કરવાનું કે હુકમ માનવાનું કાંઇ પસન્દ નથી."

" સરસ ! આ વાત તો મારે મારા મિત્ર લેડિસ્લાસને કહેવી પડશે ! એ હમણાં એક સામાજિક નવલકથા લખે છે. ખૂબ સરસ છે. મને થોડાં પ્રકરણ વાંચી સંભળાવ્યાં હતાં. Nous aurons enfin le grand, monde russe peint par luimeme." ( રશિયન જીવનની એ એક સર્વાંગસંપૂર્ણ છબી થશે. )

" નવલકથા ક્યાં પ્રગટ થવાની છે ? "

" Russian messangerમાં. એ આપણું સર્વશ્રેષ્ઠ માસિક છે. તમે એ મંગાવો છો, નહિ ? "

" હા, પણ હવે એ પહેલાં જેવું નથી રહ્યું. "

" હા, ગ્રામભાષામાં એ જરા " ભંગાર " થઈ ગયું છે. " " ભંગાર " શબ્દ બોલતાં એ હસી પડ્યો. " mais est un journal qui se respecte ( પણ છેવટે એ જ એક માત્ર સારું માસિક છે. ) મને હવે રશિયન સાહિત્યમાં પણ રસ નથી રહ્યો. એ દિવસે દિવસે બીભત્સ થતું જાય છે. અને આ કહેવાતા લેખકોને નાયિકા તરીકે રસોયણ, ભંગીયણ, મજુરણ—એ સિવાય કોઈ મળતું નથી. કેવો સુરચિભંગ થાય છે ? હા, એટલું ખરું કે મને લેડિસ્લાસ વાંચવો ગમે છે. એ ધ્યેયલક્ષી માણસ છે અને નાસ્તિકોને તો દીઠા નથી મુકતો. "

" પરંતુ લેડિસ્લાસ પોતે જ એકવાર નાસ્તિક હતો તેનું શું ?"

Ah ! je-ton une voile sur les erreurs de sa jeunesse ! ( પ્રભુ ખાતર આપણે એની જુવાનીની ભૂલો માટે માફ કરીએ. )" હાથમાંથી એનું મોજું ખેંચી કાઢતાં કોલોમિઝેવે ખ્યાલ કર્યો.

વેલેન્ટીનાએ એની આંખો અડધી બીડી દીધી, અને એક મોહક

અભિનય કરતાં કહ્યું. સિમિયન પેટ્રોવીચ ! તમે રશિયન ભાષા બોલતાં આટલું બધું ફ્રેન્ચ શામાટે બોલો છો ? માફ કરજો મને તો આ ટેવ બહુ જુનવાણી લાગે છે."

"તમારી વાત સાચી છે, વેલેન્ટીના મિહેલોવ્ના ! પણ દરેક માણસને તમારી જેમ દેશી ભાષા પર બહુ કાબુ નથી હોતો. એટલે મને માતૃભાષા પ્રત્યે માન હોવા છતાં, હું બોલી નથી શકતો. સરકારી કામકાજ અને લશ્કરી બાબતોમા દેશી ભાષા ઉપયોગી છે, પણ હમેશની ભાષા બોલવા જતાં કેટલાય વાક્યોનું રુશિયન કરવું ભારે પડે છે, અને નિશાળિયા જેવું કઢંગું લાગે છે."

"મને તમારી વાત ગળે નથી ઉતરતી, પણ મેરિયાના હજુ કેમ ન આવી ?" બોલતાં બોલતા વેલેન્ટીનાએ ઘંટડી દબાવી.

એક નોકર અંદર આવી બારણામા ઊભો રહ્યો.

"મેં મેરિયાનાને કયારની બોલાવી છે. તમે કોઇએ એને કહ્યું છે ?"

વેલેન્ટીના હજુ આ બોલતી હતી, ત્યાં જ નોકરની પાછળ એક યુવતીએ દ્વારમા પ્રવેશ કર્યો. એણે ખુલતું કાળું ફ્રોક પહેર્યું હતું અને વાળ આધુનિક ઢબે ટૂંકા કપાવ્યા હતા. એ સિપિયેજીનની ભાણેજ મેરિયાના વિકેન્ટીએવ્ના હતી.

## ( ૯ )

"મારે ઘણું મોડું થઈ ગયું, વેલેન્ટીના મિહૈલોવ્ના ?" મેરિયાનાએ મામીની પાસે જતાં કહ્યું. "આજે થોડું કામ હતું."

મેરિયાનાએ કોલોમિત્ઝેવને નમન કર્યું અને દૂર પડેલા પોપટના પિંજરા પાસે પડેલી એક ગોડી પર જઈને બેઠી. પોપટે એને જોતાં જ પાંખો ફફડાવવા માંડી.

"કેમ ત્યાં બેઠી, મેરિયાના ?" વેલેન્ટીનાએ પૂછ્યું. "તારા મિત્ર પાસે બેસવું છે ? આ એક નવાઈની વાત છે, સિમિયન પેટ્રો-વીચ ! અમારો પોપટ મેરિયાનાના પ્રેમમાં પડ્યો છે."

"મને એની નવાઈ નથી લાગતી."

"પણ આ તો મારો વિરોધ કરે છે."

"એ નવાઈ જેવું છે; તમે એને ચીડવતાં હશો."

"ના હું તો ઉલટું એને સાકર ખવડાવવા જાઉ છું તો તે પણ નથી ખાતો. આ તો પ્રેમ અને દ્વેષ જેવી પરસ્પર વિરુદ્ધની લાગણી છે."

મામી-ભાણેજે સામસામું જોયું. ભાણેજની આંખમાં કડકાઈ હતી અને મામી મજાક કરતી હતી. બન્નેની નજરમાં ભાવ જેવું કશું નહોતું. વેલેન્ટીનાના સૌંદર્ય જોડે સરખાવતાં મેરિયાના તદ્દન સામાન્ય

લાગતી. ગોળ મોઢું, મોટું છેડેથી વળેલું પોપટની ચાંચ જેવું નાક, વિશાળ ભૂરી ચળકતી આંખો, પાતળા સદા ખેંચાયેલા જ રહેતા હોઠ અને ટુંકા કપાવેલા જાડા રાતા વાળ—આ બધાને કારણે એ થોડી પ્રૌઢ લાગતી. પણ એના ચહેરામાં એવું કાંઈક હતું, કે એના સ્વભાવગત વેગ અને પ્રાબલ્ય, આગ્રહ અને ઉગ્રતાની માણસને જોતાં વેંત છાપ પડે. એનું નાનકડું, તન્દુરસ્ત શરીર અને નાજુક હાથપગ ગ્રીક સમયની કંડારેલી મૂર્તિસમાં લાગતાં. એના હાવભાવમાં એક પ્રકારની સફાઈ અને આત્મવિશ્વાસ દેખાતા. સિપિયેજિનના કુટુંબમાં મેરિયાનાનું સ્થાન બહુ સારું નહોતું. એનો પિતા રશિયન લશ્કરમાં નોકરી કરતાં કરતાં મહામહેનતે સેનાપતિપદ સુધી પહોંચ્યો હતો. પણ એક દિવસ અચાનક એના પર રાજ્યનાં નાણાં ઉચાપત કરી જવાનો આરોપ આવ્યો, અને ગુન્હેગાર ઠરી દેશનિકાલ થયો. થોડા વખત પછી એને માફી બક્ષવામાં આવી, પણ એનું હૃદય ભાંગી ગયું હતું. એટલે એ તરત જ મરણ પામ્યો. મેરિયાનાની માતા એની પાછળ સિધાવી. અને નિરાધાર મેરિયાનાને મામા સિપિયેજિને આશ્રય આપ્યો. પણ મેરિયાનાને સ્વમાનની દૃષ્ટિએ આવું આશ્રિત અને પરતંત્ર જીવન પસન્દ નહોતું. અને એની મામીને એની સાથે જરાય ન ફાવતું. મામીને ભાણેજ ઉચ્છૃંખલ અને સુધરેલી લાગતી, અને ભાણેજને મામી નિર્દય અને જુલમી લાગતી. બંને વચ્ચે એક અણદીઠું ઘર્ષણ ચાલ્યા કરતું. મામા પ્રત્યે પણ મેરિયાનાને બહુ ભાવ નહોતો, પણ એ એટલી ઉગ્ર અને તેજસ્વી હતી કે કોઈ એને ઘરમાં હેરાન કરી ન શકતું.

કોઈના પ્રત્યે વિરૂદ્ધભાવ હોવો એ જલદી ન સમજી શકાય તેવી વસ્તુ છે.” કોલોમિત્સેવે કહ્યું. “સૌ જાણે છે કે હું એક ધર્મચૂસ્ત અને જુનવાણી વિચારનો માણસ છું. છતાં મને પાદરીઓ પ્રત્યે

અને એમનાં જુલફાં પ્રત્યે ભારે અણગમો છે."

"મને લાગે છે, સિમિયન પેટ્રોવીચ ! કે તમને વાળ તરફ જ તિરસ્કાર છે. જેમ કે તમને મારી જેવા ટુંકા કપાવેલા વાળ ન ગમે; ખરું કે નહિ ?"

વેલેન્ટીનાએ આશ્ચર્ય પામી માથું ઊંચું કર્યું. આધુનિક યુવતીઓ જે છૂટથી આવી વાતો શરૂ કરી શકતી હતી, એ જોઇને એને ભારે નવાઇ લાગતી હતી.

કોલોમિત્ઝેવે એની લાગણી છુપાવવા એક સરળ લાગતું હાસ્ય કર્યું. "તમારી વાત સાચી છે. આવા સુન્દર વાંકડિયા વાળ પર, હજામની કાતર ફરતી જોઇને મને આઘાત થાય છે. પણ તિરસ્કાર નથી થતો. છતાં તમારા દાખલાથી મારા વિચારમાં પરિવર્તન થવાનો સંભવ......." એનાં મોંમાં અહીં થોડા ફ્રેન્ચ શબ્દો આવી ગયા, પણ વેલેન્ટીનાની ટીકા યાદ આવતાં એ બોલી ન શકયો.

"અરે ઇશ્વરનો ઉપકાર માનો," વેલેન્ટીના બોલી ઊઠી. "કે મેરિયાના હજુ ચશ્મા નથી પહેરતી અને કફકોલર હજુ પહેરે છે. જો કે હમણાં હમણાં એ ડાર્વિનનાં પુસ્તકો વાંચે છે અને સ્ત્રીઓના પ્રશ્નમાં પણ રસ લે છે એટલે હવે બધું શકય ખરું ! કેમ મેરિયાના ?"

મેરિયાનાને પાછી પાડવા આ શબ્દો બોલાયા હતા. પણ મેરિયાના એમ લીધી જાય એવી નહોતી.

"હા, મામી !" એણે કહ્યું. "હું હમણાં વિકાસવાદ વિશે વાંચું છું અને સ્ત્રીઓના પ્રશ્નમાં પણ જે કાંઇ મળી શકે તે વાંચવાનો મને શોખ છે ખરો !"

"એનું કારણ જુવાની છે." કોલોમિત્ઝેવ તરફ ફરતાં વેલેન્ટીના

બોલી. "મને કે તમને આવી વાતોમાં રસ ન હોય ! ખરું ને ?"

કોલોમિત્ઝેવ મીઠું હસ્યો. "સાચી વાત છે. મેરિયાના વિકે-ન્ટીએોના હજુ યુવાન છે, આદર્શોમાં રમવાનો આ વખત છે. સમય થયે એ બધું......"

"અરે ભગવાન !" વેલેન્ટીના વચ્ચે બોલી ઊઠી. "પણ આવી વાત કરીને તો હું વૃદ્ધ ઠરી. હવે હું પણ કહું છે કે મને પણ આ વિષયમાં રસ છે. હું હજુ ઘરડી નથી થઇ ગઇ."

"હાસ્તો." પાછળ રહી જવાની બીકે કોલોમિત્ઝેવે ટાપશી પૂરી. "હું પણ વૃદ્ધ નથી થઇ ગયો પણ આવી વાતો જાહેરમાં ચર્ચી ન શકાય. જાહેર ચર્ચાની તો હું મનાઇ ફરમાવું......."

"મનાઈ ?" આશ્ચર્ય પામી મેરિયાના બોલી.

"હા. હું પ્રજાને કહીશ કે જે જાણવું હોય તે જરૂર જાણો, પણ એની ચર્ચા......? પ્રભુ ખાતર નહિ !" નાકે આંગળી મૂકતાં એણે આગળ ચલાવ્યું. "અને છાપામાં તો આવી વાતો કોઇપણ ભોગે નહિ !"

વેલેન્ટીના હસી પડી. "આ પ્રશ્નનું નિરાકરણ કરવા પ્રધાન-મંડળને કહી ખાસ સમિતિ તો નહિ બેસાડો ને ?"

"સમિતિ યે બેસાડી શકાય. તમને એમ નથી લાગતું કે પોતાને પ્રતિભાશાળી માનતા આ રખડું ભિખારીઓ કરતાં આપણે વધુ સારી રીતે આ પ્રશ્નનું નિરાકરણ કરી શકીએ ? બોરિસ આન્દ્રે-વિચ સિપિયેજિનને એના પ્રમુખ બનાવીશું."

હવે વેલેન્ટીના ખડખડાટ હસી પડી. "ધ્યાન રાખજો બોરિસ ઘણીવાર નાસ્તિક......"

"નાસ્તિ......નાસ્તિ......નાસ્તિ......" પોપટે પિંજરામાંથી ચીસ પાડી.

વેલેન્ટીનાએ પોપટને રૂમાલની ઝાપટ મારી. "ચૂપ કર! આવી સરસ ચર્ચા ચાલતી હોય ત્યારે ગરબડ ન કરાય. મેરિયાના! આને રીતભાત શીખવવાની જરૂર છે."

મેરિયાનાએ પિંજર તરફ ફરી પોપટને ફંપાળ્યો, પોપટ તેના હાથને વળગી પડ્યો.

વેલેન્ટીનાએ ફરી શરૂ કર્યું. "બોરિસ આન્દ્રેવીચ ઘણીવાર લોકપક્ષી વલણ લે છે અને ખૂબ વિચિત્ર અભિપ્રાયો વ્યક્ત કરે છે."

"સાચી વાત છે." કોલોમિત્ઝેવ ઉત્સાહમાં આવી બોલી ઊઠયો. "સિપિયેજિન અસાધારણ વક્તા છે. સફળતા એને શોધતી આવે તેમ છે. પણ પ્રજાની ચાહના મેળવવાની ઈચ્છાથી.......હમણાં એમને જરા ઉપેક્ષા સહન કરવી પડે છે. તમને એમ લાગે છે કે નહિ?"

વેલેન્ટીનાએ મેરિયાના સામે જરા જોઈ લઈ કહ્યું. "મારા ખ્યાલમાં નથી."

"મારી વાત બરાબર છે, આ ઈસ્ટર વખતે હું કહું છું તેમ બન્યું હતું. નહિ તો એવા અસાધારણ વક્તાને સફળતા શોધતી આવે......."

વેલેન્ટીનાએ આંખો વતી મેરિયાના તરફ એનું ધ્યાન ખેંચ્યું. કોલોમિત્ઝેવ ધીમેથી હસ્યો અને જાણે સમજ્યો હોય તેમ આંખો નચાવી.

"મેરિયાના વિકેન્ટીએવ્ના!" કૃત્રિમ મોટા અવાજે એણે પૂછયું. "આ વખતે તમે શાળામાં ભણાવવા જવાનાં છો?"

મેરિયાના પિંજરા પાસેથી ફરી. "તમને આવી વાતોમાં રસ છે, સિમિયન પેટ્રોવીચ?"

"હા, હા. ખૂબ રસ છે."

"તમે શાળા ચલાવવાની મનાઈ તો ન કરો ને?"

"નાસ્તિકોને તો કરું જ. પણ આવી શાળાઓ જો પાદરીઓ ચલાવે તો અને એમના પર પણ જો બરાબર દેખરેખ રાખવામાં આવે તો, મને વાંધો નથી."

"એમ! આ વરસે હું ત્યાં નહિ જાઉં. કારણકે ગયે વરસે બહુ સફળતા નહોતી મળી. આ વખતે [1]ઉનાળો હોવાથી ખેડૂતોને ખેતરમાં કામ હશે. એટલે શાળા ચાલશે પણ નહિ."

આ મશ્કરીથી મેરિયાના મૂંઝાઈ ગઈ હતી, અને ગૂંચવાતી હોય તેમ બોલતી હતી.

"કેમ આ વખતે પુરતી તૈયારી નથી કરી?" વેલેન્ટીનાએ અવાજમાં સઘળું ઝેર ભરી પૂછ્યું.

"ના."

"શું કહો છો?" કોલોમિત્ઝેવને આશ્ચર્ય થયું. "ખેડૂતોને કક્કો બારાખડી શીખવવાની તૈયારી? પ્રભુ! પ્રભુ!"

આ જ વખતે કોલીઆ દોડતો દોડતો બૂમો પાડતો અંદર આવ્યો. "મમ્મા! મમ્મા! પપ્પા આવે છે!" કોલીઆ પાછળ સિપિયેજિનની કોઈ વૃદ્ધ અન્ના ઝહારોવના અંદર આવી, એણે નાનકડી ટોપી પહેરી હતી અને પીળી શાલ ઓઢી હતી. એની ટોપી

૧. રુશિયામાં ઉનાળામાં બરફ ઓગળી જાય ત્યારે ખેતીનું કામ શરૂ થાય છે.

નીચેથી સફેદ વાળ ડોકિયાં કરતાં હતા. એણે પણ ઘોડાગાડી આવી પહોંચવાના સમાચાર આપ્યા સૌ દોડીને દાદર ઉતરી બહાર નીકળ્યાં. અને મકાનના પ્રવેશદ્વારમાં જઇ ઊભા રહ્યાં.

દૂરથી ગાડી દોડતી આવતી જોઇ મેડેમ સિપિયેજિનાએ ખિસ્સામાંથી રૂમાલ કાઢી ફરકાવ્યો. કોલીઆએ હરખમાં આવી જઇ નાચવું શરૂ કર્યું. ગાડી આવી પહોંચી અને ગાડીવાને ખૂબ ચાલાકીથી દોડતા ઘોડાને ઊભા રાખ્યા. સિપિયેજિન ઠેકડો મારી નીચે ઉતર્યો અને પતિપત્ની ભેટી પડ્યાં. કોલીઆએ પિતાની પાછળ ભરાઇ જઇ એનો ડગલો ખેંચવા માંડ્યો. પણ સૌથી પ્રથમ કોલોમિત્ઝેવ અને મેરિયાનાની સાથે હસ્તધૂનન કરી, અન્ના ઝખારોવ્નાને નમન કરીને પછી એણે કોલીઆને બે હાથે ઉચક્યો. અને એને એક ભાવભર્યું ચુંબન કર્યું.

આ બધા મિલનવિધિ દરમિયાન નેજડાનોવ ગાડીમાંથી ઉતરી ટોપી ઉતારવાનો પણ વિવેક કર્યા સિવાય બધાને જોઈ રહ્યો હતો. પતિને ભેટતાં વેલેન્ટીનાએ એક નજરે આ નૂતન આગંતુકને નિહાળી લીધો. સિપિયેજિને નેજડાનોવ વિશે એને અગાઉથી ખબર આપ્યા હતા.

હળવા મળવાનું પતી જતાં સૌ દાદર પર ચડવા લાગ્યા. દાદરની બંને બાજુએ નોકરો અને નોકરડીઓની હાર ઊભી હતી. સૌ સિપિયેજિનને નમન કરતાં હતાં, અને સિપિયેજિન સૌને આંખવતી જવાબ આપતો, અને મુખ પર માલિકીના સંતોષનું સ્મિત ફરકાવતો ઉપર ચડતો હતો.

સૌ ઉપરના દિવાનખાનામાં પહોંચ્યા કે સૌ સાથે સિપિયેજિને નેજડાનોવની ઓળખાણ કરાવી અને કોલીઆને કહ્યું "જો આ હવે તારા શિક્ષક છે. તારે હવેથી એમનું કહ્યું કરવાનું છે." એમની સાથે હાથ મિલાવ." કોલીઆએ બીતાં બીતાં નવા શિક્ષકની

સામું જોયું. અને હાથ લંબાવ્યો પણ એનું મોઢું જોતાં જ એને એમાં દમ ન લાગ્યો એટલે એ પાછો પિતા સાથે ગેલ કરવા લાગ્યો.

જે જાતની બેચેની નેજડાનોવને નાટકશાળામાં થતી હતી તેવી બેચેની અહીં થવા લાગી. એનુ શરીર ધૂળ ધૂળ હતું. એનો ડગલો જુનો અને ફાટી ગયેલો હતો. વેલેન્ટીનાએ એની સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ અન્યમનસ્ક થઈ ગયો હતો. વેલેન્ટીના એને તેજસ્વી અને બુદ્ધિમાન લાગી હતી, કોલીઆનું પફ–પાઉડરથી ભરેલું મોં તેને જરાયે ગમ્યું નહોતું અને કોલોમિત્ઝેવ એને ગાવળો લાગ્યો હતો. બીજા કોઈ પ્રત્યે એનું લક્ષ ખેંચાયુ નહોતું.

ઘરમાં નજર ફેરવતાં ફેરવતાં અચાનક સિપિયેજિન નેજડાનોક્ તરફ ફર્યો અને એણે મોટેથી બૂમ પાડી. “ઇવાન !” નોકર આવતાં એણે કહ્યું. “મહેમાનને ઉપર એક ખંડ ઉઘાડી આપ અને કપડાં બદલાવવા લઈ જા.” પછી નેજડાનોવ તરફ ફરતાં તેણે ઉમેર્યું. આપણે ત્યાં ભોજનનો સમય પાંચ વાગે છે. એ દરમિયાન ઇચ્છા હોય તો આરામ લઈ શકાશે.” નેજડાનોવે સંમતિ દર્શાવતાં નમન કર્યું. અને ઇવાન પાછળ ચાલવા માંડ્યું.

ફરી સૌની સાથે મળી લઈ, કોલોમિત્ઝેવની રજા લઈ, સિપિયેજિન પત્ની સહિત આરામ લેવા અંદર ચાલ્યો ગયો.

નેજડાનોવને જે ખંડમાં ઉતારો આપવામાં આવ્યો હતો તે સ્વચ્છ અને સરસ હતો. બહાર બગીચામાં પડતી બારીઓમાંથી મંદ પવન આવી સહની માફક બારીઓના પડદાને ઝુલાવી રહ્યો હતો. છત પર સૂર્યકિરણોનાં સોનેરી પ્રતિબિંબ રમતાં હતાં. ખંડ વસંતની સ્વચ્છ ભીની હવાથી ભર્યો ભર્યો લાગતો હતો.

નેજડાનોવે ખંડ બતાવવા આવેલા નોકરને રજા આપી પેટી ખોલી હાથ મોં ધોઈ કપડાં બદલ્યાં. મુસાફરીથી અને અજાણ્યા મનુષ્યના સતત સહવાસથી એ અકળાઈ ગયો હતો. જેને ચીડ કે કંટાળો નહિ પણ મૂંઝવતું એકલવાયાપણું કહી શકાય એવી લાગણી એના હૃદયને ઘેરી રહી હતી. એના નિષ્કારણ સંકોચથી એને પોતાની જાત પર ખીજ ચડી હતી જ્યાં એના હૃદયમાં કોઈ અગમ્ય દર્દ સળકતું હતું. એ ઊભો થઈ બારીમાં ઊભો રહ્યો. નીચે સુંદર બગીચો હતો.

બગીચો ઘણો વિશાળ અને સુંદર હતો, અને વસન્તનાં તાજાં લીલાં પર્ણો અને પુષ્પોથી ઊભરાઈ ગયો હતો. વાતાવરણમાં ચીજાનાં જંતુઓનો હજી સંચાર નહોતો થયો, પણ પર્ણોની પરસ્પરની વાત-ચીતનો મર્મર ધ્વનિ અવિરતપણે આવ્યા કરતો હતો. દૂર-દૂરથી કોયલ ટહુકતી સંભળાતી હતી. બારી સામેના એક નાનકડા વૃક્ષ પર

કબૂતરનું જોડું બેઠું બેઠું ઘૂઘવતું હતું. ચકલીઓ થાકયા સિવાય ચક ચક કર્યા કરતી હતી. સામે મિલના તળાવ પાસે અસંખ્ય ગાડાનાં પૈડાં એકી સાથે ફરતાં હોય, એવા અવાજે કાગડા શોર મચાવી રહ્યા હતા. વસંતના ખુલ્લા સ્વચ્છ આકાશમાં મોટાં દાળદરી પક્ષીઓની પહોળી કરેલી પાંખ સમાં, નાનકડાં વાદળાં વિહરતાં હતાં.

નેજડાનોવ વિસ્ફારિત નયને અને ઉઘાડે મોંએ સમગ્ર દૃશ્યને જાણે પીવા લાગ્યો. એની બેચેની ઊડવા લાગી, અને એની જગ્યાએ શાંતિ અને તાઝગી ફેલાવા લાગ્યાં.

જ્યારે નેજડાનોવ ઉપર બારીમાં ઊભો રહી કુદરતના સૌંદર્યનું પાન કરી રહ્યો હતો, ત્યારે સિપિયેજિન એની પત્નીને નેજડાનોવ વિશે, એના કુલ વિશે અને એની કેળવણી અને એના વિચાર વિશે માહિતી આપતો આપતો, ઊજળું દૂધ જેવું ખમીસ પહેરી માથું ઓળતો હતો. સામે નાનકડા કોચ પર બેસી વેલેન્ટીના પ્રેમપૂર્વક બધું સાંભળતી અને જ્યારે સમય મળે ત્યારે ઘરના સમાચાર કહેતી બેઠી હતી. આ સમાચારમાં કોલોમિત્ઝેવ અને મેરિયાના, બરાબર ન ચાલતું કાગળનું કારખાનું ઘર અને દેવળના ચુનાવાટા, રસોયાની રસોઈ–બધાનો સમાવેશ થતો હતો.

આ પતિપત્ની વચ્ચે સંપૂર્ણ મેળ અને પ્રેમ હતાં. માથું ઓળી લઈ સિપિયેજિને પત્નીનો હાથ માગ્યો. વેલેન્ટીનાએ પ્રેમપૂર્વક બંને હાથ આપ્યા. સિપિયેજિને ભાવપૂર્વક બંને હાથ ચૂમ્યા. બંનેના ચહેરા પર આ વખતે સંતોષનું સ્મિત ફરકતું હતું.

સાંજે ભોજનના ટકોરા પડયા એટલે નેજડાનોવ નીચે ઉતરી ભોજનખંડમાં ગયો. સૌ કયારનાં ત્યાં ભેગાં થઈ ગયાં હતાં. એને જોઈને સ્મિતવતી આવકાર આપતાં, સિપિયેજિને અન્નાઝહારોવ્ના અને

કોલીઆ વચ્ચે જગા બતાવી. પણ અન્ના ઝહારોવ્નાનું મોઢું આથી અગરી ગયું. આજસુધી આ વૃદ્ધાએ કોલીઆની શિક્ષિકા અને પરિચારિકાનું કામ કર્યું હતું. અને હવે આ નવો માણસ આવી દખલ કરે એ એને પસન્દ ન હતું. એની પાસે બેસતાં નેજડાનોવને ઘણા વખતનાં અવાવરુ કપડાં ગંધાય તેવી વાસ આવી. કોલીઆને નવા શિક્ષકની કડકાઇ વિશે ભારે બીક હતી, પણ ટેબલ પર બેસવા છતાં કાંઇ ખાઈ ન શકતો, આંખો ઊંચી ન કરી શકતો અસ્વસ્થ લાગતો નવો શિક્ષક એને દમ વિનાનો લાગ્યો, અને એની બીક ઊડી ગઇ.

વેલેન્ટીના મિહૈલોવ્ના પણ આ નવા જુવાનનું માપ કાઢવા લાગી. "સાવ છોકરડા સરખો લાગે છે!" એ વિચારતી હતી. "સમાજમાં હળવા-ભળવાની બહુ ટેવ નથી લાગતી પણ રૂપાળો દેખાય છે!"

આમ જ્યારે સૌ એને વિશે અભિપ્રાય બાંધવા મથી રહ્યાં હતાં ત્યારે સૌના દૃષ્ટિ-પ્રહાર ખમતો નેજડાનોવ મનમાં ને મનમાં મૂંઝાતો ગભરાતો, અને ખોટી મૂંઝવણ-ગભરામણ માટે જાત પર ચીડાતો, નીચું ઘાલી બેઠો હતો. સૌને એની દયા આવી, એટલે કોઇએ એને બોલાવ્યો નહિ. એ પણ બોલવાનો પ્રસંગ ન આવવાથી ખુશ થયો.

ખાતાં ખાતાં ચર્ચા શરૂ થઈ. આ ચર્ચામાં સઘળા વિષયોને સ્થાન હતું. પ્રાંતના ગવર્નરની પ્રકૃતિ, ઉમરાવોની સભા, કન્વેરા, ખેડૂતોની જમીન-ખરીદી, મજૂરોની ખેંચ, મોસ્કો અને પીટર્સબર્ગના એમના નવા-જૂના સંબંધો સાથે પ્રિન્સ બિસ્માર્કની રાજનીતિ અને યુરોપનું રાજકારણ પણ અહીં ચર્ચાતું હતું. બધી વાતોમાં કોલોમિન્ઝેવે લુનવાણી, પ્રત્યાઘાતી વિચારો દર્શાવ્યા અને "આજકના

સિદ્ધાન્તમાં" પોતાની અતૂટ શ્રદ્ધા જાહેર કરી.

છેવટનો સિદ્ધાની સાંભળી વેલેન્ટીનાએ તિરસ્કાર દર્શાવતાં કહ્યું. "De tres mauvais gout......( શી તમારી રુચિ છે?)"

સિપિયેજિનનું વર્ણન આથી ઉલટું હતું. એણે ખૂબ ઉદાર અને પ્રગતિશીલ વલણ અખત્યાર કર્યું. અને તિરસ્કાર, નમ્રતા અને મજાક બધું સાથે પ્રગટ કરતા એણે કહ્યું. "સિમિયન પેટ્રોવીચ! તમારી સ્વાતંત્ર્યની ભડક જોઈ મને આપણા એક મિત્ર ઈવાનોવીચ વેરીટોનોવ યાદ આવે છે ૧૮૬૦મા જ્યારે સર્ફોને[1] મુક્તિ આપવામાં આવી ત્યારે આ મિત્રે આ મુક્તિનો ખૂબ વિરોધ કર્યો હતો. અને સેન્ટ પિટર્સબર્ગમાં એક અરજી કરી હતી. આ અરજીમા એક વાકય હતું કે "જો સર્ફોને મુક્તિ આપવામા આવશે તો હાથમા મશાલ લઈ એ લોકો સમસ્ત રુશિયા પર ફરી વળશે" ઘેર ઘેર અને મહોલ્લે મહોલ્લે ફરીને આ વાત એ સૌને સંભળાવતા હતા. અને યાદ છે તમને એ વખતનો એમનો ચહેરો? ઝીણી આંખો બની શકે તેટલી ફાડીને, અને ગળું-ગાલ ફુલાવીને, ફાટી ગયેલા સાદે એ બબરાડતા "મશાલ લઇને!......હાથમાં મશાલ લઇને!......" વારૂ! આજે સર્ફો મુક્ત છે. પણ એમણે મશાલ કયારે, અને કયાં ઉપાડી; તે બતાવશો?"

"આ બાબતમાં એની થોડીક ભૂલ હતી." ગંભીરતાપૂર્વક કૅલોમિત્ઝેવે જણાવ્યું. "સર્ફો હાથમાં મશાલ લેવાના નહોતા, પણ એમને નામે બીજા નીકળવાના હતા."

આ શબ્દો સાંભળી નેજડાનોવે પાસે બેઠેલી મેરિયાના તરફ

૧. આપણા સુરત જિલ્લાના હાળીઓ જેવા ગુલામો.

દૃષ્ટિ કરી, અને મેરિયાનાએ એની સામું જોયું, આ પ્રથમ દૃષ્ટિમિલને આ યુવક–યુવતી વચ્ચે જાણે વગર બોલ્યે અતૂટ મૈત્રી સ્થાપી દીધી. બંનેને લાગ્યું કે બંને એક જ પ્રકારનાં આચાર–વિચારમાં માનનારાં છે. નેજડાનોવને આશ્ચર્ય થયું કે સિપિયેજિને જ્યારે ઓળખાણ કરાવી ત્યારે આ ગંભીર યુવતી પ્રત્યે એનું ધ્યાન કેમ ન ખેંચાયું? એણે કાલોમિત્ઝેવનો વિરોધ કરવા રજા માગતી આંખે ફરી મેરિયાના સામું જોયું. પણ એ આંખો ના કહેતી હતી. એમાં જાણે "ધીરજ રાખો. વિરોધ કરવાનો સમય હજુ આવ્યો નથી." એવો ભાવ ભર્યો હતો. મેરિયાના પોતાની વાત સમજી છે, એ જાણી એને આનન્દ થયો, અને ફરી મૂંગો મૂંગો એ ચર્ચા સાંભળવા લાગ્યો.

વેલેન્ટીનાએ પતિની વાતમાં સૂર પુરાવતાં કહ્યું. "હું સમજી શકતી નથી કે તમારી જેવા કેળવાયેલા જુવાન આવા પ્રત્યાઘાતી વિચારો શી રીતે ધરાવી શકે છે? ગમે તેમ...પણ મને એમ લાગે છે સિમિયન પેટ્રોવીચ? કે તમે આ બધું દલીલ ખાતર કહો છો." અને નેજડાનોવ તરફ ફરતાં તેણે ઉમેર્યું, "અલેક્ઝાઈ મિટ્રીચ! તમને તો સિમિયન પેટ્રોવીચને લાગે છે એવી બીક નહિ લાગતી હોય! બોરિસે તમારા વિચારો વિશે મને બધું કહ્યું છે."

અચાનક વાતચીતનો પ્રસંગ ઉભો થતાં નેજડાનોવ મૂંઝાઈ ગયો. અને થાળીમાંથી કાંઈક ઉપાડી મોંમાં મુકતાં એ કાંઈક બબડ્યો. પણ એ શું બોલ્યો તે કોઈ સમજ્યું નહિ. વેલેન્ટીના હજુ ગીઠું હસતી હતી અને સિપિયેજિન મુરબ્બીવટ ભર્યું સ્મિત કરતો હતો. કાલોમિત્ઝેવે પોતાના મત વિરુદ્ધ જવાની હિંમત કરનાર આ છોકરાને જોવા નાક પર ચશ્માં ચડાવ્યાં. અને ડોળા ઘુરકાવતો એની સામું તાકી રહ્યો. જેમ મેરિયાના સાથેના પ્રથમ દૃષ્ટિ–મિલને નેજડાનોવને

એ મિત્ર લાગી હતી તેમ કોલોમિત્ઝેવ આ પ્રથમ દૃષ્ટિમિલને જ એને દુશ્મન લાગ્યો. એણે પણ સામા ડોળા ધુરકાવ્યા. કોલોમિત્ઝેવ આ સમજી ગયો. એણે ચશ્માં ઉતારી નાખ્યાં અને બેદરકારીપૂર્વક બીજી તરફ જોતાં હસવાનો પ્રયત્ન કર્યો. પણ એનું હાસ્ય શોષાઇ ગયું હતું. કોલોમિત્ઝેવની પ્રસંશક અના ઝહારોવ્નાનો આ પ્રસંગ પછી નેજડાનોવ પ્રત્યેનો અણગમો વધ્યો.

ભોજન પૂરું થયું એટલે સૌ બીજા ખંડમાં ગયા. સિપિયેજિન અને કોલોમિત્ઝેવે સિગારેટ કાઢીને સળગાવી. સિપિયેજિને નેજડાનોવને પણ રીગેલિયા સિગારેટ ધરી પણ નેજડાનોવે ના કહી.

"અરે હું ભૂલ્યો!" સિપિયેજિને કહ્યું. "તમને તમારી સિગારેટ જ પીવી ગમે છે, એ હું ભૂલી ગયો."

"બહુ વિચિત્ર રુચિ કહેવાય!" લાગ જોઈ કોલોમિત્ઝેવે કટાક્ષ કર્યો.

નેજડાનોવ સળગી ઊઠ્યો. એને મોંએ આવ્યું: "હું જાણું છું કે રીગેલિયા અને બીજી સિગારેટોમાં શો ફરક છે પણ કોઇના ઉપકાર તળે આવવાનું મને પસન્દ નથી." પણ એણે સંયમ રાખ્યો. અને એના દુશ્મનની ઉદ્ધતાઇનો આ બીજો પ્રસંગ એના મનમાં નોંધાઇ ગયો.

"મેરિયાના!" વેલેન્ટીનાએ કહ્યું, "તમારે જો સિગારેટ પીવી હોય તો આપણા નવા મિત્રથી જરાયે શરમાત નહિ." અને નેજડાનોવ, તરફ ફરી એણે પૂછ્યું. "તમારા સમાજમાં યુવતીઓ ધુમ્રપાન કરે છે, ખરું ને?"

"હા." નેજડાનોવે લુખ્ખા સ્વરે જવાબ વાળ્યો, આ પહેલી વખત એ મેડમ સિપિયેજિના સાથે બોલ્યો હતો.

"ત્યારે હું તો ધૂમ્રપાન કરતી નથી" મજાકમાં આંખો નચાવતાં એણે વાત આગળ વધારી. "ત્યારે હું પણ આ જમાનાથી પાછળ ગણાઉં, ખરું ને?"

મેરિયાનાએ આ મજાકથી જરાયે અસ્વસ્થ થયા સિવાય, શાંતિપૂર્વક, સિગારેટ સળગાવી, અને નેજડાનોવને દીવાસળી આપી.

સાંજ લગભગ થવા આવી હતી, વાતાવરણ સરસ હતું. કોલીઆ અને અન્ના ઝહારાપના બગીચામાં ફરવા ગયા. અને બાકીના સૌ તાજી હવાનો આસ્વાદ લેતાં એ ખંડમાં જ બેઠા. ફરી ચર્ચા શરૂ થઈ. આ વખતે ચર્ચાનો વિષય સાહિત્ય હતું. નેજડાનોવે જરાય બોલ્યા સિવાય શાંતિપૂર્વક બધું સાંભળ્યું. વેલેન્ટીનાને આ ઉદ્દામ યુવાનના સંયમ અને શાંતિથી સાનન્દાશ્ચર્ય થયું.

જરા અંધારું થયું એટલે સૌ ચા પીવા ભોજનખંડમાં ગયા. ચા પિવાઈ રહી એટલે સિપિયેજિને કહ્યું: "અલેક્ઝાઈ મિટ્રીશ! અમને સૌને સાંજે ગંજીફે રમવાની કુટેવ છે. કોઈ કોઈ વાર પ્રતિબંધિત રમતો પણ રમીએ છીએ. હું તમને રમવાનો આગ્રહ નહિ કરું, પણ તમને સંગીતનો શોખ હોય તો મેરિયાના તમને પિયાનો સંભળાવશે." અને જવાબની રાહ જોયા સિવાય એણે ગંજીફો ઉપાડયો. મેરિયાનાએ પિયાના પર બેસી એક સુપ્રસિદ્ધ તર્જ શરુ કરી. પણ સાંભળનાર કે સંભળાવનાર–બેમાંથી કોઈને આ સંગીતમાં રસ નહોતો. બન્ને શિષ્ટતા ખાતર બેઠાં હતાં.

ઊંઘરે નેજડાનોવને કંટાળેલો જોઈ પાનાંમાં ગૂંચાઈ ગયેલા સિપિયેજિને કહ્યું. "અલેક્ઝાઈ મિટ્રીશ! તમારે સંકોચ રાખવાની જરાયે જરૂર નથી, જો થાકયા હો તો સુખે જજો. અમારા ઘરમાં આવી બાબતોમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે."

એકાંત માટે તલસી રહેલા નેજડાનોવે ખંડમાં બેઠેલાં સૌને નમન કર્યું અને બહાર નીકળ્યો. દરવાજામાં જ મેરિયાના એને સામી મળી. ફરી એને થયું કે એ બંને મિત્રો બની શકે તેમ છે, પણ મેરિયાનાના મુખ પર જરા અણગમો દેખાતો હતો.

જ્યારે એ એના ખંડમાં દાખલ થયો ત્યારે બગીચાની મીઠી સુગન્ધથી આખો ખંડ ભરાઇ ગયો હતો. બારી સામેના ઝાડ પર એક ચંડોળ કૂજતું હતું દૂર દૂર ક્ષિતિજ પર સમસ્ત આકાશને પ્રકાશિત કરતો ચંદ્ર લીમડાના ઘુમ્મટ સમા માથા પર ચડતો હતો. નેજડાનોવે મીણબત્તી સળગાવી. મીણબત્તી સળગતા જ બગીચાના અંધકારમાંથી એક પતંગિયું પાંખો ફફડાવતું અંદર ધસી આવ્યું અને મીણબત્તીની જ્યોતની પ્રદક્ષિણા કરવા લાગ્યું. બહારથી આવતી પવનની લહેરખી મીણબત્તીની પીળી-ભૂરી જ્યોતને નચાવતી હતી.

શરીરે અને મને થાકેલો નેજડાનોવ બિછાનામાં પડ્યો. પડતાં પડતાં એમ બબડ્યો. "હું કેવો વિચિત્ર છું ! આ લોકો આટઆટલાં માયાળુ અને ભલા હોવા છતા, મારી બેચેની જતી નથી ! પેલો.... ....કાલોમિત્ઝેવ ! પણ અત્યાર કરતાં સવારે વિચારવું વધુ ઠીક છે... અને બહુ આળા થવું પણ ઠીક નથી"

આજ ક્ષણે બહાર બગીચાને એક ખૂણેથી ચોકીદારે લહેકાવાળો અવાજે લલકાર્યું : "નંબર......એક ! આ.........સ.......બેલ!" બીજે ખૂણેથી બીજાએ પ્રતિઘોષ કર્યો. "નંબર.......દો ! આ.... સ...બેલ ! " આમ ચારે ખૂણે અવાજ થયા.

"અરે પ્રભુ !" પડખું ફેરવતાં નેજડાનોવ બબડ્યો. "આ તો જેલ જેવું લાગે છે."

વહેલી સવારે નેજડાનોવની આંખો ઊઘડી ગઈ. ઊઠીને તરત જ કપડાં પહેરી એ બગીચામાં લટાર મારવા નીકળી પડ્યો.

બગીચો ઘણો વિશાળ અને સુન્દર હતો અને એની માવજત પણ ઠીક રખાતી હોય તેમ દેખાતું હતું. ઠેકાણે ઠેકાણે મજૂરો પાવડા–કોદાળી લઈ રસ્તા સમારતા હતા. દૂર ખેતરોનાં મોલ વચ્ચે કામ કરતી ખેડૂત–સ્ત્રીઓના સમૂહ ગીતના સૂર સંભળાતા હતા. નેજડાનોવ તળાવ પાસે જઈ આંટા મારવા લાગ્યો. સામે કાંઠે વીંખાતા જતા ધૂમ્મસની આછી સેરો દેખાતી હતી. તળાવની શાંત રૂપેરી સપાટીને સૂર્ય સોનેરી રંગે રંગવા માંડ્યો હતો. નવી દેખાતી એક નાનકડી હોડી પાણીમાં નાચતી હતી અને કાંઠે પાંચેક સુતારો એક તરાપો તૈયાર કરી રહ્યા હતા. જ્યારે જરૂર પડે ત્યારે એ ધીમે સ્વરે વાત કરવા સિવાય બીજો કશો અવાજ કરતા નહોતા. સમસ્ત વાતાવરણ પ્રભાતની ઉદ્યોગમય શાંતિથી સભર ભર્યું હતું. અચાનક એક રસ્તાને એક છેડેથી આ સઘળી વ્યવસ્થા અને નિયમિતતાની મૂર્તિસમો સિપિયેજિન આવતો દેખાયો.

અત્યારે એ કોઈ મોટો રાજપુરુષ કે શહેરનો ગૌરવશાળી ગવર્નર નહિ, પણ ગામડાનો કુદરતપ્રેમી આનંદી રશિયન ગૃહસ્થ લાગતો હતો. એના હાથમાં નેતરની લાકડી ઊછળતી આવતી હતી. એના તાજા હજામત કરાવેલા ચહેરા પર આત્મસન્તોષનું સ્મિત ફરકતું

હતું. એ વહેલો ઊઠીને એની જાગીર તપાસવા નીકળ્યો હતો. નેજ-ડાનોવને જોઇને એણે ભાવભર્યું સ્મિત કર્યું.

"વાહ! તમે પણ વહેલા ઊઠતા લાગો છો!" એણે કહ્યું. "વારુ! જુઓ! આપણે ચા પીવાનો સમય સવારના આઠ વાગે છે, અને જમવાનું બપોરે બાર વાગ્યે હોય છે. એટલે કોલીઆ માટે આપણે બે વખત ગોઠવીએ; સવારના દસ અને બપોરના બે; સાંજના ઇતિહાસ અને સવારે વ્યાકરણ. કાલે કોલીઆનો નામકરણ-દિન છે, એટલે કાલે બંધ રાખીશું. પણ આજે શરૂઆત કરી દઇએ. કેમ ફાવશે ને?"

નેજડાનોવે નમન કર્યું અને સિપિયેજિન સ્ફુર્તિથી હાથમાં લાકડી ફેરવતો આગળ ચાલ્યો.

બરાબર દસને ટકોરે નેજડાનોવ ભણાવવા બેઠો. આ પ્રથમ પાઠ વખતે હાજર રહેવાની પરવાનગી વેલેન્ટીનાએ પ્રથમથી લઇ લીધી હતી. એટલે એ પણ હાજર હતી. કોલીઆ હોશિયાર વિદ્યાર્થી હતો એટલે શરૂઆતમાં અનિવાર્ય એવી અસ્વસ્થતાની પ્રથમ ક્ષણો પસાર થયા બાદ શિક્ષણ સરસ ચાલ્યું. પાઠ પૂરો થયે શાંત બેસી રહેલી વેલેન્ટીનાએ નેજડાનોવને અભિનંદન આપ્યાં, એને શિક્ષણથી સંતોષ થયો હતો. પરંતુ નેજડાનોવે ખાસ કશા ઉમળકા સિવાય અભિનંદન સ્વીકાર્યાં. સાંજે ઇતિહાસના સમયે પણ એ હાજર હતી. પાઠ પૂરો થયે એણે હસતાં હસતાં જણાવ્યું કે ઇતિહાસમા તો એને પણ કોલીઆ સાથે ભણવા બેસવું પડશે.

આ પછી બેથી પાંચ સુધીનો સમય પોતાના ખંડમાં બેસી નેજડાનોવે ટપાલ લખવામાં, અને વાંચવામાં ગાળ્યો. હવે એને અહીં ધીમે ધીમે ગોઠતું જતું હતું, અને એનું ઉશ્કેરાઈ ગયેલું મન શાંત પડતું જતું હતું.

"પણ સાંજે ભોજન સમયે એ ફરી અસ્વસ્થ બની ગયો. એને મેડમ સિપિયેજિના અને સિપિયેજિનની વધુ પડતી કાળજીથી થોડી ચીડ ચડી હતી. અત્રાક્ઝારોબનાનો વિરોધ હવે ઉઘાડો થયો હતો અને કોલીઆ પણ ટેબલ નીચેથી એને લાત લગાવતો હતો. વળી સિપિયેજિનનું મગજ પણ ઠેકાણે નહોતું. જર્મન મેનેજરને મોટો પગાર આપવા છતાં કાગળનું કારખાનું બરાબર ચાલતું નહોતું એટલે એ મેનેજરને રજા આપી આવ્યો હતો. અને આખી જર્મન જાતિ પર રોષ ઠાલવતો હતો. વાત કરતાં કરતાં એણે ગોલોભીન નામના બાજુના ગામડામાં સફળતાપૂર્વક એક વેપારીની કાપડની મિલ ચલાવતા મેનેજરનો ઉલ્લેખ કર્યો, અને જણાવ્યું કે આપણું કામ ઠેકાણે પાડવા એ માણસને મળવાની જરૂર છે.

સાંજના મોડેથી કોલોમિત્ઝેવ આવી પહોંચ્યો. અને વારાફરતી બીજા મહેમાનો પણ આવી પહોંચ્યા. એ સૌ પાનાં રમવા બેઠા, અને નેજડાનોવે મોડે સુધી એના ખંડમાં બેસી લખવા-વાંચવાનું કામ કર્યું.

વળતે દિવસે કોલીઆનો નામકરણ-દિન હતો.

ઘરથી દેવળ બહુ દૂર નહોતું છતાં વહેલી સવારે ત્રણ મોટી ઉઘાડી ઘોડાગાડી તૈયાર કરવામાં આવી. સિપિયેજિનનો આજનો દરબારી પોષાકનો ભપકો ઓર હતો. વેલેન્ટીનાએ આછા વાદળી રંગનો સુંદર પોષાક પહેર્યો હતો. બધું ખૂબ દબદબાભર્યું લાગતું હતું.

દેવળમાં પહોંચ્યા કે પ્રાર્થના શરૂ થઇ. વેલેન્ટીનાએ પ્રાર્થના સમયે પ્રાર્થના કરવા ખાસ રાતા મખમલમાં બંધાવેલી પ્રાર્થનાપોથી કાઢી, સૌ સાથે ખૂબ શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરી.

પ્રાર્થના પછી સમૂહ-પ્રાર્થના શરૂ થઇ. આ પ્રસંગે ખાસ

દેવળમાં આવેલા કારખાનાના મજૂરો અને જાગીરના ખેડૂતોએ ખૂબ સારી રીતે ગાવાનો પ્રયત્ન કર્યો. પણ એમ કરતાં ત્યાં પ્રાર્થનાને બદલે સંગીતનો જલસો થઈ ગયો. એમાં પણ જે માણસ સૌને ગવરાવતો હતો તેનો સાદ તો તેના અત્યુત્સાહને કારણે ફાટી ગયો અને સૌએ કાને હાથ દીધા. પણ એને અટકાવવા જતા આખો કાર્યક્રમ બગડે તેમ હતું, એટલે સૌએ ઉદારતાપૂર્વક આ ગાણું ચલાવી લીધું.

આ પછી ફાધર ફિમીએનનો વારો આવ્યો. એમણે એક ધર્માધ્યક્ષને છાજે તેવો ગંભીર, કાળો પોષાક ચડાવ્યો હતો. પ્રાર્થના-પોથીમા જોઇ એમણે ઉપદેશ આપવો શરૂ કર્યો. પણ એમને એક ભયાનક મુશ્કેલી નડી. એમને વિદ્વાન દેખાવાનો શોખ હતો, અને એમને વચ્ચે વચ્ચે આવતાં સીરિયન ગજાઓનાં અટપટાં નામો ઉચ્ચારવાં ફાવતાં નહોતા. એટલે ઉપદેશ કરતા જતાં એમને ખૂબ પરસેવો થવા લાગ્યો.

નેજડાનોવે ઘણા વખતથી દેવળમા પગ મૂક્યો નહોતો. એટલે એ એક ખૂણામાં જ્યાં ખેડૂત-સ્ત્રીઓ ઊભી હતી, ત્યાં જઇ ઊભો રહ્યો. છોકરાના શેડા લૂછતી અને વારવાર નમસ્કારવિધિ કરતી આ ખેડૂત-સ્ત્રી આડી આંખે આ નવા ભક્ત તરફ જોઈ રહી હતી. આખુંયે દેવળ ફૂલોની સુવાસથી મધમધતું હતું. અને આ ફૂલોની સુવાસમાં, ખેડૂતોના પરસેવાથી ગંધાતા ડગલા, અને ડામર દીધેલા જોડાની વાસ પણ ભળી જતી હતી. આ બધું જોઇ નેજડાનોવના મનમાં વિચારોની પરંપરા શરુ થઇ ગઇ.

છેવટે ઉપદેશ પૂરો થયો, અને સૌ સિપિયેજિનને ઘેર આવવા નીકળ્યાં. આવે પ્રસંગે ગમે તેમ પણ વાતો કરવી જોઇએ એટલે

નિરુપયોગી વાતો ચાલવા લાગી અને વાતો કરતાં કરતાં ઘેર કરવાનો બાકી રહેલો ધર્મવિધિ પૂરો થયો. કોઈને આટલા વહેલા ખાવાની ટેવ ન હોવા છતાં સૌએ જાતજાતનો અને ભાતભાતનો–જેને ભોજન વધુ કહી શકાય એવો–નાસ્તો પેટ ભરીને કર્યો અને એકબીજાને નમસ્કાર કરતા વિખરાયા.

કોલીઆ આજના દિવસનો રાજા હતો. એણે આજે સાવ નવાં કપડાં પહેર્યાં હતાં, અને સોનાના બોરિયાં ડગલામાં નાખ્યાં હતાં. સૌએ એને અભિનન્દન અને ભેટોથી નવરાવી દીધો. ઘરના નોકરો, જાગીરના ખેડૂતો અને કારખાનાના મજૂરોએ આવી આદરપૂર્વક એના હાથ ચૂમ્યા. કોલીઆને આનંદ પામવો, ફુલાવું કે શરમાવું એની સમજ ન પડી. એટલે છેવટે ગભરાઈને ક્રિયા પૂરી થતાં જ એ ખંડ બહાર નાઠો.

સાંજે ભોજન સમયે 'સિપિયેજિને સૌને માટે [1]શેમ્પેઇનની વ્યવસ્થા કરી હતી. ભોજન શરૂ થતાં પહેલાં એણે એક લાંબું પ્રવચન કર્યું. માતૃભૂમિની સેવા કરવી એ કેટલું ગૌરવપ્રદ છે એ જણાવી એના નિકોલાઈ (આ કોલીઆનું બીજું નામ હતું. અને બહારના માણસોની હાજરીમાં ઘરનું નામ લેવું અનુચિત છે એમ સમજી, આ મોટું નામ એ બોલ્યો હતો.) માટે આશા વ્યક્ત કરી, કે એ એની ફરજ બરાબર બજાવશે. આગળ ચાલતા એણે નિકોલાઈની ફરજનું વર્ણન કર્યું. એની પહેલી ફરજ એના કુટુંબ પ્રત્યે, બીજી એના સમાજ પ્રત્યે, ત્રીજી પ્રજા પ્રત્યે અને ચોથી ફરજ રાજ્ય પ્રત્યે છે એમ બોલતાં બોલતાં, એક મોટા વક્તાની માફક એણે એક હાથ કમ્મર પર ટેકવ્યો, અને બીજો ટેબલ પર મૂકયો. એનો અવાજ ગાઢો, મોટો અને રમુજી થઈ ગયો. છેવટે વિજ્ઞાનની શક્તિનાં

---

૧. ઊંચી જાતનો ફ્રેન્ચ દારૂ.

વખાણ કરતા એણે ભાષણ પૂરું કર્યું. કોલીઆએ પણ ઉભા થઈ પિતાનો આભાર માન્યો, અને આમ મશ્કરો વિધિ પૂરો થયો.

આ બધું જોઈ રીસ ચડવાને બદલે નેજડાનોવને રમૂજ થતી હતી વેલેન્ટીના એને નાટક ભજવતી જ લાગી હતી અને એના ચાતુર્ય વિશે એને જરાયે શંકા રહી નહોતી. વેલેન્ટીનાને પણ પોતાનું નાટક સમજનાર કોઇ છે એમ જાણી મનમાં આનંદ થયો હતો એનું નેજડાનોવ સાથેનું વર્તન હવે એવું મીઠું બની ગયું હતું કે નેજડાનોવને એમાં ખુશામતની ગંધ આવતી હતી

બીજા દિવસથી પાછો સૌનો રોજ–બરોજનો કાર્યક્રમ શરૂ થઇ ગયો એમ ને એક અઠવાડિયું પસાર થયું

આ દિવસો દરમિયાન નેજડાનોવને જે અનુભવો થયા, અને જે જે વિચારો આવ્યા, તેનું એણે એના એક જૂના સહાધ્યાયી મિત્ર સિલીનને લખેલા પત્રમાં વર્ણન કર્યું છે આ સિલીન એક દૂરના પ્રાન્તમાં રહેતો હતો. શરીરે એ નબળો અને સદાય માંદો રહેતો એટલે એ વતન છોડી બીજે ક્યાંય ન જઈ શકતો એનું પોષણ એના નબાપી એના એક વૃદ્ધ કાકા કરતા એ ખૂબ નિર્મળ હૃદયી, રાંક, બહુ આનડત વગરનો પ્રેમાળ અને શાંત હતો રાજકારણમાં એને બહુ રસ નહોતો જના હાથ પડ્યું તે સઘળું વાંચી જવાની એને ટેવ હતી સમસ્ત જીવનમાં એ સાવ એકલો હતો નેજડાનોવને સિલીન પર અને સિલીનને નેજડાનોવ પર અપાર ભાવ હતો પરિગ્રહી વૃત્તિના નેજડાનોવે આજ સુધીમાં જો કોઇની પણ પાસે એનું હૃદય સંપૂર્ણપણે વ્યક્ત કર્યું હોય, તો તે સિલીન હતો. જાણે બીજી દુનિયામાં રહેતા પોતાના મિત્રને કે પોતાના જ આત્માને લખતો હોય, તેમ એ સિલીનને લખતો એને ખાત્રી હતી કે એના એકેએક–

શબ્દને એનો મિત્ર ચાવી ચાવીને વાંચશે, અને એનો એકેય શબ્દ કોઇને જણાવશે નહિ. સિલીનને બહુ લખતાં ન આવડતું. પણ નેજડાનોવને કોઇનાયે પ્રત્યુત્તરની જરૂર નહોતી; ફક્ત શ્રદ્ધાવાન વાચકની જરૂર હતી. એટલે બંને વચ્ચે પત્રવહેવાર ચાલ્યા કરતો. સિલીન સાથેના આ ગાઢ હૃદય–સંબંધની વાત હજુ સુધી એણે કોઇને કરી નહોતી.

આ વખતે લખ્યું હતું:

"પ્રિય અને નિર્મળ હૃદયી મિત્ર સિલીન!

હવે તારે મને અભિનંદન આપવાં પડશે! લીલા ઘાસની કોમળ શય્યામાં પડ્યો પડ્યો આરામ લેતો હોઉં તેમ અહીં રહું છું અને વધુ ને વધુ માનસિક સ્વસ્થતા પ્રાપ્ત કરતો જાઉં છું. અહીં એક શ્રીમન્ત રાજપુરુષ સિપિયેજિનના પુત્રના ગૃહશિક્ષક તરીકે આવ્યો છું. કોઇ દિવસ ન ખાધું હોય એટલું ખાઉં છું અને કોઇ દિવસ ન ઊંઘ્યો હોઉં એટલું ઊંઘું છું. અને નવરાશે આજુબાજુના પ્રામપ્રદેશમાં રખડ્યા કરું છું. મારા સેન્ટપિટર્સબર્ગના મિત્રોના પંજામાંથી છેવટે છટક્યો છું. પ્રથમ તો એમના સિવાય બહુ સૂનું લાગતું પણ હવે ઠીક લાગે છે. જો કે હું બરાબર સમજું છું કે આ બધું લાંબું ચાલવાનું નથી, અને અહીં કરેલ સઘળાયે આનંદનો બદલો મળી રહેવાનો છે, છતાં અત્યારે તો પાડાની માફક ખાઉં છું અને શરીરે પાડા જેવો જ વિકાસ કરું છું. જ્યારે મન થાય ત્યારે કાવ્યો લખું છું...

"અહીંના વાતાવરણ વિશે સવિસ્તર ફરી કોઇવાર લખીશ. સિપિયેજિન જાગીરની વ્યવસ્થા ઘણી સારી કરે છે. પણ એનું કાગળનું કારખાનું બરાબર ચાલતું નથી. કારણ કે ખેડૂતો કારખાનામાં કામ કરવા આવતા નથી, અને નોકરોને બહુ પડી નથી.......પણ

આ બધી વાત ફરી કોઈવાર. સિપિયેજિન દંપતી ઘણું વિવેકી અને ઉદારમતવાદી છે, એમા પણ દરેક બાતમા સિપિયેજિન તો તમને ધાઇ ધાઇને મદદ કરે તેવા છે અને વારંવાર સુન્દર પ્રવચનો કરવાની એમને ટેવ છે! ખરેખર, એ પણ ઘણા સંસ્કારી માણસ છે! મેડમ સિપિયેજિના અતિશય સ્વરૂપવાન છે, આનન્દી છે અને મહેમાનોની ખૂબ સંભાળ રાખે છે. શરીર એટલું બધું કોમળ છે કે મને ઘણીવાર એમ થાય છે કે એના શરીરમા એકકેય હાડકું નથી! સાચુ કહું તો મને એની બીક પણ લાગે છે. તું જાણે છે કે સ્ત્રીઓના સહવાસમા હું કેવો થઇ જાઉ છુ. અહી બીજા ઘણા માણસો છે પણ મને એમાં બહુ રસ નથી. ફક્ત એક ડોશીમા કોઇ કોઇવાર હેરાન કર્યા કરે છે. ....પણ આ બધા માણસો કરતાં મને અહીની એક યુવાન સન્નારીમાં વધુ રસ છે. એ શા, સંબંધે અહી રહે છે તે તો પ્રભુ જાણે! હું હજુ સુધી એની સાથે એક પણ શબ્દ બોલ્યો નથી છતાં મને એમ લાગે છે કે અમે મિત્રો છીએ!"

અહીં એણે મેરિયાનાના દેખાવનું અને એની ટેવોનું, વર્ણન કર્યું હતું. અને પછી આગળ લખ્યું હતું.

"આવા સુખી ઘરમાં રહેવા છતાં, એનો ગર્વિષ્ઠ, મહત્ત્વાકાંક્ષી અને હૃદયમાં જ સંઘરી રાખે તેવો સ્વભાવ હોવા છતાં, મને એમ લાગ્યા કરે છે કે એ દુઃખી છે. એનાં દુઃખનું કારણ શું છે એ મને ખબર નથી. પણ એ દુઃખી છે એ વાત ચોકકસ છે. એ પ્રમાણિક છે પણ એની સરલતા વિશે ખાતરી નથી. અને સ્ત્રીઓ બેવકૂફ હોય તો જ સરળ હોઈ શકે, એ વાત સાચી નથી? ગમે તેમ હોય, પણ મને તો સ્ત્રીઓ વિશે બહુ ઓછું જ્ઞાન છે. વેલેન્ટીના અને આ યુવતીને જરાયે બનતું નથી. એ અણબનાવમાં કોણ જવાબદાર છે એ કળવું મુશ્કેલ છે, છતાં જવાબદાર તો વેલેન્ટીના જ લાગે છે. કારણ કે

એનું આ યુવતી સાથેનું વર્તન બીક લાગે એટલું બધું નમ્ર છે; જ્યારે આ યુવતીનું મોઢું વાત કરવામાં પણ બગડી જાય છે. એનું મન મારી જેમ ખૂબ તંગ રહે છે, મારી માફક એ ઉશ્કેરાઇ જાય છે છતાં એ મારી જેમ જ ઉશ્કેરાઈ નથી જતી......

"આ બધું પૂરેપુરું ક્યારે સમજાશે તે તો પ્રભુ જાણે! વખત આવ્યે બધું જણાવીશ.

"આ યુવતી મારી સાથે ભાગ્યે જ વાત કરે છે છતાં જે બેચાર શબ્દો એ બોલે છે એ ઉપરથી એની સીધી તલવારની ધાર જેવી સચ્ચાઇની મારા પર ઊંડી છાપ પડી છે. મને તો એ સચ્ચાઇ ખૂબ ગમે છે.

"વારુ, તારો વૃદ્ધ કાકો આ લોકમાંથી ક્યારે વિદાય થવાનો છે! અને તને ક્યારે મુક્ત કરવાનો છે?

"ઓરેન્બર્ગ પ્રાન્તમાં ૧૮૩૪ની સાલમાં જે બનાવો બન્યા તેનો અહેવાલ તેં European messangerમાં (યુરપનો સંદેશ) વાંચ્યો હશે. લેખક એક જૂનવાણી માણસ છે અને આ સામયિક પણ મને બહુ નથી ગમતું; છતાં આવા બનાવો છેક ૧૮૩૪માં બને એ આશ્ચર્યજનક નથી લાગતું! મને તો એ લેખ રસદાયક અને વિચારપ્રેરક લાગ્યો છે."

અડધો મે પસાર થઇ ગયો હતો. હવામાં ઉનાળાની ગરમીએ સંચાર કરી દીધો હતો.

એક દિવસ બપોરે કોલીઆને ભણાવી, તેજડાનોવ બગીચામાં લટાર મારવા નીકળ્યો. ફરતાં ફરતાં મકાનની જમણી બાજુએ ખિચોખિચ ઊગી નીકળેલા એક મોટા વૃક્ષોનાં ઝુંડમાં તે પેઠો. આ ઝુંડને કેટલાક વખત પહેલાં સાફ કરી નાખવામાં આવ્યું હતું, છતાં થોડા વખતમાં જ એ પૂર્વવત્ ગાઢ બની ગયું હતું. અંદર ચોતરફ જવા આવવાની કેડીઓ પડી ગઈ હતી. નાનાં નાનાં પક્ષીઓ જમીન સરસાં ઊડયાં કરતાં હતાં. અર્ધોએક કલાક આમતેમ આંટા માર્યા પછી છેવટે થાકીને એ એક મોટા ઝાડની તૂટી પડેલી, અને ખરી પડેલાં પાંદડાંથી ઢંકાઇ ગયેલી ડાળ પર જઇને બેઠો; અને ડાળ પર જ લંબાવ્યું.

આજે એના મનમાં ખાસ કોઈ બાબત વિશે વિચાર ન હોતા આવતા છતાં એના હૃદયમાં કોઇ છૂપું દર્દ ઉભરાઈ રહ્યું હતું. વરસતા વરસદાની ઘેરી છાયામાં અને વસંતના આહ્લાદક વાતાવરણમાં પ્રત્યેક યુવાન-વૃદ્ધને આવી બેચેની લાગે છે. આ બેચેની પાછળ વૃદ્ધના હૃદયમાં ગત જીવનની સ્મૃતિરૂપ શોકની ઘેરી લાગણી હોય છે, જ્યારે યુવાનના હૃદયમાં અતૃપ્ત રહેલી ઝંખનાનો અજંપો હોય છે.

દૂર દૂરથી કોઇનાં પગલાં સંભળાતાં એ સૂતો હતો ત્યાંથી બેઠો

થઇ ગયો. કોઈ બે વ્યક્તિનાં એકધારાં, ધીમાં અને તાલબદ્ધ પગલાં સંભળાતાં હતાં અને સાથે જ કોઇ સ્ત્રીનાં કપડાંની આછી ફરફરાટી સંભળાતી હતી.

કોઈ પુરુષનો ઘેરો અવાજ સંભળાયો. "આ તમારો છેલ્લો જવાબ છે? એમાં કોઈ દિવસ ફેરફાર નહિ થાય?"

"ના." કોઈ સ્ત્રીનો પરિચિત અવાજ આવ્યો. બે ક્ષણ પછી મેરિયાના કાળી આંખોવાળા એક કાળા પુરુષ જોડે આવતી દેખાઈ. આ પહેલાં આ પુરુષને નેજડાનોવે કોઇ દિવસ જોયો નહોતો. જેવી એ બંનેની નજર નેજડાનોવ પર પડી કે બંને ચમકીને ઊભા રહી ગયાં. બંનેના પગ જાણે જમીન પર ચોંટી ગયા. નેજડાનોવ પણ સ્તબ્ધ થઈ ગયો. અત્યારસુધી દુઃખથી આર્ત્ત દેખાતા પેલા પુરુષની આંખમાં ક્રોધ દેખાયો. અને મેરિયાનાથી ફિક્કું હસાઈ ગયું. બંનેએ એકબીજા સામું જોયું અને શબ્દ પણ બોલ્યા સિવાય બંનેએ પીઠ ફેરવી. જેટલે ધીમે પગલે બંને આવ્યા હતાં, એટલે જ ધીમે પગલે બંને ચાલ્યાં ગયાં. આશ્ચર્યચકિત થયેલો નેજડાનોવ પણ તરત પાછો ફર્યો.

અર્ધો કલાક પછી જ્યારે એ જમવા માટે ભોજનખંડમાં આવ્યો, ત્યારે મેરિયાનાનો સાથી પેલો શ્યામવર્ણ પુરુષ ત્યાં હાજર હતો. સિપિયેજિને બંનેને પરિચય કરાવ્યો. "એ મારા સાળા છે અને એમનું નામ સર્ગાઇ માર્કેલોવ મિહેલોવીચ છે. આશા રાખું છું કે તમે બંને મિત્રો બની જશો." સિપિયેજિને એનું રાજ્યમંત્રીક છતાં લાક્ષણિક મીઠું સ્મિત કરતાં ઉલ્લું વાક્ય ઉમેર્યું, અને બેદરકારીપૂર્વક, ખભા ઉછાળતો ત્યાંથી ચાલ્યો ગયો.

માર્કેલોવ અને નેજડાનોવ સ્તબ્ધ બનીને ઊભા રહ્યા. શી રીતે વાત કરવી-તે બેમાંથી કોઇને સૂઝતું નહોતું. ત્યાં એ બંનેને આમ

ઊભેલા જોઇ વેલેન્ટીના ત્યાં આવી પહોંચી. ફરી એણે આ બંનેની ઓળખાણ કરાવતાં પેલું મીઠું, રમતિયાળ અને આકર્ષક સ્મિત કર્યું. (આ સ્મિત જ્યારે મરજી પડે ત્યારે એ કરી શકતી.) અને માર્કોલોવને કહ્યું. "કેમ સર્ગાઇ! તમે તો અમને સાવ ભૂલી ગયા લાગો છો! કોલીઆના નામકરણ-દિન જેવા પ્રસંગે પણ ન આવ્યા કે પછી હમણાં બહુ કામ રહે છે?" અને નેજડાનોવ તરફ ફરતાં અને પેલું મીઠું સ્મિત ફરી રેલાવતાં તેણે કહ્યુ "મારા ભાઈ એમના ખેડૂતો જોડે એક નવીન યોજના કરવામાં ગૂંથાયા છે, યોજના સાવ મૌલિક છે. એમની જમીનમાંથી જે કાંઈ ઉત્પન્ન થાય તેનો એક ભાગ એમનો અને ત્રણ ભાગ ખેડૂતોના. આમ છતાં એ માને છે, કે એ જે લે છે તે ગેરવ્યાજબી છે."

"મારી બહેનને મશ્કરી કરવાની ટેવ છે." માર્કોલોવ બોલ્યો, "પણ યોજનાની વાત સાચી છે. હું માનું છું કે સૌ માણસો જે ઉત્પન્ન કરે તેનો ચોથો ભાગ એક જ માણસ રાખે તે ગેરવ્યાજબી છે."

"તમને લાગે છે અલેકઝાઇ મિટ્રીશ કે હું મશ્કરી કર્યા કરું છું?" વેલેન્ટીનાએ એના એ જ રમતિયાળ અવાજે પૂછ્યું.

નેજડાનોવ જવાબ શોધવાની ભાંજગડમાં પડ્યો. પણ એ જ વખતે નોકરે આવી કાલોમિત્ઝેવના આગમનના સમાચાર આપ્યા, એટલે તે તેનો સત્કાર કરવા ચાલી ગઇ. થોડી જ વારમાં ભોજન તૈયાર હોવાનું નોકરે લહેકાભર્યો સૂર કાઢતાં જાહેર કર્યું. એટલે સૌ ટેબલ પર ગયા.

જમતાં જમતાં નેજડાનોવ માર્કોલોવ અને મેરિયાના પરથી નજર ન ખસેડી શક્યો. બન્ને પડખે પડખે હતાં, બંનેની નજર

નીચે ઢળેલી હતી; બંનેના હોઠ સખ્તાઇપૂર્વક બિડાયેલા હતા, બંનેના ચહેરા પર શોકની ઘેરી રેખાઓ ઉપસી આવી હતી.

મનમાં ને મનમાં નેજડાનોવ વેલેન્ટીના અને માર્કેલોવની સરખામણી કરવા લાગ્યો. બંને ભાઇબહેન હોવા છતાં બંને વચ્ચે આશ્ચર્યજનક ભિન્નતા હતી. થોડુંઘણું યે જો સામ્ય હોય તો બંનેના એકસરખા શામળા વાનમાં હતું. પણ આ વાન વેલેન્ટીનાને માટે સૌંદર્યની નિશાનીરૂપ હતો, જ્યારે માર્કેલોવનો ચહેરો તો ઘેરા રાતા બુટપોલીશ જેવો લાગતો. સુકકું પણ કસાયેલું લાગતું શરીર, મોટું, અણીએથી વળેલું નાક, જાડા હોઠ, બેસી ગયેલા ગાલ, ઘોઘરો, બસૂરો અને ધાતુના રણકાર જેવો તીક્ષ્ણ અવાજ—આ બધું જાણે પૂરતું ન હોય તેમ એની ઊંડાણુશી આંખો અને સોગિયા ચહેરાથી જોનારને તુર્ત જ ખ્યાલ આવી જતો, કે આ માણસ બહુ બોલાવવા જેવો નથી..

અત્યારે માર્કેલોવનું ખાવામાં જરાયે ધ્યાન ન હોતું. કોલોમિત્ઝેવ તરફ વારંવાર તાકતો એ પાંઉની ગોળીઓ વાળ્યા કરતો હતો. કોલોમિત્ઝેવ થોડા વખત પહેલાં એની જાગીરના કોઈ કામે પ્રાંતના ગવર્નરને મળવા ગયો હતો. પણ એને અપમાનિત અને નિરાશ થઇને ત્યાંથી પાછું ફરવું પડ્યું હતું. પોતાનાં નિરાશા અને ગભ છુપાવવા આજે એણે જીભને વહેતી મૂકી દીધી હતી. એની વધુ પડતી વાયડાઇ અટકાવવા સિપિયેજિને પ્રયાસ કર્યો; પણ કોલોમિત્ઝેવે જે પ્રસંગો ટાંકવા માંડ્યા એથી એને પણ મજા પડી.

"તમે સૌ જાણો છો?" સૌ ઉપર આતુરતાપૂર્વક નજર ફેરવતાં કોલોમિત્ઝેવે પૂછ્યું. "બેહૂ તો Lawyerને (વકીલોને) શું કહે છે તે?" કોઇએ જવાબ ન આપ્યો, એટલે એ ઉત્સાહપૂર્વક

મોટેથી બોલી ઊઠયો. " Liars ! Liars ! ( જુઠાબોલા ! જુઠા-બોલા !). " આ પછી સરકારી કામને અંગે ગામડાઓમા ફરતાં ફરતાં એક ગામડાની ખેડૂતશાળાની એણે લીધેલી મુલાકાતની વાત કહી. એણે સૌને–વિદ્યાર્થીઓને અને શિક્ષકોને–સૌને પૂછ્યું. " બેગુસ્નિયા એટલે શું ?" કોઈ જવાબ ન આપી શકયું. એણે બીજો સવાલ પૂછયો. " પિથેકસ એટલે શું ?" આનો પણ કોઈ જવાબ ન આપી શકયું. વાત પૂરી કરતાં એણે તિરસ્કારપૂર્વક ઉમેર્યું: " આવી છે આપની ખેડૂતશાળાઓની દશા ! "

" પણ મને યે ખબર નથી કે આ કઇ જાતનાં પ્રાણી છે ? " વેલેન્ટીનાએ આશ્ચર્ય પામતા કહ્યું.

" તમારે એ જ્ઞાનનો ખપ નથી. એ તો ખેડૂતોને ઉપયોગી છે. "

" જે વસ્તુ જાણવાની મારે જરૂર નથી, તે ખેડૂતોને શી રીતે ઉપયોગી થઈ શકે ? "

[1]" ઍડમ સ્મિથના વિચારો કરતાં પણ આ વસ્તુ એમને માટે વધુ ઉપયોગી છે. કારણ કે એ ખેનીમાં કામનું છે. "

સિપિયેજિન દારૂનો આખો પ્યાલો એકી સાથે ગળે ઉતારી જતાં બોલ્યો. " ઍડમ સ્મિથ આધુનિક જગતનો અગ્રણી વિચારક છે. બાળકોને નાનપણથી જ એનું જ્ઞાન આપવું જોઇએ. "

વધુ ચર્ચા અટકાવવા દારૂનો પ્યાલો ભરી ગટગટાવી જતાં કાલોમિત્ઝેવે દારૂનાં વખાણ કરવા માંડ્યા.

માર્કેલોવે અત્યારસુધી કાલોમિત્ઝેવની કાંઈ વાતો પર ધ્યાન આપ્યું નહોતું. અને સિપિયેજિન કે મેડમ સિપિયેજિનાએ એને

1. બ્રિટનનો સર્વપ્રથમ વિશ્વવિખ્યાત અર્થકારણનો વિચારક.

વતાવ્યો નહોતો. એ બહુ ન વતાવવા જેવો ધૂની માણસ છે ; એમ બંને માનતા હતાં. ફક્ત માર્કેલોવ વારંવાર નેજડાનોવ તરફ છાની નજર નાખી લેતો હતો.

છેવટે ભોજન પૂરું થયું, અને સૌ વિખરાયા. માર્કેલોવ બાજુના ખંડમાં સિગોરેટ પીવા ગયો; નેજડાનોવ એના ખંડમાં જવા બહાર નીકળ્યો પણ ઓસરીમાં જ એને મેરિયાના ભટકાઇ પડી. કશું બોલ્યા સિવાય સરકી જવાની નેજડાનોવની ઇચ્છા હતી, પણ મેરિયાનાએ હાથ હલાવી એને ઊભો રાખી દીધો.

" મિ. નેજડાનોવ ! " એનો અવાજ જરા અસ્વસ્થ હતો. " તમે મારા માટે શું ધારો છો એની મારે બહુ ચિંતા ન કરવી જોઇએ, છતાં મને......લાગે છે......મને......લાગે છે કે ( અહીં જાણે એ શબ્દો શોધતી હતી. ) મારે તમને જણાવી દેવું જોઇએ. હું અને મિ, માર્કેલોવ-બંને ત્યાં અગાઉથી નક્કી કરીને મળ્યા હતા. અમે તમને જોઇને જરા ગૂંચવાયાં એથી તમને જરા વિચિત્ર......"

" હા, મને વિચિત્ર તો લાગ્યું......" નેજડાનોવ ખુલાસો કરવા ગયો. પણ મેરિયાનાએ એને વચ્ચેથી જ અટકાવી દીધો. મિ. માર્કેલોવે મારી પાસે લગ્નની માગણી કરી, અને મેં ના પાડી. આ મારે તમને કહેવાનું હતું. તમારે હવે જે ધારવું હોય તે ધારી શકો છો. સાહેબજી ! "

તે ઝડપથી દાદર ઊતરતી અદશ્ય થઇ ગઇ.

મનમાં ને મનમાં રમુજ પામતાં નેજડાનોવે એના ખંડમાં પ્રવેશ કર્યો અને બારી પાસે જઇ ઊભો રહ્યો. " કેટલી વિચિત્ર છે ! વગર માગ્યે આવા અંગત પ્રશ્નોના ખુલાસા પણ શા માટે ! એમાં નવીન કરી બતાવવાની વૃત્તિ સમજવી, અભિમાન સમજવું કે મારા

પ્રત્યેનો વિશ્વાસ સમજવો ? મને તો આમાં અભિમાન લાગે છે. કોઈ માણસ પોતા વિશે ખોટું વિચારે કે શંકા વ્યક્ત કરે, તે એનાથી સહન જ નથી થઈ શકતું. કેટલી વિચિત્ર છે ?"

જ્યારે નેજડાનોવ આમ મેરિયાના વિશે વિચાર કરતો હતો ત્યારે એના વિશે ચર્ચા થતી હતી. અને એનો એકેકએક શબ્દ ઉપર સંભળાતો હતો.

" મને તો લાગે છે કે " કોલોમિત્ઝેવનો અવાજ સંભળાયો. " એ માણસ બળવાખોર છે. જ્યારથી મેં આવા માણસોની તપાસ અર્થે નિમાયલી સમિતિમાં કામ કર્યું છે, ત્યારથી મને એવા માણસોની ગંધ આવે છે. એક દિવસ હું પોલિસ જોડે એક ખાસ કામ માટે મોસ્કો આજુબાજુ કરતો હતો. ત્યાં રસ્તામાં મેં એક જોડાની એડી જોઇ. એ એડી પરથી મેં એક ઝૂંપડી પર દરોડો પાડયો. જ્યા સુધી ઝૂંપડી નજીક ન પહોંચ્યા, ત્યાંસુધી પેલો બદમાશ જાણે કાંઈ ન બન્યું હોય તેમ શાંતિથી બાકડા પર બેસી રહ્યો. પણ જેવા ત્યાં પહોંચ્યા કે બારી ઠેકીને તે નાઠો. પણ છેવટે તે પકડાઈ ગયો. એ પણ એક બળવાખોર હતો......"

પણ આ " બદમાશ "ની પૂરી વાત કોલોમિત્ઝેવે ન કરી, કારણ કે પેલા વૃદ્ધે જેલમાં જતાં ખાવાની ના કહી અને ભૂખ્યો જ મરી ગયો.

" મને જરાયે શંકા નથી કે તમારો નવો ગૃહશિક્ષક આ જાતનો માણસ છે." કોલોમિત્ઝેવે આગળ ચલાવ્યું. " તમારો ખ્યાલ છે ને કે, એ કોઇ દિવસ કોઇને પહેલાં નમન નથી કરતો ? "

" પણ શામાટે એણે પહેલાં નમન કરવું જોઇએ ? મને તો એ ઉલટું ગમે છે." વેલેન્ટીનાએ પ્રતિવાદ કર્યો.

"જે ઘરમાં એ એક સામાન્ય નોકર છે, એ ઘરમાં હું મહેમાન છું. એટલે એણે પહેલું નમન કરવું જોઇએ." કોલોમિત્ઝેવે જાહેર કર્યું.

પ્રિય મિત્ર કોલોમિત્ઝેવ?" ભાર દઇને "પ્રિય મિત્ર" ઉચ્ચારતાં સિપિયેજિને જણાવ્યું. "તમે આવી રીતભાતની બાબતમાં વધુ પડતા ચોક્કસ છો. અમને એવું બહુ નથી લાગતું. હું એને કામ કરવાના પૈસા આપું છું, અને કામ કરી રહે, એટલે એને મરજી પડે તેમ કરવાની છૂટ છે."

"આવા માણસોમાં–આ બળવાખોરોમાં, આંખની પણ શરમ નથી હોતી! મને તો દૂરથી આવા માણસોની ગંધ આવે છે. જો તમારો આ શિક્ષક મારા પંજામાં આવે તો બતાવી આપું, કે આવી ઉદ્ધતાઇનું કેવું ફળ આવે છે?"

"નાલાયક! બડાઇખોર!" નેજડાવ ઉપરથી લગભગ બૂમ પાડી ઊઠયો, પણ એ જ ક્ષણે ખંડનું બારણું ઊઘડયું; અને બારણામાં માર્કેલોવને ઊભેલો જોઈ એ આભો થઈ ગયો.

# ( ૧૦ )

નેજડાનોવ આવકાર આપવા ઊભો થયો પણ માર્કેલોવે કશો વિવેકવિધિ કર્યા સિવાય એની પાસે જઈ વાત શરુ કરી

" તમારું નામ અલેક્ઝાંઈ મિટ્રીશ ? તમે સેન્ટપિટર્સબર્ગ યુનિવર્સિટીના વિદ્યાર્થી છો ? "

" હા. "

માર્કેલોવે ખિસ્સામાથી એક બંધ પરબીડિયું કાઢી તેને આપતાં ધીમે અવાજે કહ્યુ. " તમારા પર વાસિલી નિકોલેવીચનો પત્ર છે. "

નેજડાનોવે પત્ર ફોડીને વાંચ્યો. પત્રમાં માર્કેલોવની " આપણામાંના એક અને વિશ્વાસપાત્ર " માણસ તરીકે ઓળખાણ કરાવી હતી અને ક્રાન્તિકારી વિચારોના પ્રચાર માટે બંનેને પરસ્પર પરિચય સાધી સંયુક્તપણે કામ કરવાની ભલામણ કરી હતી.

પત્ર વાચી નેજડાનોવે માર્કેલોવને ખુરસી આપી, બંને બેઠા અને સિગારેટ સળગાવી.

" અહીંના ખેડૂતો સાથે તમારે કાંઈ પરિચય થયો છે ? "

" ના, હજુ સમય મળ્યો નથી " નેજડાનોવે જવાબ આપ્યો.

" અહી કેટલા વખતથી છો ? "

"પંદરેક દિવસથી."

"બહુ કામ રહે છે?"

"ના, ખાસ એવું કાંઈ નથી."

માર્કેલોવે જોરથી ઉધરસ ખાતા કહ્યું. "હં! અહીં પ્રજા સાવ અબુધ છે. એમનામાં જાગૃતિ લાવવી જ જોઈએ. પ્રજા ગરીબ પણ એટલી જ છે. પણ એમને ગરીબાઈનું કારણ સમજાવવું મુશ્કેલ છે."

"તમારા બનેવીના ખેડૂતો એટલા ગરીબ નથી લાગતા."

"મારા બનેવી બહુ પાક્કા છે. એ સૌને બરાબર મૂરખ બનાવી શકે છે. એટલું ખરું કે એમના કામદારો ખેડૂતો કરતાં વધુ ગરીબ છે. કાંઈ ચોપડીઓ સાથે લાવ્યા છો?"

"થોડીક. ખાસ કોઈ નહિ."

"હું થોડી મોકલીશ. તમે કેમ વધુ નથી લાવ્યા?"

નેજદાનોવ જવાબ ખાઈ ગયો. માર્કેલોવ મૂંગો મૂંગો ધુમાડા કાઢવા લાગ્યો.

"આ કોલોમિત્ઝેવ કેવો કુક્કર જેવો છે?" થોડીવાર રહી તિરસ્કારપૂર્વક માર્કેલોવ બોલ્યો. "મને આજે એના નાક પર મુક્કો લગાવવાનું મન થઈ ગયું હતું. આ તો બીજાં ઘણાં અગત્યનાં કામ છે, એટલે આવા મૂરખ માણસોની મૂર્ખાઈ માટે સમય બગાડવો પોસાય તેમ નથી. હવે વખત આવશે ત્યારે કાયમને માટે એમનું ડહાપણ અટકાવી દઈશું!"

નેજદાનોવે સંમતિ આપતાં માથું ધુણાવ્યું. માર્કેલોવ ફરી ધુમાડા કાઢવા લાગ્યો.

"અહીંના નોકરોમાં કિરીલ કાંઈક ઠીક છે. તમારું ધ્યાન તો

સાવ બુદ્ધુ છે. જો કે કિરીલ પણ દારૂડિયો અને વ્યભિચારી તો છે જ, પણ સૌની ખામી જોયા કરીએ તો પાર આવે તેમ નથી. વારુ, મારી બહેન વિશે તમારો શો અભિપ્રાય છે?" આમ બોલતાં એણે નેજડાનોવ પર નજર માંડી. અને ઉમેર્યું "એ મારા બનેવી કરતાં પણ વધુ પક્કી છે, નહિ?"

"મને તો એ ઘણાં માયાળુ અને આનન્દી લાગ્યાં છે. અને એમનું રૂપ તો ગજબ છે."

"તમે સેન્ટપિટર્સબર્ગના માણસો ક્યાંય અજાણ્યા નથી રહેતા હો! ઠીક ત્યારે તમે........." અચાનક એ અટકી ગયો, અને એનો ચહેરો ફિક્કો પડી ગયો. એણે વાત ફેરવી "મને લાગે છે કે આપણે જે વાતો કરવાની છે, તે અહીં નહિ થઇ શકે. એમ કરશો? તમે મારે ત્યાં આવશો? કાલે રવિવાર છે એટલે કોલીઆને ભણાવવાનું બંધ હશે."

"ના, રવિવારે એક વાર ભણાવવાનું હોય છે."

"એ લોકો તમારો બરાબર કસ કાઢતા લાગે છે! પણ તમે એમ કરશો? હમણાં આવશો? કાલ સવાર સુધી રોકાઇ, બપોરે ભણાવવાના સમય પહેલાં પાછા ફરજો. હું ઘોડાગાડી લાવ્યો છું એટલે હમણાં પહોંચી જઇશું. બોલો, ફાવશે?"

"હા, બરાબર ફાવશે." નેજડાનોવે સંમતિ આપી.

અત્યારે નેજડાનોવનું મન તંગ થઈ ગયું હતું. આ અચાનક આવી પડેલા મિત્રથી—એના પ્રમાણિક, હિંમતવાન પણ બીક લાગે તેવા દેખાવથી—એ ગૂંચવાયો હતો અને સૌથી વધુ મૂંઝવણ તો એને પેલા વૃક્ષઝુંડ નીચે થયેલી અણધારી મુલાકાત અને મેરિયાનાએ કરેલા ખુલાસા અંગે થતી હતી.

"સરસ!" માર્કેલોવે ઉત્સાહથી કહ્યું. "હું ગાડી જોડાવું છું. તમે તૈયાર થઇ જાઓ. મારા બહેન–બનેવીને જણાવવાની જરૂર છે?"

"હા, કહ્યા સિવાય જઇએ તો નકામી ગેરસમજ થાય."

"ઠીક ત્યારે! હું એમને કહી દઉં છું. પણ મારા બનેવીને સરકારી માણસો સિવાય બીજાની બહુ પડી નથી હોતી. અને અત્યારે એ લોકો પાનાંમાં ડૂબી ગયા હશે. એને પણ પાનાં રમવા સિવાય બીજું કાંઈ નથી આવડતું! જો કે ઘણા એમ વાત કરે છે કે, આવી રમતોમાંથી આ માણસો ધાર્યું કામ કઢાવી શકે છે. ઠીક! તમે તૈયાર થાઓ. હું હમણાં તેડવા આવું છું."

માર્કેલોવ ઊઠીને બહાર ચાલ્યો ગયો.

એક કલાક પછી માર્કેલોવની સુન્દર ગાડીમાં બેસી બંને માર્કેલોવના ગામ બોસીઓન્કોવ જવા ઉપડ્યા. રાતના લગભગ દસ થયા હતા. પણ ઘોડા ખૂબ સારા હતા, એટલે ગાડી જાણે ચાલવાને બદલે ઊડતી હતી. બંને મિત્રો ખાસ કશી વાત શરૂ કરે એ પહેલાં તો પ્રાંતના મુખ્ય શહેરના દીવા દેખાવા લાગ્યા. સિપિયેજિનના ગામ આર્જેનોવ અને બોર્સીઓન્કોવ વચ્ચે સાતેક માઇલનું અંતર હતું. અને રસ્તામાં બરાબર વચ્ચે આ શહેર આવતું હતું. બોર્સીઓન્કોવમાં માર્કેલોવની બસોએક એકર જેટલી ખેડ હતી અને એમાંથી સાતસોએક રૂબલ જેટલી આવક હતી.

ગાડી શહેરના પાદરમાં આવી અને શરૂઆતમાં જ ખેડૂતોનાં ગંદાં નીચાં ઝૂંપડાંની હારમાળા શરુ થઈ. ઝૂંપડાની અધઉઘાડી બારીઓમાંથી ઝાંખું અજવાળું બહાર પડતું હતું. અને એમના અવાજ ગાડીના પૈડાના અવાજને દબાવી દઇને સંભળાતા હતા.

ઝૂંપડાં પૂરાં થયાં એટલે એક નાનકડો પથ્થરનો આખી ગાડીને હચમચાવતો પૂલ આવ્યો. પૂલ પછી તરત જ વેપારીઓનાં કઢંગાં, બે માળનાં પાકાં મકાનો શરૂ થયાં. રાત ઘણી થઈ જવાથી ગામમાં ક્યારનો સોપો પડી ગયો હતો. ફક્ત ગામની વચ્ચોવચ્ચ આવેલા ભવ્ય સ્તમ્ભોવાળા વિશાલ દેવળમાં બત્તીઓ બળતી હતી. અને રસ્તામાં ઠેર ઠેર આવતાં દારૂનાં પીઠાં ચિક્કાર દેખાતાં હતાં. પીઠાંની બહાર ખેડૂતોની મુડદાલ, મરવા પડેલા ઘોડાઓથી જોડેલી, ગાડીઓ ઊભી હતી. વારંવાર કોઈ ને કોઈ પીઠાનું બારણું ઊઘડતું દેખાતું, અંદરથી બત્તીનો લાલ પ્રકાશ અને દારૂની અસહ્ય ગંધ બહાર પડતાં, અને કોઈ ખેડૂત કે મજૂર, હાથમાં પકડેલી કોઇ ને કોઇ ચીજને પરાણે પકડી રાખવા મથતો, લથડિયાં ખાતો બહાર આવતો દેખાતો. એમાંથી કોઇની છાતીએ બોરિયા નહોતાં, કોઇનાં કપડાં સાજાં નહોતાં કોઇના પગમાં જોડા નહોતા.

" આ દારૂ રશિયાનું સત્યાનાશ વાળશે ! " બધું જોતાં જોતાં માર્કેલોવ દિલગીરીપૂર્વક બોલ્યો.

" એ લોકો શોખ ખાતર નહિ પણ દુઃખ ભુલવા ખાતર પીવે છે, સર્ગાઇ મિહેલોવીચ ! " અત્યારસુધી પક્ષીસમા સુંદર અવાજે સિસોટી વગાડ્યા કરતો, અને આ બધું જોઇ ઊંડા વિચારમાં ઉતરી જઇ, સિસોટી વગાડતો બંધ થઈ ગયેલો ગાડીવાળો બોલ્યો.

" ગાડી હાંક ! ગાડી. " માર્કેલોવે બૂમ પાડી.

ગાડીવાળાએ ઘોડાને ચાબૂક ફટકારી, અને ગાડી ગામ બહાર નીકળી.

હવે અહીં આપણે માર્કેલોવનો પુરો પરિચય કરી લઇએ. વેલેન્ટીના કરતાં છ વરસે મોટો માર્કેલોવ લશ્કરી તાલીમ લઈ લશ્કર-

માં જોડાયો હતો, પણ એક જર્મન ઉપરી અમલદાર જોડે ઝઘડો થતાં એને રાજીનામું આપવું પડ્યું. જ્યારે એના પિતાને આ વાતની જાણ થઇ, ત્યારે એ પણ માર્કેલોવ સાથે ઝઘડ્યો અને માર્કેલોવને ઘર છોડવું પડ્યું. આ પ્રસંગ પછી પ્રત્યેક રશિયાવાસી જર્મનનો દુશ્મન બની ગયો હતો. ઘર છોડ્યા પછી સેન્ટપિટર્સબર્ગમાં એ રહેવા ગયો. ત્યાં તેને નવવિચારક, ક્રાન્તિ–વાંચ્છુ યુવાનો જોડે પરિચય થયો. અને એ પણ આવા વિચારોથી રંગાઈ ગયો. પણ એના આ વિચારો પાછળ વિશાલ વાચન, ઊંડી દૃષ્ટિ કે લાંબી સમજ નહોતાં. પણ એના નવજુવાન મિત્રો પ્રત્યે એને અપાર શ્રદ્ધા હોવાથી, એનું કામ ચાલ્યા કરતું. પિતાના મૃત્યુ પછી એ ઓર્સીઓનોવમાં રહેવા આવ્યો. અને સૈનિકના જેવું કઠણ, અને સાધુ જેવું નિર્મળ જીવન ગાળવા લાગ્યો. એનું અંગત જીવન બહુ સુખી નહોતું. પ્રથમ એને જે યુવતી પ્રત્યે પ્રેમ થયો હતો, તે તેને તરછોડી "બદમાશ" જર્મન જાતિના જ એક અમલદાર જોડે પરણી ગઇ. અને છેવટે મેરિયાનાએ પણ એને ના કહી. પણ આવી અંગત બાબતમાં જ નહિ પણ જીવનની પ્રત્યેક બાબતમાં નિષ્ફળતા પામવી એ એનું વ્રત હતું ! લશ્કરી નોકરી દરમિયાન એને તોપખાનામાં કંઈ ખામી લાગી હતી. એટલે એ વિશે ઉહાપોહ કરવા એણે થોડા લેખ લખવા વિચાર કર્યો. પણ પુષ્કળ કાગળ બગાડવા છતાં, અને એના નાના છોકરા જેવા, વાંકાચૂંકા અને કઢંગા અક્ષરે ખૂબ ખૂબ લખવાં છતાં, એણે હજુ એક પણ લેખ પૂરો કર્યો નહોતો, અને લખવાનો પ્રયત્ન પણ છોડ્યો નહોતો ! એના મિત્રોએ તો એનું નામ જ "નિષ્ફળરાય" પાડ્યું હતું. એ તીખો, નિર્ભય, કટકા થઈ જાય તોય લીધી વાત ન મૂકે તેવો જિદ્દી અને અતિશય પ્રામાણિક હતો. પોતાને સૌ કોઇ અન્યાય કરી રહ્યું છે એ ખ્યાલે, એને સઘળા શોષિતો અને પીડિતો

પ્રત્યે અપાર સહાનુભૂતિ હતી. અને શ્રીમંતો પ્રત્યે એનું વર્તન લગભગ જંગલી હતું. એ જે સમજતો નહિ તેનું અસ્તિત્વ પણ કબૂલતો નહિ અને કોઈ વાત માટે એ કદી ભૂલતો કે માફ કરતો નહિ. એટલે એની સમજણ સાવ સંકુચિત રહેતી. જો અસંખ્ય સમાજવાદી યોજનાઓ એના મગજમાં ન ભરી હોત તો એ સફળ-તાપૂર્વક એની જમીનનો વહીવટ ચલાવી શકત! પણ હવે એ શક્ય નહોતું. એના તામસી અને વિચિત્ર સ્વભાવથી સૌ દૂર ભાગતા. છતાં એની બલિદાન-તત્પરતાને કારણે સૌ એને બરાબર સાચવતા.

ગાડી આગળ વધ્યે જતી હતી. અર્ધો આકાશે ચડી ગયેલા ચંદ્રના પ્રકાશમાં સામે ગામનાં ખોરડા દેખાતાં હતાં. બંને મિત્રો હજુ મૂંગા જ બેઠા હતા. અચાનક ગાડી એક તારની વાડથી સુરક્ષિત ખેતરના દરવાજા પાસે અટકી. ખેતરમાં ઊભેલા નાનકડા મકાનની આગલી બારીમાંથી અંદર માણસો ફરતા દેખાતાં હતાં.

માર્કેલોવ અંધારામાં પગ ફંફોસી પગથિયું શોધીને નીચે ઊતર્યો. અને ઊતરતાં ઊતરતાં કહ્યું. "જેમની સાથે તમારે નિકટનો પરિચય છે, અને જેમને તમે અહીં મળવાની આશા નહિ રાખી હોય, એવા તમારા બે મિત્રો અહી તમારી રાહ જુએ છે. આવો, અંદર આવો!"

માર્કેલોવની પાછળ પાછળ નેજડાનોવે ઘરમાં પ્રવેશ કર્યો. જે ઓરડામાં એમણે પ્રવેશ કર્યો તે સાવ સાદો અને લગભગ સાવ રાચરચીલા વગરનો હતો. ચાસલેટિયા દીવાને અજવાળે બેઠાં બેઠાં મશુરિના અને ઑસ્ટ્રોડુમોવ સિગારેટ પીતાં હતાં. ટેબલ પરનો દારૂનો શીસો અડધો ખાલી થઈ ગયેલો હતો. આ બંનેને જોઈ નેજડાનોવને નવાઈ લાગી. પણ એની આંખમાં નવાઈ જોઈ માર્કેલોવે ખુલાસો કર્યો કે એ બંને આ પ્રાંતમાં પ્રચાર માટે સાત આઠ દિવસથી આવ્યાં છે. હમણાં ઑસ્ટ્રોડુમોવ અહીં રોકાશે, અને મશુરિના બાજુના પ્રાંતમાં પ્રચાર માટે જશે. નેજડાનોવને જોઈ મશુરિનાના કાન સુદ્ધાં લાલ થઈ ગયા. ઑસ્ટ્રોડુમોવે ધીરે સ્વરે આવકાર આપ્યો.

આ બધી પ્રાથમિક વિધિ પૂરી થતાં, માર્કેલોવે ચર્ચા શરૂ કરી. એનો અભિપ્રાય હતો કે હવે કાંઈ કરી બતાવવાનો સમય આવી ગયો છે. ચારેબાજુ જે અન્યાય ચાલી રહ્યો છે તેનો પ્રતિકાર કરવા દેશ હવે થનગની રહ્યો છે; અને હવે એ વધુ રાહ જોઈ શકે તેમ નથી. આવા સમયમાં થોડું લોહી રેડાય તો તેને માટે પણ તૈયાર રહી, કામનો આરંભ કરી દેવો જોઈએ. હવે પાછાં પગલાં ન ભરી શકાય. એણે જે આજુબાજુના ખેડૂતો-કામદારોમાં જે કામ કર્યું છે એમાં ક્રાંતિમાં ભાગ લેનારા ઘણા માણસો તૈયાર છે. અને તેમાં

પણ એરેમી ઑફ ગોલોપ્લોક નામનો માણસ માથું પણ આપવા તૈયાર છે.

આ બધું લંબાણથી બોલતાં દર બે ચાર વાક્યે એ જોરથી ટેબલ પર હાથ પછાડતો હતો. કોઈનાયે વિરોધ વગર એનો સાદ લગભગ ફાટી ગયો હતો. અને વારંવાર બીજા હાથની આંગળી ઊંચી કરી હવામાં વીંઝતો હતો. મેગ્ગિયાના સાથેના લગ્નની આશા તૂટી જવાથી હવે એ સાવ બેદરકાર બની ગયો હતો. અને કાંઈક કરી નાખવા આતુર થઈ ગયો લાગતો હતો. એનો બોખરો અવાજ, કાળી ચમકતી આંખો, ટેબલને ધણેણાવતા મજબૂત રૂંવાટી ભર્યા હાથ, દૃઢ નિશ્ચયની પ્રતીતિ કરાવતી પેલી આંગળી—આ સૌએ દરેક સાંભળનાર પર ઊંડી અસર કરી.

ઑસ્ટ્રોડુમોવે અને મશુરિનાએ એણે જે કાંઈ વિધાનો કર્યાં, જે કાંઈ યોજનાઓ રજુ કરી તેમાં હસીને, માથું ધુણાવીને કે હાથ હલાવીને સંમતિ આપી. પણ નેજડાનોવને આ બધું એટલું વિચિત્ર લાગ્યું કે એ ઊભો થઈ ગયો. અને એક શ્વાસે એણે બોલવા માંડયું.

એને લાગતું હતું કે, આ પહેલાં આવા અકાળે થયેલા ઘણા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. એટલે ઉતાવળમાં કોઈ પગલું ભરવું યોગ્ય નથી. આપણે પ્રજાની ઇચ્છા ખરેખર શી છે એ વિશે કાંઈ જાણતા નથી એટલે આવી યોજના કરવી એ ખરેખર આશ્ચર્યજનક છે.

લાંબા સમય સુધીની નિષ્ક્રિયતાને કારણે હોય, કે આવી વિચિત્ર યોજના પર ચડેલી ચીડને કારણે હોય કે અંતરમા ઘર કરી ગયેલા ઊંડા દર્દને છુપાવવું હોય—પણ બોલતાં બોલતાં એનું મન અતિશય તંગ થઈ ગયું, એનું શરીર કંપવા લાગ્યું, એની આંખોમાં ઉશ્કેરાટ-નાં આંસું આવ્યાં, અને એનો અવાજ ધ્રૂજવા લાગ્યો. બહુ જ તંગ દશામાં એણે એનું વક્તવ્ય પૂરું કર્યું.

છેવટે કામની વિગતો નક્કી થવા લાગી. ક્યાં ક્યા પત્રિકા લઈ જવી, ક્યા ક્યા માણસોને ભેગા કરી મદદ માગવી અને કોણ કોણ મદદ આપી શકશે એ નક્કી થવા લાગ્યું. આખા યે પ્રાંતના મુખ્ય માણસો તરીકે સોલોમીન, કિસ્લીઆકોવ અને ગોલુશ્કીન–એમ ત્રણ માણસોનાં નામ નક્કી થયાં.

સોલોમીનનું નામ સાભળી નેજડાનોવને સિપિયેજિને કહેલી વાત યાદ આવી. "સોલોમીન કોણ? કાપડની મિલના મેનેજર છે એ?"

"હા, એ જ. તમારે એની સાથે પરિચય કરી લેવો પડશે, ઘણા શક્તિશાળી માણસ છે."

વાતમાં અને વાતમાં નેજડાનોવે માર્કેલોવને પૂછ્યું. "તમારા ખેતરમાંથી કોઇ માણસો નીકળે તેમ છે?"

માર્કેલોવે હકારમાં જવાબ આપી ખેતરનાં માણસોને બદલે વેપારીઓ, મજૂરો અને વિદ્યાર્થીઓનાં નામ આપવા માડ્યાં. ફરી લશ્કર અને પોલિસમાથી જ્યારે માણસોની શોધ થવા લાગી ત્યારે પણ માર્કેલોવે કાન પર હાથ દીધા, અને કિસ્લીઆકોવનો હવાલો આપ્યો.

"આ કિસ્લીઆકોવ કોણ છે?" વારંવાર આ નામ આવતું સાંભળી નેજડાનોવે કંટાળીને પૂછ્યું.

માર્કેલોવ વિશ્વાસપૂર્વક હસી પડ્યો. અને બોલ્યો. "એ તો અદ્દભુત માણસ છે. અમે બે ચાર વાર જ મળ્યા છીએ પણ એ મને તો અદ્દભુત લાગ્યો છે. એ પાંચથી છ વાર આખું રશિયા ફર્યા છે, અને દરેક જગાએથી બાર બાર પાનાંના પત્રો અને અહેવાલો લખે છે. ખૂબ હોશિયાર છે, તમને એના પત્રો બતાવીશ એટલે

ખાત્રી થઈ જશે."

નેજડાનોવે ઑરટ્રોડુમોવ–મશુરિના તરફ જોયું. ઑરટ્રોડુમોવ પત્થરના પુતળા સમો બેઠો હતો, અને મશુરિનાના મુખ પર આ કિસ્લીઆકોવ–પુરાણ સાંભળી હાસ્ય રમતું હતું.

નેજડાનોવે વાત ફેરવી. "તમે તમારી જમીન પર કાંઈ સમાજવાદી પ્રયોગો કર્યા છે?"

માર્કેલોવને બદલે ઑરટ્રોડુમોવે જવાબ આપ્યો. "પણ અત્યારે એવા પ્રયોગોની શી કિંમત છે? આજે જે કાંઈ થયું હશે તેમાં પાછળથી ફેરફાર કરવા પડશે."

આ સમગ્ર ચર્ચા દરમિયાન મશુરિના અને ઑરટ્રોડુમોવ ખુરશી પરથી ઊભા થયા નહોતા કે ઉશ્કેરાયા નહોતા પણ બીજીબાજુ માર્કેલોવે એક જગાએ ઊભા રહી જરા પણ ખમ્યા સિવાય બૂમો પાડ્યા કરી હતી; અને નેજડાનોવે ઉશ્કેરાટપૂર્વક ખંડમાં આંટા માર્યા કર્યા હતા. અત્યારસુધીમાં દારૂનો ફક્ત એક જ પ્યાલો નેજડાનોવે પીધો હતો, પણ એ જાણે નશામાં ચકચૂર થઇ ગયો હતો. એનું માથું ચક્કર ચક્કર ફરતું હતું, અને હૃદય તાવ આવે ત્યારે ધબકે, એટલા જોરથી ધબકતું હતું.

ચર્ચા સવારના ચાર સુધી ચાલી. થાકથી લથડિયાં ખાતા માર્કેલોવ–નેજડાનોવ અને ઑરટ્રોડુમોવ–મશુરિના, બારણામાં નીચે જ સૂઈ ગયેલા નોકર પાસેથી થઈને પોતપોતાના ખંડમાં સૂવા ચાલતા થયા. નેજડાનોવ એના ખંડમાં જઈ બિછાનામાં પડવાને બદલે; ખંડમાં વચ્ચે જ ઊભો રહ્યો, અને સ્થિર થઈ ગયો.

એ વિચારે ચડી ગયો હતો. માર્કેલોવે જે દૃઢતાપૂર્વક, અને હૃદયપૂર્વક વાતો કરી હતી, તેથી એને ખૂબ આશ્ચર્ય થયું હતું.

"આ માણસને કેટલાયે ફટકા પડ્યા છે!" એ વિચારતો હતો. "એણે ખૂબ ખૂબ સહન કર્યું છે! છતાં જ્યારે કાર્યની વાત આવે છે; ત્યારે એ કેટલી દઢતાપૂર્વક અંગત દુઃખો વિસારી મૂકે છે! એની બુદ્ધિ થોડી ઓછી હશે પણ મારા મનમાં જે ભર્યું છે, એ કરતાં શું આ ઓછી બુદ્ધિ હજાર દરજ્જે સારી નથી?"

આ વિચાર આવતાં આ પ્રકારના આત્મશ્લાઘા માટે એને જાત પર ગુસ્સો આવ્યો. એણે દાંત ભીંસ્યા, માથું ઉછાળ્યું અને બબડ્યો: "હું શું કામ મારી જાતને હલકી પાડું છું? હું પણ આત્મભોગ આપી શકું છું અને હું સૌને બતાવી આપીશ મિત્રો! કે હું ભલે કલામાં રસ લેતો હોઉં અને કવિતા લખતો હોઉં પણ......"

એણે ઝડપથી કપડાં બદલ્યાં અને બિછાનામાં પડ્યો. બિછાનું સાવ ઠંડું અને ભેજવાળું થઇ ગયું હતું.

"નમસ્તે!" બારણા પાસેથી મશુરિનાનો અવાજ આવ્યો. "આપણે પડોશી છીએ હો! હું તમારી બાજુના ખંડમાં જ છું."

"નમસ્તે!" તેજકાનોવે સહેજ ભારે કંઠે જવાબ વાળ્યો. જવાબ વાળતાં તેને યાદ આવ્યું કે, ચર્ચા દરમિયાન મશુરિના એના સામે તાકીને સતત જોયા કરતી હતી.

"એ શામાટે આમ કરતી હશે?" એને વિચાર આવ્યો. પણ વિચાર આવતાં જ એ શરમાઇ ગયો. "હવે તો ઊંઘ આવે તો સારું!"

પણ એનું મન એટલું તંગ બની ગયું હતું કે, એ સવાર સુધી ઊંઘી ન શક્યો. જ્યારે અજવાળું થવા લાગ્યું ત્યારે એની આંખ મળી અને મોડે સુધી એ ઊંઘ્યો. ઊઠ્યો ત્યારે એનું માથું સખત દુખતું હતું અને મન ભારે થઇ ગયું હતું. એ નીચે ઉતર્યો. નીચે

ભોજનખંડમાં મશુરિના એની રાહ જોતી બેઠી હતી. એણે ખબર આપ્યા કે ઑસ્ટ્રોડુમોવ આજથી કામ પર ચડી ગયા છે, અને આવતા પંદર દિવસ સુધી આવવાના નથી. માર્કેલોવ ખેતરમાં કાંઈક કામ હોવાથી એ કામ પતાવવા ગયા છે.

નેજડાનોવનું મન સાવ ખાલી થઈ ગયું હતું. કાલે રાત્રે કામ કરવાનું નક્કી થયું હતું. એને પણ કામ કરવું હતું. પણ કામ કેમ કરવું, કેમ શરૂ કરવું—એ બધું હજુ એને ગૂંચવતું હતું. આ વાત મશુરિના જોડે ચર્ચવી એ નકામું હતું. કારણ કે એ એવી શિસ્ત-પાલક હતી કે હુકમ પાળવા સિવાય કશું વિચારવું, એ એના સ્વભાવ બહાર હતું. એટલે બંનેએ મૂગા મૂંગાં ચા પી લીધી, અને નેજડા-નોવ હેટ પહેરી ખેતરમાં માર્કેલોવને મળવા જવા નીકળ્યો.

રસ્તામાં જ ગાડામાં ખાતર ભરતા માર્કેલોવના ઊભડિયા સાથી મળ્યા. કામની શરૂઆત કરી દેવાના ખ્યાલથી એણે આ લોકો સાથે વાતે વળગવાનો પ્રયત્ન કર્યો. આ મજૂરોની વાતો કરવાની બહુ ઇચ્છા નહોતી. નેજડાનોવને જે મનનો થાક લાગતો હતો તે ઊતરી જતો હતો, પણ આ માણસોના શારીરિક થાકમાં તો દિનપ્રતિદિન વધારો થતો જતો હતો. એમનું હાડ ભાંગતું કદીયે મટ્યું નહોતું. છતાં કમને પણ એમણે વાતો કરવા માંડી. એમના અભિપ્રાય પ્રમાણે માર્કેલોવ ભલો પણ થોડો અણસમજુ હતો. આજસુધી બાપદાદા જે કરતા આવ્યા હતા તે રીતે ખેતી કર્યે જવાને બદલે, એ નવા નવા અખતરા કર્યા કરતો હતો. અને આ અખતરાથી એ પાયમાલ થઈ જવાનો હતો એ વિશે એમને ખાતરી હતી. બધી વાતો કરી રહ્યા પછી ઉપસંહારરૂપે એમણે જે ટીકા કરી તે આ હતી: “ બીજું બધું ગમે તે હોય છતાં એ ( માર્કેલોવ ) ખૂબ હોશિયાર છે, તમે ગમે તેટલી મહેનત કરો, પણ કોઈ દિવસ એ શું કહેવા માગે છે તે

સમજી જ ન શકો. અને આટલો હોશિયાર હોવા છતાં એ ભલો માણસ છે." અહીં વાત પૂરી કરી, નેજડાનોવે થોડે દૂર એક ઝાડના ઝુંડ નીચે માર્કેલોવ મજૂરોના ટોળા વચ્ચે ઊભો હતો, તે તરફ ચાલવા માંડયું.

દૂરથી માર્કેલોવ મજૂરોને કાંઈક સમજાવતો દેખાતો હતો. બરાબર સમજાવવા માટે એ હાથ ઉછાળતો હતો, પગ ઊંચા નીચા કર્યા કરતો હતો, મોંની એકેએક રેખા વાંકીચૂંકી કરતો હતો; પણ પેલા ટોળે વળીને ઊભેલા મજૂરો કશું સમજતા દેખાતા નહોતા. એ લોકો તો આ બધું ભાષણ, અડધી બીકમાં, અડધી રમૂજમાં સાંભળ્યા કરતા હતા. માર્કેલોવનું આખું શરીર ધૂળ, લાકડાની કરચો અને પસીનાથી ભરાઈ ગયું હતું. એની બાજુમાં એ જેમ આંટા મારે, તેમ એની પડખે પડખે ફર્યા કરતો, કશી મત્તા વગરનો લાગતો, મહેતાજી એની ચીડમાં વધારો કરી રહ્યો હતો. આટઆટલી મહેનત કરવા છતાં કોઈ નથી સમજતું, એ જોઈ નિરાશામાં છેવટે એણે હાથ વીંઝયા. બરાબર આ જ વખતે નેજડાનોવ એની પડખે આવી ઊભો રહ્યો. અને માર્કેલોવના ચહેરા પર નજર માંડતાં જ એ ચમકી ઊઠ્યો.

એને પોતાને જે થાક અને નીતિ–દુર્બળતા સતત સતાવ્યા કરતાં હતા એવાં જ થાક અને દુર્બળતા એણે અત્યારે માર્કેલોવની આંખોમાં જોયાં. નેજડાનોવને જોતાં જ એણે રાતની અધૂરી વાતો આગળ ચલાવવાનો પ્રયત્ન કર્યો. પણ એમાં ગઈ કાલના ઉશ્કેરાટ કરતાં આજનો થાક વધુ પ્રબળ હતો. બંને વાતો કરતા હતા ત્યાં એક મજૂર આવી દંડ માફ કરાવવા કાલાવાલા કરવા લાગ્યો. એનો કોઈ ગુન્હાસર માર્કેલોવે દંડ કર્યો હતો. આ બધા કાલાવાલા સાંભળી માર્કેલોવનો મિજાજ ગયો. મોટે મોટેથી બૂમો પાડી એણે એને ખૂબ ધમકાવ્યો અને છેવટે એને માફી આપી. આ બધો કાંડ જોઈ નેજ-

ડાનોવને ઑસ્ટ્રાડુમોવની ગઈ રાત્રે કરેલી ટીકા યાદ આવી. એને લાગ્યું કે માર્કેલોવના સંબંધમાં એ વાત સાચી હતી !

હવે બંને ઘર તરફ પાછા ફર્યા. નેજડાનોવે પાછા જવા માટે ઘોડાગાડીની માગણી કરી. આ માગણી સાંભળી માર્કેલોવને આશ્ચર્ય થયું. પણ એણે ગાડી તૈયાર કરવાની તુર્તજ હા કહી. ચાલતાં ચાલતાં એ લથડતો હતો.

"કેમ ? તમારી તબિયત બરાબર નથી ?" નેજડાનોવે પૂછ્યું.

"ના, પણ હવે હું થાક્યો છું !" નિરાશા અને ઉશ્કેરાટથી હાથ ચોળતાં માર્કેલોવે કહ્યું. "આ લોકો ગમે તેટલી માથાકોડ કરીએ તો પણ સમજતા જ નથી. ગમે તે કામ સોંપો તે કોઇ દિવસ બરાબર ન થાય. ચીંધીએ એક અને કામ કરે બીજું. પૂરી-પાધરી રુશિયન ભાષા પણ સમજતા નથી."

અત્યારે માર્કેલોવે ફરી એના ખેડૂતોને સહકારી પદ્ધતિના ફાયદા અને એના સિદ્ધાન્તો સમજાવવા પ્રયાસ કર્યો હતો. એના ખેડૂતો હવે એના આ અખતરાથી કંટાળ્યા હતા, અને આવી લપમાં પડવા જરાય રાજી નહોતા. એટલે શેઠની બધી વાતો સાંભળી, સૌએ એક સાથે માર્કેલોવની સઘળીયે ગરમીને ઠંડીગાર બનાવી મૂકતો જબરદસ્ત નીસાસો મૂક્યો, અને એમાંથી એક જણે હિંમત કરી કહી દીધું. "અહીં આવું ઘણું થયું છે. અમે એનાથી હવે થાકી ગયા છીએ." હમણાં જ થયેલા આ અનુભવને કારણે એ લથડિયાં લેતો હતો.

મકાન નજીક આવતાં બંને છૂટા પડ્યા. નેજડાનોવ અંદર ગયો અને માર્કેલોવ ભોજનની તૈયારી કરાવવા, અને ગાડીનું કહેવા ગયો.

સૌ ભોજન કરવા બેઠા ત્યારે પણ વાતાવરણ ભારે હતું. માર્કેલોવે ભાગ્યે જ કાંઇ ખાધું. એ શ્વાસ પણ મહામુશ્કેલીએ લેતો

હવોં. નેજડાનોવ-મશુરિનાએ પણ બોલ્યા સિવાય જ પતાવ્યું. ભોજન પૂરું થતાં નિરાશામાં હાથ ઘસતાં માર્કેલોવ ફરી બબડ્યો. "કોઇ કાંઇ સમજતા જ નથી. બધું ધરમૂળથી બદલવું પડશે!"

જમીને સૌ સીધા ગાડીમાં બેસવા ચાલ્યાં. ચાલતાં ચાલતાં મશુરિનાએ કહ્યું. "એલેક્ઝાઈ મિટ્રીશ! મારે શહેરમાં થોડી ખરીદી કરવાની છે. હું તમારી સાથે આવી શકું? પાછા ફરવા માટે હું સગવડ કરી લઇશ."

નેજડાનોવે સંમતિ આપી. ગાડી ઉપડતાં પહેલાં માર્કેલોવે કહ્યું. "હું થોડા દિવસોમાં જ તમને પાછા બોલાવીશ. સોલોમીન ગોલુશ્કીનને મળી હવે બધું બરાબર નક્કી કરી લેવું છે. વાસિલી નિકોલેવીચની સંમતિ મેળવી લેશું. હવે પ્રજા વધુ ધીરજ ધરી શકે તેમ નથી. કાંઇક કરવાની જરૂર છે."

"વારુ! પણ તમે મને કિસ્લીઆકોવના પત્રો બતાવવાના હતા, તેનું શું થયું?"

હા, હવે ફરી મળીએ ત્યારે વાત.

ગાડી ઉપડી.

"હા, હવે તૈયારી રાખજો!" મેઘગર્જના સમા ભારે અવાજે માર્કેલોવે બૂમ પાડી. એ જ વખતે એની બાજુમાં એક ડોસો આવીને ઊભો રહ્યો. એની આંખોમાં અસહ્ય નિરાશા છલકતી હતી. એના ચહેરા પર ત્રાસદાયક ઉદાસીનતા હતી. વાંકી વળી ગયેલી કેડને ટટ્ટાર કરવા એણે એના બે હાથ કમ્મરે ટેકવ્યા હતા. એના કપડાંમાંથી કોઈ અસહ્ય દુર્ગન્ધ વછૂટ્યા કરતી હતી. આજુબાજુ શું ચાલતું હતું, તેનો એને ભાગ્યે જ કાંઇ ખ્યાલ હતો. જ્યાં જાય ત્યાં માર્કેલોવ પાછળ ફર્યા કરવું, અને બહાર જાય તો અચૂક બારણે વિદાય

આપવા આવવું, એ એની ટેવ હતી. એ એના દાદાના વખતનો નોકર હતો.

ગાડી ઝપાટાબંધ દોડતી હતી. મશુરિના સિગારેટના ધૂમાડા કાઢતી આખે રસ્તે શાન્ત બેસી રહી. જ્યારે શહેરનો દરવાજો આવ્યો ત્યારે એણે એક મોટો નીસાસો મૂક્યો. અને બોલી "મને સર્ગાઇ મિહૈલોવીચ માટે ખૂબ લાગી આવે છે."

"હા, એમનું કામ બરાબર નથી ચાલતું લાગતું. આમ પણ ખેંચમાં લાગે છે." નેજડાનોવે કહ્યું.

"હું એ વાત નથી કરતી."

"ત્યારે?"

"એ કમનશીબ માણસ છે. એ ક્યાંયે ફાવતા નથી છતાં એમના કરતાં વધુ સારા માણસ મળવા મુશ્કેલ છે."

નેજડાનોવ એના તરફ જોઇ રહ્યોઃ "તમને એની અંગત કાંઈ ખબર છે?"

"ના, જરાયે નહિ. પણ આ તો નજરે જોઇ શકાય તેવી વાત છે. સાહેબજી, અલેકઝાઇ મિટ્રીશ!"

મશુરિના બજાર આવતાં ઠેકડો મારી ઊતરી ગઇ. ગાડી ચાલતી રહી. એક કલાક પછી એ સિપિયેજિનના બગીચામાં દાખલ થઇ. આટલી બધી ચર્ચા અને ઉજાગરા પછી નેજડાનોવ સાવ નંખાઇ ગયો હતો.

સામે મકાનની બારીમાંથી વેલેન્ટીનાનું મુખ દેખાયું. એના મુખ પરનું પેલું મધુરું, રમતિયાળ હાસ્ય એને આવકાર આપી રહ્યું.

"કેટલું સુન્દર હાસ્ય! કેવી સુન્દર આંખો!" એને થયું.

નેજડાનોવના પાછા આવવાને દિવસે સિપિયેજિનને ત્યાં પુષ્કળ મહેમાનો આવ્યા હતા. વેલેન્ટીનાએ નેજડાનોવ જોડે વાતો કરવાની તક શોધી પણ એને સમય ન મળ્યો. માર્કેલોવ સંબંધી ખુલાસો કર્યા પછી મેરિયાના એનાથી દૂર ભાગતી હતી. એટલે આજે જેવું જમવાનું ખતમ થયું કે એ ભોજનખંડમાંથી છટકી એના ખંડમાં પેસી ગયો. એના મગજમાં પ્રસંગો, વિચારો અને વ્યક્તિઓની દોડાદોડ મચી રહી હતી. એકાંતમાં બેસી એ સ્વસ્થતાપૂર્વક બધું વિચારવા માગતો હતો. એણે આવતાં વેંત આ બધું સિલીનને લખી મનનો ભાર હળવો કરવા પ્રયત્ન કર્યો. પણ શું લખવું તેની સૂઝ ન પડતાં પેન પડતી મૂકી દીધી. આ વિચારો મગજમાંથી દૂર કરવા એ તો શક્ય જ નહોતું, એ એ સમજી ગયો હતો. એની ચારેબાજુ એને દુનિયાથી વિખૂટું પાડતું ઘાટું વિચાર-ધુમ્મસ છવાઇ ગયું હતું. આ ધુમ્મસની આરપાર થઇને વેલેન્ટીના, મેરિયાના અને મશુરિનાનાં ત્રણ સ્ત્રીમુખ એની સામે જાણે પૃચ્છાપૂર્વક તાકી રહ્યાં હતાં. આ ત્રણે યુવતી વચ્ચે પ્રકૃતિ કે પદવીનું કશુંયે સામ્ય નહોતું, છતાં એને નવાઇ લાગતી હતી કે, આ ત્રણ સ્ત્રીઓ શામાટે આમ એની સામે તર્યા કરતી હતી? એ ત્રણેની નેજડાનોવ પાસેથી શું પ્રાપ્ત કરવાની આકાંક્ષા હતી?

થાકનો માર્યો એ પથારીમાં પડ્યો. પણ ઊંઘ એના નસીબમાં નહોતી. પાછા પાડી દે તેવા અને નિરાશાજનક વિચારો હવે એના મનને મૃત્યુની ભયાનક સરહદ સુધી ખેંચી લાવ્યા હતા. અને એના મનમાં મૃત્યુના વિચારો ઘોળાતા હતા. આજે આ પહેલીવાર એને મૃત્યુના વિચારો આવતા હતા તેવું નહોતું. કોઇવાર બળપૂર્વક એ આવા વિચારોને હઠાવી નાખતો. કોઇવાર એના ખ્યાલમાત્રથી કંપી ઊઠતો. કોઇવાર આવા ખ્યાલો આવતાં જ "આવું થાય તો કેવું સારું !" એમ આનન્દી ઊઠતો. આજે આવા વિચારો કરતાં કરતાં એના મનમાં એક ચિરપરિચિત, એના સમગ્ર દેહદમનનો કબજો કરી લ્યે તેવી ઊર્મિ ઊઠી. પરવશ બનીને તે ઊઠ્યો અને ફાઉન્ટનપેન અને પેલી ચૂંથા જેવી નોટબૂક લઇ તેણે ક્યાંયે અટક્યા સિવાય કે છેકો માર્યા સિવાય લખવા માંડ્યું:

*When I die, dear friend remember
This desire I tell to thee:
Burn thou to the last black ember
All my heart has writ for me......1

[1]Let the fairest flowers surround me,
Sunlight laugh about my bed;
Let the sweetest musicians
To the door of death be led........2.

---

*હે પ્રિય મિત્ર ! મારું મૃત્યુ આવતાં પહેલાં હૃદયમાં જે આકાંક્ષા ભરી છે તે તને જણાવતો જાઉં છું. તું એ બરાબર પાર પાડજે.

૧ મારી નનામીને તું સુન્દરતમ પુષ્પોવડે શણગારજે, અને ઉજ્જ્વલ સૂર્યપ્રકાશથી જ્યારે વાતાવરણ છલકાઇ રહ્યું હોય ત્યારે એ નનામીને બહાર કાઢજે. સર્વશ્રેષ્ઠ સંગીતકારોને સાથે લઈ લેજે.

[૨]*Bid them sound no strain of Sadness–*
Muted string no muffed dream;
Come to me with songs of gladness–
*Whirling in the wild walze come !......3.*

[૩]*I would hear–ere yet I hear not–*
Trembling strings their cadence keep,
Chords that quiver : So I also
Tremble as I *fall* asleep......4.

[૪]*Memories of* life & laughter,
Memories of earthly glee;
As I go to the hereafter,
All my lullaby shall be......5.

કાવ્ય પુરું થયું એટલે ફરી એ આખું વાંચી ગયો. "પ્રિય મિત્ર સિલીન"ને ઉદ્દેશીને એણે આ કાવ્ય લખ્યું હતું. પણ એને ફરી વાંચતાં જ એનું મન હાહાકાર કરી ઉઠ્યું. આવો સંશય,

---

૨ પરંતુ એમને મૃત્યુમાં શોકઘેરાં ગીતો ગાવાની કે વાદ્યોમાંથી ઉદાસીન સ્વરો કાઢવાની તું સાફ સાફ ના કહી દેજે. એમને કહેજે: ગાઓ! નાચો અને ગાઓ! આજે મૃત્યુનાં નહિ પણ જીવનનાં નૃત્યગીત ગાઓ!'

૩ સંભવ છે કે આ બધું હું મૃત્યુ પછી ન પણ સાંભળું. પણ તમે તો વાદ્યો વગાડયે જ જજો અને નાચ્યે જ જજો. આજે જ્યારે નિદ્રાથી આંખો ઘેરાય છે ત્યારે એ વાદ્યોના તારના રણઝણાટની કલ્પનામાત્રથી મારું હૃદય નાચી રહ્યું છે.

૪ જ્યારે આ લોકમાંથી ચિરવિદાય લઇશ ત્યારે હે મિત્ર! મારા મનમાં તો જીવનાનન્દનાં અને જીવનોલ્લાસનાં સ્મૃતિગીતો રમતાં હશે.

આવું ઔદાસીન્ય, આવી ભયંકર અશ્રદ્ધા–આ બધુંયે માર્કેલોવને ત્યાં તાર સ્વરે ઉચ્ચારેલા સિદ્ધાન્તો અને કાર્યની ગુલબાંગો જોડે ક્યાં મેળ ખાતું હતું ! એણે ઝપાટાબંધ નોટબુક ખાનામાં ખોસી દીધી, અને પથારીમાં પડ્યો. બહાર જ્યારે અંધકાર ઓગળવા લાગ્યો અને ચકલીઓ ચક ચક કરવા લાગી ત્યારે એની આંખો સહેજ મળી.

બીજે દિવસે સવારનો દસ વાગ્યાનો ભણાવવાનો સમય પતાવી એ દિવાનખાનામાં અમસ્તો બેઠો હતો. ત્યાં એ ખંડમાં વેલેન્ટીના મિહૈલોવ્ના ચારે તરફ સાવચેતીપૂર્વક નજર નાખતી, મુખ પર એનું પેલું મધુરું, આકર્ષક સ્મિત રમાડતી આવી પહોંચી. આજનાં એનાં સાદાં શ્વેત વસ્ત્રોમાં એનું સૌંદર્ય ઓર ખીલી ઊઠયું હતું. અર્ધી બિડાયેલી અદ્‌ભુત આંખો, સુકોમલ વિષાદપૂર્ણ લાગતો અવાજ, હવામાં લ્હેરતા રકતવર્ણા સ્નિગ્ધ કેશગુચ્છ, સમગ્ર શરીરના આકારને, અંગોપાંગને ઉઠાવ આપતો સ્પષ્ટ કરતો કમ્મરપટ્ટો, એની ચાલ એ બધું આજ એટલું આકર્ષક હતું, એટલું મોહક હતું, એટલુ ઉત્તેજક હતું કે સમગ્ર વાતાવરણ જાણે એના દર્શનમાત્રથી ફરી ગયું લાગતું હતું. આવીને એણે નેજડાનોવને એના ખાનગી ખંડમાં બેસવા આવવા આમંત્રણ આપ્યું. નેજડાનોવે પરાધીનપણે તે સ્વીકાર્યું. અને બંને એના ખાનગી ખંડમાં ગયા. આ ખંડ નાનકડો પણ સ્વચ્છ અને સુશોભિત હતો. રાચરચીલાની સજાવટ સાદી પણ કલાપૂર્ણ હતી. ખંડ કમલપુષ્પોના પરિમલથી મઘમઘતો હતો. નેજડાનોવને એક આરામખુરશી પર બેસાડી એ પડખે એક કોચ પર બેસી ગઈ. એના માદક યૌવનની સુગન્ધ પણ પુષ્પોની સુગન્ધ જોડે ભળવા લાગી. પાસે બેસીને યુક્તિપૂર્વક, મીઠાશપૂર્વક એ માર્કેલોવના, એની સ્થિતિના, તેની જમીનદારીના બધા સમાચાર પૂછવા લાગી. આજસુધી જેનું નામ પણ એણે ઉચ્ચાર્યું નહોતું, એને વિશે પૂછતાં

આજે એના અવાજમાં ખૂબ કુતૂહલ અને ખૂબ રસ દેખાતાં હતાં. એણે મેરિયાના અને માર્કેલોવ વિશે પણ એવી રીતે વાત કરી કે નેજડાનોવને ખબર પડી જાય કે, એ બંને વિશે એ કાંઈક જાણે છે. આ ઉપરાંત જે કોલીઆ વિશે એને જરાયે પડી નહોતી એની કેળવણી વિશે એ ચર્ચા કરવા લાગી. નેજડાનોવે એના રસિક ગુલાબી હોઠ, વાંકડિયા વાળ, બેસવાની મોહક અદા–આ બધા તરફ છૂપી નજર નાંખતાં નાંખતાં એની વાતો સાંભળ્યા કરી અને જરૂર પડે ત્યાં ટૂંકા જવાબોથી પતાવવા લાગ્યો. પણ એને હવે મૂંઝવણ થતી હતી, આવી સ્વરૂપવાન, કુલીન અને શ્રીમન્ત યુવતી એને ખુશ કરવા આટલી મહેનત શા માટે કરતી હતી, તે એને સમજાતું નહોતું. છતાં પોતાના મહત્ત્વના ખ્યાલથી એને થોડો આનંદ પણ થતો હતો. વેલેન્ટીનાના વર્તન પરથી એ સ્પષ્ટ દેખાતું હતું કે એ નેજડાનોવની શરમ ભાંગવા એનો વિશ્વાસ જીતવા, એની નિકટ આવવા મહેનત કરી રહી હતી. આજસુધીમાં જે વિષયો માટે એને દરકાર પણ નહોતી, એ માટે આજે એ વાત ઉખેળવા બેઠી હતી; તેનું કારણ એ હતું કે તેને આ બળવાખોર, બેદરકાર અને આકર્ષક જુવાન પ્રત્યે આકર્ષણ થયું હતું. અને એટલે એને એ જીતવા મથી રહી હતી.

•

અહીં આપણે વેલેન્ટીનાનો પૂર્વ-પરિચય જરા કરી લઈએ. એનો પિતા એક સંતોષી પ્રકૃતિનો, કેળવણીપ્રેમી શાંત, લશ્કરી અમલદાર હતો. બહુ આર્થિક સગવડ ન હોવા છતાં કેળવણીના પ્રેમને કારણે પુત્રીને સેન્ટપિટર્સબર્ગની એક વિખ્યાત શાળામાં મૂકી. વેલેન્ટીના પ્રગતિશીલ વિચારોની, લોકશાસનવાદી ગણાતી પણ એની આકર્ષક રીતભાત અને ઉદ્યોગી સ્વભાવને કારણે સર્વપ્રિય નીવડી હતી. એનો અભ્યાસ પૂરો થવા આવ્યો ત્યારે, અચાનક એના પિતાનું મૃત્યુ

થયું પણ એ હિંમતવાન હતી. માતા સાથે મેરકોમાં એક નાનકડું ઘર લઇ એણે રહેવું શરૂ કર્યું. અહીં એણે પિતાના સઘળાયે જૂના સંબંધો ટકાવી રાખી અનેક નવા સંબંધો બાંધ્યા, અને ગરીબાઇની અનેક મુશ્કેલીઓનો સામનો કર્યો. ધીમે ધીમે ઉચ્ચ સમાજમાં એનું નામ એક સૌંદર્યવતી, ખાનદાન અને ચતુર કન્યા તરીકે જાણીતું થઇ ગયું. એનો પ્રેમ પ્રાપ્ત કરવા અનેક જુવાનો અતિ આતુર હતા. પણ એમાંથી વેલેન્ટીનાએ સિપિયેજિનને પસન્દ કર્યો. અને થોડા વખતમાં બન્નેએ લગ્ન કર્યાં. લગ્ન પછી સિપિયેજીનને લાગ્યું કે પત્ની મેળવવામાં એનું નશીબ તેજ નીકળ્યું હતું. અને આથી વધુ સારી પસન્દગી એ ભાગ્યે જ કરી શકયો હોત ! અને ખરેખર એ એવી જ લાગતી હતી.

એ દેખાવે વિનોદી, સદ્ગુણી અને પ્રેમાળ લાગતી. એની ભાષાથી કોઈ ભાગ્યે જ દુભાતું. એના સ્વરૂપથી સૌ કોઇ અંજાઇ જતું. છતાં અંદરખાને એ અતિશય ઠંડા હૃદયની અને બેદરકાર સ્ત્રી હતી. એનું રૂપ ખરેખર અદ્ભુત હતું અને આ રૂપની શક્તિનું એને પૂરેપૂરું ભાન હતું. એના રૂપ આગળ કોઈ નમે નહિ, એની જરાયે ઉપેક્ષા કોઇ કરે એ એને માટે અસહ્ય તો ખરું જ, કલ્પનાતીત હતું. પરંતુ આ રૂપ પાછળ નહોતું કાવ્ય કે નહોતું હૃદય. એ રૂપનો એને મન સત્તા જમાવવાનો એકમાત્ર ઉપયોગ હતો અને આ સત્તા જમાવવાના સાધન તરીકે એ સૌ સાથે મિલનસાર થતી, સૌ પર પ્રેમ વર્ષાવવાનો દેખાવ કરતી. સત્તા શોખને કારણે એનામાં ચાપલ્ય દેખાતું, આકર્ષકતા દેખાતી, પ્રતિભા દેખાતી. પણ જો કોઇ પુરુષ એની જરાયે ઉપેક્ષા કરે એટલે એની ઇચ્છાશક્તિ પ્રબળ થઇ કામે લાગી જતી, અને સઘળાંયે શસ્ત્રાસ્ત્રો સહિત પેલા કમનસીબ પુરુષ પર એ હુમલો કરતી. આ પછી ટકી શકવાનું

કોઇને માટે શકય નહોતું. પણ જો પુરુષપક્ષે સામો આવો પ્રયત્ન થાય તો તરત જ એને ખબર પડી જતી કે, આ બરફ સુંવાળો છે, આકર્ષક છે પણ એ કદી, ગમે તેટલી ઉષ્મા સામે ઓગળતો નથી. કોઇ પુરુષને કાલાવાલા કરતો, નિઃશ્વાસ નાખતો, આંસું પાડતો કે દુઃખી થતો જોવો એ વેલેન્ટીના માટે જીવનનો પરમ આનન્દ હતો. અને આવી ક્ષણોએ એનું હૃદય ગર્વથી છલકાઇ જતું. રાત્રે સફેદ દૂધ જેવા બિછાનામાં પતિની સોડમાં લપાઇ, એ આવ કોઈ કમનસીબ પુરુષને યાદ કરતી ત્યારે એને માટે પ્રાર્થના કરવાનું વેલેન્ટીનાને મન થઈ જતું......અને ખરેખર હૃદયપૂર્વક એ પ્રાર્થના કરતી! એક વખત એક ઉચ્ચ પદવીધારી અમલદારે એનો પ્રેમ પ્રાપ્ત કરવામાં નિષ્ફળતા મળવાથી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે એને એટલી લાગણી થઇ હતી કે તેણે એક નાનકડું સદાવ્રત ઘરને પૈસે શરૂ કર્યું હતું.......

આજે વેલેન્ટીના એની બધીયે યુક્તિઓ આ અણઘડ જુવાન પર વાપરી રહી હતી એનું હૃદય ખોલવા પોતાની અંગત લાગે તેવી કેટલીયે વાતો કરી એના હૃદયના કોમળ ભાવોને સ્પર્શી એને પિગળાવવા પ્રયત્ન કરી રહી હતી. નેજડાનોવ પણ ધીમે ધીમે વાતોના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો. અને વેલેન્ટીનાના હૃદયમાં આનંદ ઉછળવા લાગ્યો. છેવટે આ બેદરકાર, આકર્ષક અને ઉદ્દામ જુવાન અણઘડપણે પિગળતો ગયો. પણ અચાનક વેલેન્ટીનાએ એક ભૂલ કરી નાખી. કુટુંબની વાતો આવા એકલવાયા માણસોને ગમે છે એમ માની એની જન્મકથાની વાત ભૂલી જઇ, એ એને એના કુટુંબ વિશે, એની કેળવણી વિશે પૂછવા લાગી. વાતોમાં ખેંચાતો જતો નેજડાનોવ હૃદયના આળા ભાગ પર સ્પર્શ થતાં જ ચમકી ઊઠયો. એને પાકલીનની વાતો યાદ આવી ગઇ. "હું કાંઇ આવી

સ્ત્રીઓ સાથે સંબંધો બાંધવા અહીં નથી આવેલો!" એ મનમાં બબડયો. એનું છૂપું દર્દ પાછું સળવળાટ કરવા લાગ્યું. વેલેન્ટીનાએ વાત ફેરવવાનો પ્રયત્ન કર્યો પણ હવે એ વ્યર્થ હતુ. એણે નાસી છૂટવાની તક શોધવા માંડી અને વચ્ચે જરા વાત બંધ પડી કે એનો લાભ લઇ એ ઊભો થઇ ગયો. ઉતાવળે એક કઢંગું નમન કર્યું અને ઝપાટાબંધ મૂંઝાયેલો બહાર નીકળી ગયો. વેલેન્ટીના ભૂલ સમજી ગઈ. ઊભી થઇ એ એને દરવાજા સુધી મુકવા ગઇ. આજના કામથી એને સંતાપ થયો હતો.

સાંજે ભોજનખંડમાં સૌ ભેગાં થયાં એ વખતે મેરિયાના ખંડની એક બારીને ટેકો દઇને ઊભી હતી. એના ચહેરા પર મેશ ઢળી ગઇ હતી. જેવી એ બંનેની આંખો મળી કે મેરિયાનાની આંખોમાં એવી વેધકતા આવી, એવી દયા દેખાઇ, એવો તિરસ્કાર છવાયો કે એ ઠરી ગયો.

"તમારે મને કાંઇ કહેવાનું છે?" એનાથી પૂછાઇ ગયું.

મેરિયાનાએ થોડીવાર સુધી જવાબ આપ્યા સિવાય એની સામે તાકયા કર્યું. છેવટે એ બોલી. "ના.......અરે હા! પણ હમણાં નહિ."

"ત્યારે કયારે?"

"તમારે થોડી રાહ જોવી પડશે. કાંતો કાલે અથવા કોઈ દિવસ નહિ. હું હજુ તમને પુરા સમજી શકી નથી."

"પણ......મને ઘણીવાર એમ થયા કરે છે કે આપણે મિત્રો "પણ તમે ય મને કયાં પૂરી ઓળખો છો?" મેરિયાનાએ એને અટકાવ્યો. "મારે જે કહેવાનું છે તે પછી કહીશ. અત્યારે મારે મામીને મળવાનું છે. કાલે મળીશું, સાહેબજી!"

નેજ્ડાનોવે જવા બે ડગલાં આગળ ભર્યાં પણ કાંઈ યાદ આવતાં એ પાછો ફર્યો. "મેરિયાના વિકેન્ટીઓના ! તમે શાળામાં ભણાવવા જાઓ છો ત્યાં હું સાથે આવી શકું ? એ બધું જોવાની મારી ઇચ્છા છે."

"જરૂર આવો. પણ મારે તમારી સાથે બીજી વાત કરવાની છે."

"શી !"

"કાલે વાત." મેરિયાનાએ ફરી જણાવ્યું.

પરંતુ એમને બીજા દિવસ સુધી રાહ ન જોવી પડી. સાંજે બગીચામાં બંને ભેગાં થઈ ગયાં

## (૧૩)

નેજડાનોવ ફરતો હતો ત્યાં તે આવી પહોંચી.

"મિ. નેજડાનોવ ! મને લાગે છે કે તમને વેલેન્ટીના મિહૈલોવ્ના જોડે ઠીક ફાવી ગયું છે."

જવાબની રાહ જોયા સિવાય મેરિયાના એક બીજા રસ્તા પર ફરી અને આગળ ચાલવા લાગી. નેજડાનોવ એની સાથે થઈ ગયો.

"આવું માનવાનું કાંઈ કારણ છે !"

"કારણ ગમે તે હોય, પણ આ વાત સાચી છે ને ! જો એમ જ હોય તો એનું આજનું વર્તન મૂર્ખાઈ ભર્યું હતું. પણ એને જે આવડતું હતું તે જોતાં તેણે કર્યું છે તે સમજાય છે. પરંતુ ધારું છું કે એની જાળ સફળ નહિ થાય !"

નેજડાનોવ મૂંગો રહ્યો, અને એણે આડી નજરે મેરિયાના તરફ જરા જોઈ લીધું.

"જુઓ!" મેરિયાનાએ આગળ ચલાવ્યું. "તમે ઢોંગ કરો એ નકામું છે, મારે વેલેન્ટીના મિહેલોના સાથે મેળ નથી એ તમે જાણો છો. તમને ભલે વધુ પડતું લાગે પણ તમારે મારી વાત પહેલાં સાંભળવી પડશે......."

મેરિયાનાનું ગળું બોલતાં બોલતાં ભારે થઈ ગયું. નેજડાનોવને એ ખિજાયેલી લાગી. પણ ખરેખર તો એનું હૃદય ભરાઈ ગયું હતું.

"તમારા મનમાં થતું હશે કે શામાટે આ આવી વાતો કર્યા કરે છે? મિ. માર્કેલોવ સંબંધી વાત કરી ત્યારે પણ એમ જ થયું હશે........"

ચાલતાં ચાલતાં મેરિયાનાએ પડખેના કયારામાંથી બિલાડીનો એક ટોપ ઉખેડયો, અને એના કટકેકટકા કરી નાખી દૂર ફેંકી દીધા.

"તમારી ત્યાં ભૂલ થાય છે, મેરિયાના વિકેન્ટીએવ્ના!" નેજડાનોવે જણાવ્યું. "ઊલટું તમારો વિશ્વાસ હું જીતી શકવા બદલ મને આનંદ થાય છે."

નેજડાનોવે આ વાત સાચી નહોતી કરી. હમણાં જ એને આ ખ્યાલ આવ્યો હતો. એની વાત સાંભળી, અત્યારસુધી પ્રયત્નપૂર્વક બીજે નજર રાખતી મેરિયાનાએ, એક ક્ષણવાર એનું મુખ જરા જોઈ લીધું.

"તમારો વિશ્વાસ છે એ કરતાં વધુ તો આ વાતો કહેવાનું કારણ આપણે સમદુઃખી છીએ એ છે."

"તમે દુઃખી છો ?"

"ત્યારે તમે સુખી છો ?"

નેજડાનોવે જવાબ ન આપ્યો.

મેરિયાનાએ જરા ઉશ્કેરાટમાં ચલાવ્યું. "તમને મારી વાતની ખબર છે? મારા પિતા પર લાંચ ખાવા માટે કેસ ચાલ્યો હતો, એમની પદવી આંચકી લેવામાં આવી હતી, અને....એમને દેશનિકાલ કરવામાં આવ્યા હતા.......આ પછી એમને માફી બક્ષવામાં આવી પણ એ ગુજરી ગયા.......ભાંગેલે હૃદયે અને તૂટી ગયેલા શરીરે. મારી મા એની પાછળ ગઇ. મામા મને અહીં લઇ આવ્યા. આજે .......આજે.......હું અહીં આશ્રિત છું. મામી–મામા મારાં આશ્રયદાતા છે. પણ હું એટલી કૃતઘ્ન છું કે મારા પર સદાયે વરસાવવામાં આવતી મહેરબાની હું સહન કરી શકતી નથી. ધર્માદાનું હું ખાઈ શકતી નથી. કોઈ લાગણી છુપાવવી એ મારે માટે અશક્ય છે છતાં હૃદય પર ઘા થવા માંડે છે ત્યારે હું રડી શકતી નથી, કારણ કે હું ખૂબ ગર્વિષ્ટ છું."

તૂટક તૂટક અવાજે અને એકશ્વાસે આ બધું કહેતાં એ વધુ ને વધુ ઝડપે ચાલતી હતી. અચાનક તે અટકી ગઇ. "તમને ખબર છે? મને અહીંથી કાઢવા મારી મામી મને પેલા નાલાયક કોલોમિત્ઝેવ જોડે પરણાવી દેવા માગે છે. તે મને નાસ્તિક ગણે છે. હું જાણું છું કે કોલોમિત્ઝેવને મારી બહુ પડી નથી, કારણ કે હું દેખાવડી નથી, છતાં મારા પર ઉપકાર કરી, અનાથ છોકરીનો હાથ ઝાલી ધરમાદો કરી શકાય એ ખ્યાલે એ તૈયાર છે......"

"પણ તમે ત્યારે માર્કેલોવ......."

"તમે એમ પૂછોછોને કે મેં મિ. માર્કેલોવને શા માટે ના

પાડી? પણ એમાં હું શું કરું? મને એમના પર જરાય સ્નેહ નથી, એમાં મારો વાંક થોડો છે?"

આ અણધાર્યા એકરારના આઘાતમાંથી, અને એના જવાબમાં બચવા-બચાવવા એ થોડી આગળ થઇ ગઇ.

બન્ને હવે રસ્તાને છેડે આવી ગયાં હતાં એટલે મેરિયાનાએ પેલા મકાનની દક્ષિણ તરફ જામી પડેલા વૃક્ષઝુંડ તરફ જતી પગદંડી પર ચાલવા માંડ્યુ. તેજડાનોવે એનુ અનુકરણ કર્યું. એને આશ્ચર્ય થતું હતું કે આ ગંભીર, પરિચયશીલ યુવતી આટલા ખુલ્લા દિલે, આ બધું શીરીતે કહી શકતી હશે? બીજી જ ક્ષણે એને થતું કે આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. એ માત્ર સ્વાભાવિક છે.

બન્ને હવે ઝુંડ નીચે આવી પહોંચ્યા. અચાનક મેરિયાના પાછી ફરી ઊભી રહી બન્ને વચ્ચે બેએક હાથનું છેટું હશે. એણે તેજડાનોવની આંખોમાં જોયું.

"એલેકઝાઇ મિટ્રોશ! તમે એમ ન માની લેતા કે મારી મામી નૈતિક દૃષ્ટિએ ભ્રષ્ટ છે એવું કાંઇ જ નથી પણ એને એના રૂપ સમક્ષ સૌને નમાવવાનો, એના રૂપના પૂજકો શોધવાનો શોખ છે. એની પાસે અમુક તૈયાર અભિનયો છે, તૈયાર વાક્યો અને શબ્દો છે. આ બધી સામગ્રી એ વારાફરતી સઘળાયે પુરુષો પાસે જાણે માત્ર તાજી હોય તેમ વાપરે છે અને સૌને બનાવ્યા કરે છે. પેલી મોહક આંખો એના આ કામમાં સાથ પુરાવે છે. પોતાના રૂપની શક્તિનું એને પૂરેપૂરું ભાન છે પણ એનું હૃદય કોઇપણ પુરુષને ચાહતું નથી. એ સૌ કોઇ પાસે કાળજીઆ માટે ચિંતા વ્યક્ત કરે છે પણ એ ઢોંગ છે. એ કોઇને નુકસાન કરવા નથી ચાહતી. એની રમતમાં કોઇ પાયમાલ થઇ જાય, એની એને જરાયે દરકાર નથી, એમાં પણ તે

જો એના કામમાં તમારો ઉપયોગ હોય તો પ્રભુ પણ તમને ન બચાવી શકે ! ”

મેરિયાના બોલતી બંધ પડી. ગુસ્સાથી એ બળતી હતી અને હવે બોલ્યા સિવાય એને શાંતિ થાય તેમ નહોતું. અનેક રશિયન સ્ત્રીઓની જેમ મેરિયાના એક એવા પ્રકારની સ્ત્રી હતી કે યોગ્ય ન્યાયથી એ સન્તુષ્ટ થાય પણ બહુ આનંદ ન પામે; પણ જો અન્યાય થાય તો સર્વસ્વના ભોગે એનો પ્રતીકાર કરે. નેજડાનોવ જ્યારે એ બોલતી હતી ત્યારે ધ્યાનપૂર્વક એની સામું જોઈ રહ્યો હતો. આવેશથી લાલ થઈ ગયેલો ચહેરો, વિખરાઈને ચારેકોર ઊડતા ટૂંકા રાતા વાળ, ધ્રૂજતા હોઠ અને ફાટી ગયેલી આંખો—આ બધી તીવ્રતા હજુ ઓછી દેખાતી હોય તેમ ઉપરનો ડાળપાંદડાનો ઘટાટોપ વીંધી સૂર્યનું એક કિરણ એના કપાળ પર પડી એના સમસ્ત ચહેરાની તીવ્રતાને પ્રગટ કરતું હતું. અને એની અગ્નિ વેરતી જીભ સાથે બધો મેળ બેસાડી દેતું હતું. નેજડાનોવને આ મુખ એકી સાથે સુન્દર, લાક્ષણિક અને ભયપ્રેરક લાગ્યું.

“ ત્યારે તમે મને દુઃખી કેમ કહો છો ? ” છેવટે નેજડાનોવે પૂછ્યું. “ તમને મારા વિશે કાંઈ ખબર છે ? ”

“ હા. ”

“ શી ખબર છે ? કોણે કહ્યું ? ”

“ તમારી જન્મકથાની મને ખબર છે. ”

“ કોણે કહ્યું ? ”

“ કેમ ! તમારી વેલેન્ટીના મિહેલોવ્નાએ. પોતે જૂનવાણી પૂર્વગ્રહોથી સાવ મુક્ત છે એમ દેખાડવા, આમ ઇરાદાપૂર્વક છતાં સાવ સામાન્ય વાત કરતી હોય તેમ, એ તમારા જીવનનો એક રસિક

પ્રસંગ એક મહેમાનને કહેતી હતી. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. મારા પિતાને લાંચ લેવા માટે દેશનિકાલ કરવામાં આવ્યા હતા તે વાત એ લગભગ દરેક મહેમાનને કરે છે. એ ભલે એમ ધારતી હોય કે એ કુલીન છે. પણ ખરેખર તો નિંદાખોર અને દંભી છે, આ તમારી વેલેન્ટીના મિહૈલોવ્ના."

"પણ મારી જ શામાટે ?"

મેરિયાનાએ પાછું ચાલવાનું શરૂ કર્યું. "કારણ કે આજે તમે એની સાથે ખૂબ લાંબી ગોષ્ટિ કરી છે."

"પણ હું તો ભાગ્યે જ કાંઇ આખી વાત દરમિયાન બોલ્યો હોઈશ. એમણે જ આખો વખત વાત કરી છે."

મેરિયાના હવે શાંતિપૂર્વક ચાલતી રહી. પેલી પગદંડી હવે આ વૃક્ષઝુંડની બહાર એક લીલાછમ ઘાસના ચોગાનમાં નીકળતી હતી. ચોગાનની વચ્ચોવચ એક મોટું વૃક્ષ એની લાંબી ડાળીઓ લંબાવી ઊભું હતું. નીચે નાનકડો ઓટલો હતો. મેરિયાના આ ઓટલા પર આવીને બેઠી. નેજ્ડાનોવ તેની બાજુમાં બેસી ગયો. એમના માથા પર પેલા વૃક્ષના નાનકડાં પાંદડાં પરસ્પર વાતો કર્યા કરતાં હતા. ચોગાનમાં ઠેર ઠેર ઊગેલા પુષ્પછોડો પર અર્ધવિકસિત કળીઓ દેખાતી હતી, વાતાવરણમાં પુષ્પોની સુવાસ ફેલાઇ ગઇ હતી.

"વારુ ! ત્યારે તમે પેલી શાળા જોવા આવવાના છો ખરું ?" મેરિયાનાએ કહ્યું. "પણ તમને પહેલેથી હું કહી દઉં છું કે ત્યાં તમને બહુ રસ નહિ પડે. ત્યાં પેલા પાદરી મુખ્ય શિક્ષક છે. આમ સારા માણસ છે, પણ એ જે શીખવે છે તે અકલ્પ્ય છે. ફક્ત એક અનાથ બાળક ત્યાં આવે છે તે પોતાની શક્તિથી કાંઇક ભણે છે. બાકી કાંઇ મજા નથી."

થોડા વખત પહેલાં પોતે જે ઊભરો ઠાલવ્યો હતો તે માટે મેરિયાનાને હવે શરમ અને મૂંઝવણ થતાં હતાં. એટલે વાતનો વિષય બદલાવી પેલા ઊભરાની અસર એ હવે નાબૂદ કરવા મથતી હતી. અને જુદા જુદા પ્રશ્નોની ચર્ચા ઉખેળવા મહેનત કરતી હતી. પણ હવે નેજડાનોવનો વારો હતો.

"મેરિયાના વિકેન્ટીએવ્ના !" એણે શરૂ કર્યું. "હૃદય ખોલીને વાત કરું તો મારે કહેવું જોઇએ કે આપણી વચ્ચે જે બન્યું છે તે સાવ અણધાર્યું છે. ('બન્યું' શબ્દ સાંભળી મેરિયાનાએ શરીર સંકોર્યું) મને લાગે છે કે આજે આપણે ગાઢ મિત્રો બની ગયાં છીએ. છેલ્લા થોડા વખતથી આપણે નિકટ આવતાં જતાં હતાં. ફક્ત શબ્દોમાં એ નિકટતા પ્રગટ કરવાનું બાકી હતું. એટલે આજે હું ખુલ્લા દિલે તમારી જોડે વાત કરીશ. તમારી સ્થિતિ બહુ સારી નથી એ તો દેખાય છે; પરંતુ તમારા મામા એમની બધીયે મર્યાદા છતાં ઘણા સારા માણસ છે. એ તમારી સ્થિતિ સમજી તમને મદદ નથી કરતા ?"

"સૌથી પહેલાં તો મારા મામા અમલદાર છે, માણસ નથી. બીજી વાત એ છે કે જેનું પરિણામ ન આવવાનું હોય એવી વાતો માટે કોઇનું ખરાબ બોલવું મને બહુ રુચતું નથી. વળી મારી મામીની ઝીણી કનડગતોથી હું બહુ ગભરાતી નથી. મને અહીં ખાસ કાંઇ અગવડ પણ નથી. એટલે આમ તો અહીં મજાનું છે......"

નેજડાનોવ આગો બની એની સામું જોઇ રહ્યો: "જો આમ છે તો તમે હમણાં જે બધું બોલ્યાં તે......"

"તમને મારી વાત સાંભળી ભલે હસવું આવે પણ હું સુખી નથી એનું કારણ મારું અંગત દુઃખ જ નથી. મને ઘણી વાર જે

દુઃખ થાય છે તે રુશિયા સમસ્તનાં ગરીબ, પદદલિત દુઃખત્રસ્ત માનવ-સમાજને કારણે પણ થાય છે. ફક્ત દુઃખ થાય છે એમ કહેવું અધૂરું છે, મને એમનું દુઃખ જોઇ રોષ ચઢે છે. એનો પ્રતિકાર કરવાનું મન થઇ જાય છે, એમને માટે મારું સમસ્ત ખર્ચી નાખવાનું મન થઈ જાય છે. હું યુવાન છું છતાં પન્ઙ્વી હોવાને કારણે કશું કરી શકતી નથી. જ્યારે મારા પિતાને દેશનિકાલ કરવામાં આવ્યા અને હું મારી માતા જોડે મૉસ્કોમાં પાછળ રહી ત્યારે મને ત્યાં જવાનું કેટલું દિલ થઈ ગયું હતું તે મને બરાબર યાદ છે. આની પાછળ મને મારા પિતા પ્રત્યે બહુ પ્રેમ હતો એવું કાંઇ નથી. મને તો ત્યાં દેશપાર થયેલા મનુષ્યો કેમ છવે છે તે જાણવાની અભિલાષા હતી. ત્યારે મને મારી જાત પ્રત્યે સમસ્ત શ્રીમંત, સુખી સમાજ પ્રત્યે કેવો ભયંકર અણગમો આવ્યો હતો તે મારું મન જાણે છે! આ પછી એ શરીર અને મનથી ભાગી ગયેલા પાછા ફર્યા અને ફરી એમણે કામ પર ચડવા પ્રયત્ન કર્યો. કેટલું દુઃખજનક એ દૃશ્ય હતું! સારું થયું એ ઝાઝું ન જીવ્યા! મારી મા પણ પાછળ સીધાવી. ફક્ત હુ કૃતઘ્ન છું, મારે માટે ક્યાંય શાંતિ કે સ્થાન નથી, એ ભાનથી રીબાવા પાછળ રહી ગઇ! કોઇને ઉપયોગી થઇ શકું તેમ નથી એ જોઇ દુઃખી થવા હું પાછળ રહી ગઈ!"

મેરિયાનાએ આંખમાં આવેલાં જળજળિયાં છુપાવવા મોઢું ફેરવી લીધું. એનો હાથ બેઠક પરથી નીચે સરી પડ્યો. નેજડાનોવને એને માટે લાગી આવ્યું. ધીમેથી એણે એના હાથ પર હાથ મૂકવા પ્રયત્ન કર્યો. પણ કદાચ નેજડાનોવના મનમાં આ બધું એ અનુકંપા જગાડવા બોલી હતી એવો ખ્યાલ ન આવે એ માટે મેરિયાનાએ એનો સ્પર્શ અણગમતો ન હોવા છતાં હાથ પાછો ખેંચી લીધો.

દૂર ઝાડીમાં કોઇ સ્ત્રીનાં રંગીન કપડાં દેખાયાં.

"જુઓ" ચમકી મેરિયાના બોલી "તમારી વેલેન્ટીના મિહૈલોવ્નાનો જાસુસ આવી પહોંચ્યો છે. હું આખો દિવસ શું કરું છું, એની ઝીણી ઝીણી વિગતોનો અહેવાલ આપવાનું કામ આ છોકરીનું છે. એને ખ્યાલ આવી ગયો હશે કે હું તમારી સાથે હોઈશ. એને આમ પણ આ ન ગમે, અને એમાંયે આજે સવારે તમારી પાસે ભજવેલા નાટક પછી ખાસ ન ગમે. ગમે તેમ હોય. આપણે વખત થયો છે એટલે હવે પાછા ફરીએ."

બંને ઊભાં થયાં. મેરિયાનાએ એની સામું જોયું અને અચાનક નાના બાળકની માફક એના ચહેરા પર રમણીય મૂંઝવણ ફરી વળી. એનો ચહેરો ખૂબ સુંદર બની ગયો.

"હું ધારું છું કે તમને મારા પર કંટાળો નહિ આવ્યો હોય, અથવા તો તમારી લાગણી ઉશ્કેરવા આ બધું તમને કહું છું એમ પણ નહિ લાગ્યું હોય. મને ખાત્રી છે કે તમે આવું ધારો જ નહિ!" નેજડાનોવ જવાબ આપે એ પહેલાં એણે આગળ ચલાવ્યું. "તમારો સ્વભાવ બરાબર મારી જેવો જ ખરાબ છે એટલે આપણે પાકા મિત્રો બની શકીશું. અને કાલે શાળામાં સાથે જશું."

જ્યારે એ બંને ઘર પાસે પહોંચ્યાં ત્યારે વેલેન્ટીના ઝરુખામાં ઊભી હતી. બંનેને જોઇ માથું હલાવતાં એણે સ્મિત કર્યું અને અંદર ગઇ. સિપિયેજિન પાનાં રમવામાં મશગુલ હતો. એકેક એક અક્ષર ચીપતાં તે બોલી. "બહાર હવા કેટલી ભેજવાળી છે! આમાં બહાર જઇએ તો જરૂર માંદા પડીએ!"

મેરિયાના અને નેજડાનોવે સંકેતપૂર્વક સામસામું જોયું. સિપિયેજિને એની પત્ની સામું જોયું. એને પગથી તે માથા સુધી નિહાળી લઇ એની ઠંડી અને અર્ધનિદ્રિત લાગતી વેધક નજર બહાર અંધકારમાંથી અંદર ચાલ્યા આવતા આ મિત્રો પર ઠેરવી.

આમ ને આમ બીજા પંદર દિવસ પસાર થઇ ગયા. સૌનું કામ જાણે રાજ્યનું કોઇ ખાતું ગોઠવવું હોય તેવી ચીકણાઇથી સિપિયેજિને ગોઠવી દીધું હતું. અને એની ઉમળકાભરી સખતાઇથી બધું ચલાવ્યે જતો હતો. વેલેન્ટીનાને નેજડાનોવના વર્તનથી વધુ ને વધુ રમૂજ પડતી હતી. મેરિયાના સાથે નેજડાનોવને ગાઢ મૈત્રી થઇ ગઇ હતી. સંબંધ વધતાં નેજડાનોવને ખાત્રી થઈ હતી કે કોઇપણ પ્રશ્નની ચર્ચામાં મેરિયાના ઉગ્ર થતી નથી.

બીજી તરફ એ કશુંક કામ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. મેરિયાનાની શાળામાં તો પહેલે દિવસે જ એને કાંઇ કામ ન થઇ શકે તેની ખાતરી થઇ ગઇ હતી. સિપિયેજિને મુખ્ય શિક્ષક–પેલા પાદરીને સર્વ સત્તા સુપ્રત કરી દીધી હતી. એ બિચારો જૂની ઢબે પણ વ્યાકરણ ઠીક શીખવતો, પણ પરીક્ષાનું નામ પડતાં એની બુદ્ધિ બહેર મારી જતી; પછી એમાં ધડો રહેવો મુશ્કેલ હતો. છોકરાઓને એ જવાબ શીખવી રાખી સવાલો પૂછતો "શ્યામ આકાશ નીચે જળ કાળું દેખાય છે." એ વાકય સમજાવો. એ પ્રશ્નનો જવાબ શીખવી રાખેલા છોકરા જવાબ વાળતા "એનું વર્ણન ન કરી શકાય તેમ જ એ સમજાવી પણ ન શકાય." વળી ઉનાળો શરુ થવાનો હોવાથી શાળા બંધ થવાની હતી. અને પાનખર સુધી ખુલવાની નહોતી.

આમ શાળામાં કાંઇ કામ કરવું શકય નહોતું. એટલે નેજડાનોવે પાકલીન અને બીજા મિત્રોની સલાહ મુજબ ખેડૂતોમાં ભળી પ્રચાર કરવાનો પ્રયત્ન શરુ કર્યો. પણ તરત જ તેને લાગ્યું કે ઉલટું ખેડૂતો તેને શીખવે તેમ હતા. એ આજસુધી શહેરમાં રહ્યો હોવાથી એની અને આ ગ્રામવાસીઓ વચ્ચે એવી ખાઈ ખોદાઇ ગઇ હતી કે એ સહેલાઇથી ઓળંગી શકાય તેમ નહોતું. એણે પેલા દારુડિયા કિરીલ જોડે મૈત્રી બાંધવા પ્રયત્ન કર્યો પણ પેલાને સૌ સામે અને પોતાની જાત સામે એવો સખત વાંધો હતો કે એ રાજ્યને, ખેડૂતોને, કાર્યકરોને અને પોતાની જાતને ગાળો દેતો. નેજડાનોવ આવા માણસો સાથે જરાયે ટેવાયો નહોતો. આ પછી એને ફિરસુવી કરીને એક ભભડિયો ભેટગો. આ માણસ ખૂબ વાતોડિયો અને મોઢે ચપળ લાગતો. પ્રથમ પરિચયે જ એને લાગ્યું કે આ માણસ ઉપયોગી નીવડશે. આ ફિરસુવીને એના જમીનદારે કામ ન કરવા માટે કાઢી મૂકયો હતો. નેજડાનોવે તેને પૂછયું, "તમારું શરીર આવું મજબૂત છે ને કામ કેમ નથી કરતા?" એટલે પેલાએ મોટેથી પોક મૂકી. "અરે હું કામ નથી કરી શકતો રે........નથી કરી શકતો! હવે તો મોત આવે તો સારું! નહિ તો હું આપઘાત કરીશ." આ પછી એના વિશે વધુ તપાસ કરતાં નેજડાનોવને ખબર પડી કે આ માણસ એક રીઢો બદમાશ હતો. ફિરસુવીએ તો શેરીમાં ભીખ માગવાનું શરૂ કરી દીધું હતું. આ માણસે નેજડાનોવને સાવ નિરાશ કરી દીધો. છતાં એણે હવે ખુડૂતોને મૂકી કામદારો જોડે ભળવાનો પ્રયત્ન કર્યો. પણ કામદારો ચાર ચંદાના ચડે તેવા હતા. કાંતો એ એનું સાંભળતા નહિ અને સાંભળતા તો એની પેટ ભરીને મજાક ઉડાવતા. છેવટે આ પ્રયત્ન પણ છોડીને એણે લખવાનું શરૂ કર્યું. આ માટે પત્રિકાઓ લખવાની એણે મહેનત કરવા માંડી. પણ પ્રથમ પ્રયત્ને જ તેને ખાતરી થઇ કે તેનાં લખાણો સાવ જોર વગરનાં,

કૃત્રિમ અને લખવા ખાતર લખાયાં હોય તેવાં લાગે છે. કેટલીક વાર તો પેલી દુષ્ટ કાવ્યપ્રેરણા પણ પત્રિકા લખતાં હેરાન કરવા માંડી. છેવટે એ થાકયો. એ હતોત્સાહ થઇ ગયો. સિલીનને એક લાંબો પત્ર લખી ગામડાના માણસોથી વિખૂટા પાડનારી પોતાની કેળવણી અને સુંવાળા ઉછેરને એણે ખૂબ વખોડયા અને મેરિયાનાને આ બધું કહી આશ્વાસન શોધવા પ્રયત્ન કર્યો. પણ આશ્ચર્યની વાત તો એ હતી કે મેરિયાના પણ આ કલાકવિતાના રોગથી પિડાતી હતી, અને આ રોગનો એનો અણગમો નેજડાનોવ કરતાયે વધુ તીવ્ર હતો. જો કોઇ એને એમ કહે કે તેં માર્કેલોવનો એના રૂપને કારણે અસ્વીકાર કર્યો છે તો તે એનો ઉગ્રતાપુર્વક વિરોધ કરે છતાં વાત તો એ જ સાચી હતી કે એને માર્કેલોવનું મોઢું જરાયે નહોતું ગમતું. પ્રકૃતિનું સૌથી બળવાન લક્ષણ ઘણીવાર જીવનભર આપણાથી છૂપું રહે છે.

આમ ને આમ ખાસ નવીનતા વિના સૌના દિવસો પસાર થવા લાગ્યા.

પરંતુ આ દિવસો દરમિયાન નેજડાનોવના સ્વભાવમાં એક પરિવર્તન થઈ રહ્યુ હતું. કાઇ કામ ન કરી શકવાને કારણે એ અસન્તુષ્ટ રહેતો અને દેખાતો. પણ એના હૃદયમાં ઊંડે ઊંડે એક પ્રકારની અત્યારસુધી એને અજાણી એવી સુખતી સુમધુર શીતલ લાગણી છવાતી જતી હતી. આ લાગણી શા કારણે થતી હતી તે કહેવું મુસ્કેલ છે. બનવાજોગ છે કે સુન્દર ખોરાક, શાન્ત ગ્રામજીવન, સરસ હવા આ બધાને કારણે આ લાગણી થતી હોય; અથવા જીવનમાં પ્રથમ વાર થતા સ્ત્રીસહવાસની હૃદયસ્પર્શી મધુરતા આ સુખલાગણી માટે કારણભૂત હોય ! એને આ છતાં પણ કામ ન થવાને કારણે પોતાના કામ પ્રત્યે ખૂબ અસન્તોષ હતો અને પ્રામાણિકતાપૂર્વક એ આ અસંતોષ સિલીન પાસે વ્યક્ત કર્યા કરતો.

એક દિવસ આ હૃદયસ્થ થતા જતા સુખનો અચાનક અંત આવ્યો.

અચાનક વાસિલી નિકોલેવીચનો એના પર ઠપકાનો કાગળ આવ્યો. એમાં એની નિષ્ક્રિયતા માટે જરા મીઠો ઠપકો આપી સોલોમીન, માર્કેલોવ અને ગોલુશ્કીન જોડે કાંઇ કાર્યક્રમ વિચારી કાઢવા સૂચવ્યું હતું. આ પત્રથી એ બેચેન બની ગયો. અત્યારસુધી ઉપર ઉપર ફર્યા કરતો અસંતોષ હૃદયમાં ઊંડે સુધી ઊતરી ડંખ દેવા લાગ્યો.

તે જ દિવસે બપોરે ક્રોધથી બળતો-ઝળતો કોલોમિત્ઝેવ જમવા આવ્યો. આવતાં વેંત આંખમાં આંસુ સહિત એ બૂમ પાડી ઊઠ્યો. "તમે નહિ માનો, પણ મેં હમણાં છાપામાં વાંચ્યું. મારા પ્રિય મિત્ર, સર્વિયાના શાહજાદા માઇકલ ઑબ્રેનોવીચનું કોઇ હરામખોરોએ બેલ્ગ્રેડમાં ખૂન કર્યું છે. આ બધા બદમાશ બળવાખોરોને જો વખતસર ઠેકાણે નહિ લાવીએ તો એ સૌની આવી દશા કરશે!" સિપિયેજિને નમ્રતાપૂર્વક શાહજાદાના ખૂન માટે દિલગીરી દર્શાવી કહ્યું કે "આ ખૂન બળવાખોરો કરતાં શાહજાદાના શત્રુઓએ કર્યું હોવાનો વધુ સંભવ છે. કારણ કે સર્વિયામાં બળવાખોરો નથી." પણ આજે કોલોમિત્ઝેવ કોઇનું સાંભળે તેમ નહોતો. એમની વચ્ચે કેવો ગાઢ સંબંધ હતો, બંનેએ શિકાર કરવા કેટલા દિવસો સાથે ગાળ્યા હતા, અને જુદા પડતી વખતે તેણે કેવી સુન્દર બંદૂક તેને ભેટ આપી હતી તેનું તેણે વર્ણન કર્યું. જેમ જેમ વાત કરતો ગયો તેમ તેમ તેનો ક્રોધ વધતો ગયો. અને છેવટે રશિયન ક્રાંતિકારો પર ઊતરી પડ્યો. પાંઉના એક મોટા ટુકડાને ભાંગીને મોંમાં ભરતાં તે બોલ્યો. "જો મારા હાથમાં સત્તા હોય તો કોઇપણ વ્યક્તિનો, સમાજનો, રાજ્યનો વિરોધ કરવાની હિંમત કરનાર આ બદમાશોને જીવતા સળગાવી દઉં, એમનાં હાડકાં ભંગાવી નાખું, એમની ચામડી ઉતરડાવી નાખું.

કોઈને છોડું નહિ. મારા મિત્ર લેડિસ્લાસનો પણ આ જ અભિપ્રાય છે." બોલતાં બોલતાં આંખમાં સઘળું ઝેર ભરી, એણે નેજડાનોવ સામે તાકવા માંડ્યુ. એનો સમસ્ત ચહેરો જાણે બોલતો હતો: "આ બધું તનેય લાગુ પડે છે, બેટમજી ! તારો વારો ચાલ્યો આવે છે." આ નજરનો અર્થ નેજડાનોવ સમજ્યો. એણે પણ એના મગજ પરથી કાબૂ ખોઈ નાખ્યો. થોડા અસ્વસ્થ પણ નિર્ભય અવાજે એણે આજના યુગની આશાઓ, આકાંક્ષાઓ અને આદર્શોનું સમર્થન કરવા માંડયું. વિરોધ થતાં જ કોલોમિત્ઝેવના ગુસ્સાએ અને ભાષાએ માઝા મૂકી. નેજડાનોવે ઉગ્રપણે એનો પ્રતિકાર કરવા માંડયો. સિપિયેજિને ખૂબ સ્વસ્થતાપૂર્વક નેજડાનોવનો પક્ષ લીધો. વેલેન્ટીનાએ પતિનું અનુકરણ કર્યું. અન્ના ઝખારોવના બહાવરી બની કોલીઆનું લક્ષ બીજે ખેંચવા પ્રયાસ કરવા લાગી. મેરિયાના આ અણધાર્યા પ્રસંગથી પથ્થરની પૂતળીસમી સ્તબ્ધ બની ગઈ. ખંડમાં ધમાલ મચી રહી. એમાં કોલોમિત્ઝેવે ફરી એકવાર લેડિસ્લાસને પોતાની વાતના સમર્થનમાં ટાંકયો.

લગભગ વીસમી વાર લેડિસ્લાસનું નામ દેવાતું સાંભળી નેજડાનોવ સળગી ઉઠ્યો અને ટેબલ પર હાથ પછાડતો ગર્જ્યો, "જ્યાં ત્યાં લેડિસ્લાસની વાતો શું કરો છો ? હું ઓળખું છું એને, એ તે એક જાસુસ છે કે બીજું કાંઇ ?"

"શું....શું કહ્યું ?" બોલતાં બોલતાં કોલોમિત્ઝેવની જીભ લોચા થઈ જવા લાગી. "પ્રિન્સ કોવ્રીશ્કીન અને પ્રિન્સ બ્લાસેનક્રોમ્ફ જેને માટે માન ધરાવે છે, તેને માટે તમે આવું બોલવાની હિંમત કરો છો ?"

નેજડાનોવે તિરસ્કારપૂર્વક ખભા ઉછાળ્યા. "બહુ સારા માણસો ! પેલો ખુશામતખોર પ્રિન્સ કોવ્રીશ્કીન અને........"

"બસ કરો! લેડિસ્લાસ મારો મિત્ર છે!" કાલોમિત્ઝેવે ત્રાડ મારી. "એ મારો સહકાર્યકર છે અને હું......."

"જો એમ હોય તો તેમાં તમારે માટે સારું નથી!" નેજડાનોવે ઠંડે પેટે આગળ ચલાવ્યું. "એનો અર્થ એમ છે કે મારા શબ્દો તમને પણ લાગુ પડે છે."

કાલોમિત્ઝેવ ક્રોધથી આંધળો થઈ ગયો. "શું...શું...કહ્યું? તમે જો અત્યારે મેદાનમાં હોત......"

"હું મેદાનમાં હોત તો તમે શું કરત?" વધુ ધીમા મરચાં મૂકતા અવાજે નેજડાનોવે પૂછ્યું. જો સિપિયેજિને આ ઝઘડો વખતસર ન અટકાવ્યો હોત, તો પરિણામ શું આવ્યું હોત તે કહેવું મુશ્કેલ છે. પણ એ ખુરસી હડસેલી દઈ ઊભો થયો. એનું મોઢું સખત અને ગંભીર થઇ ગયું. (આ ગાંભીર્યમાં એક રાજપુરુષની સત્તા હતી કે ગૌરવશીલ યજમાનનું ગૌરવ હતું તે કહેવું મુશ્કેલ છે.) એણે સખતાઈપૂર્વક જાહેર કર્યું કે એને ઘેર, એના ભોજનખંડમાં આવા અજુગતા શબ્દો સાંભળવાની એની ઇચ્છા નથી. એના ઘરનો એ એક નિયમ હતો, પવિત્ર નિયમ હતો ("પવિત્ર" શબ્દ બોલતાં એણે એક હાથ ટેબલ પર પછાડ્યો અને બીજા હાથની વીંટીએ શોભતી આંગળી ઊંચી કરી.) કે સૌના વિચારો અને માન્યતાઓ સૌ વ્યક્ત કરી શકે છે. આજે મિ. નેજડાનોવ જે શબ્દો બોલ્યા તે અજુગતા હતા અને એને માટે એમની જુવાની જવાબદાર હતી; જ્યારે મિ. કાલોમિત્ઝેવ પોતાના સમાજહિતના મજબૂત ખ્યાલોને કારણે વિરોધી વિચારના મનુષ્યો પર અણછાજતો હુમલો કરે, તે પણ અયોગ્ય હતું.

"મારા ઘરમાં" સિપિયેજિને ભાષણ સંકેલતાં જણાવ્યું. "કોઇ જાસુસ નથી, કોઈ બળવાખોર નથી, સૌ સદ્‌ગૃહસ્થો છે, સૌ

પ્રામાણિક છે, સૌ એકબીજાને સમજવાનો પ્રયત્ન કરે છે અને સમજીને મિત્રો બની હાથ મિલાવે છે. ”

ખડમાં શાંતિ છવાઇ રહી. નેજડાનોવ–કાલોમિત્ઝેવનાં મોં સિવાઈ ગયાં. પણ હવે આ બે શત્રુઓ હાથ મિલાવે એ અશક્ય હતું.

ભોજન આવા અશાન્ત વાતાવરણમાં પૂરું થયું. સિપિયેજિને કાંઈક વાત કરવાનો, કાઇક વાત કાઢવાનો પ્રયત્ન કર્યો પણ એને વાત અધૂરી છોડવી પડી. મેરિયાના જાણે જમવા સિવાય બીજે લક્ષ જ ન હોય તેવો ઢોંગ કરતી હતી. એ આ પ્રસંગથી જરાયે ગભરાઇ નહોતી ઉલટું નેજડાનોવના ધડાકાથી તેને સંતોષ થયો હતો. પણ વેલેન્ટીનાના આશ્ચર્યનો પાર નહોતો. આ બુદ્ધિશાળી સ્ત્રી આ અચાનક ભભૂકા પાછળ કોની પ્રેરણા હતી તે શોધવા મથતી, નેજડાનોવ મેરિયાના તરફ તાકી રહી હતી. અચાનક તેના મગજમાં પ્રકાશ થઈ ગયો. અને એના મોંમાંથી આશ્ચર્યનો એક ઉદ્દગાર સરી પડ્યો. એને થયું “ મારા તરફ ખેંચાતો આવતો નેજડાનોવ આમ ભભુકી ઊઠયો એટલે એ બીજે ખેંચાઇ ગયો લાગે છે ! શું મેરિયાના.......? હા, એ જ મેરિયાનાને નેજડાનોવ પ્રત્યે ભાવ છે અને નેજડાનોવને એના તરફ.......એનો જરૂર કંઇક ઉપાય કરવો પડશે. ” છેવટે એણે નિર્ણય કર્યો.

કાલોમિત્ઝેવ હજુ ગુસ્સાથી બળતો હતો, ઘવાયેલા અભિમાનથી એનું ગળું હજુ એટલું ભારે બોલતું હતું કે બે ત્રણ વાર પ્રયત્ન કરવા છતાં, આ વાતમાં કાંઇ દમ નથી એમ બનાવવાનો પ્રયત્ન કરવા છતાં, એ હસી ન શક્યો. ફક્ત સિપિયેજિનનું મોઢું વારંવાર મલકતું હતું. પોતાની વક્તૃત્વશક્તિને એ મનમાં ;અને મનમાં શેક્સપિયરના જુલિયસ સીઝરના એન્ટનીની વક્તૃત્વશક્તિ જોડે સરખાવતો હતો.

એકાંત માટે તલસી રહેલો નેજડાનોવ, સૌથી પ્રથમ મળેલી તક ઝડપી લઈ ઉપર ચડી ગયો અને એના ખંડમાં પેસી જઈ તાળું મારી દીધું. મેરિયાના સિવાય કોઈનું મોઢું સરખું જોવાની એની ઇચ્છા નહોતી. મેરિયાનાનો ખંડ આ લાંબી પરસાળને છેક બીજે છેડે હતો. અને એ એકાદ વાર ત્યાં ગયો હતો. લગભગ દસ વાગી ગયા હતા, છતાં એને લાગ્યું કે મેરિયાના એની સાથે વાત કરવા ઇચ્છતી જ હશે. મેરિયાના ભોજનખંડમાંથી ક્યારની અદશ્ય થઈ ગઈ હતી. વેલેન્ટીનાએ પાનાં રમતાં રમતાં જાણે સાવ સ્વાભાવિકપણે પૂછતી હોય તેમ સિવાલોને પૂછ્યું હતું, "આ મેરિયાના ક્યાં ગઈ હશે!" અને જવાબ ન મળતાં પાછી પાનાં રમવામાં પડી ગઈ હતી.

ઉપર નેજડાનોવ આંટા મારવા લાગ્યો. છેવટે કાંઈ નિર્ણય કર્યો હોય તેમ બહાર નીકળી ધીમેથી તેણે મેરિયાનાના ખંડનું બારણું ઠોક્યું. કોઈ અંદર સળવળ્યું નહિ. એણે ફરી આગળિયો ફેરવ્યો પણ અંદર તાળું માર્યું હોય તેમ લાગ્યું. છેવટે એ પાછો ફર્યો. પણ ખંડમાં જઈને નીચે બેસે તે પહેલાં એનું બારણું ધીમેથી ઉઘડ્યું અને દરવાજામાંથી મેરિયાનાનો અવાજ આવ્યો "અલેક્ઝાઈ મિટ્રીચ મારા ખંડનું બારણું તમે ઠોક્યું હતું?"

એ કુદીને દરવાજા પાસે ધસી ગયો. દરવાજામાં ઝાંખી મીણ-

બત્તી હાથમાં ધરીને એ ઊભી હતી. એનો ચહેરો ફિક્કો હતો, હોઠ દૃઢતાપૂર્વક બિડાયેલા હતા.

"હા.......હું હતો."

"વારુ ! મારી પાછળ ચાલ્યા આવો." એ ચાલવા લાગી. બને પરસાળને છેક છેડે આવી પહોંચ્યાં. અને મેરિયાનાએ એક નાનકડા ખંડનો દરવાજો ઉઘાડ્યો. ખંડ સાવ ખાલી હતો. બેત્રણ ખુરશીઓ અહીંતહીં પડી હતી.

"આપણને અહીં વાત કરવી વધુ ફાવશે, અલેકઝાંઇ મિટ્રીશ ! અહીં કોઇ ગરબડ નહિ કરે."

બંને અંદર દાખલ થયાં. મેરિયાનાએ બારણું વાસ્યું અને મીણબત્તી બારીમાં મૂકી એ નેજડાનોવ તરફ ફરી.

"તમે મને શામાટે મળવા ઇચ્છતા હતા તે હું સમજી શકું છું." મેરિયાનાએ વાત શરૂ કરી. "હવે તમારે અને મારે આ ઘરમાં રહેવું બરાબર નથી."

"મેરિયાના વિકેન્ટીઓવ્ના ! તમને મળવાની મારી ઇચ્છા હતી ખરી પણ તમારો પરિચય થયા પછી મને રહેવાનું અહીં જ ફાવશે."

મેરિયાના વિષાદભર્યું હસી "તમારો આભાર. અલેકઝાંઇ મિટ્રીશ ! પણ આજના બનાવ પછીયે તમારે અહી રહેવું છે ?"

"મને તો લાગે છે કે એ લોકો મને રજા આપી દેશે."

"તમારી મેળે તમે છૂટા નહિ થાઓ ?"

"ના."

"શામાટે ?"

"હજુ કારણ જાણવું છે ? તો કારણ તમે છો."

મેરિયાનાએ નીચું જોયું, અને બે ડગલાં પાછી હઠી.

નેજડાનોવે આગળ ચલાવ્યું "આ ઉપરાંત મને લાગે છે કે મારે તમને બધી વાત જણાવી દેવી જોઇએ. કારણ કે બીજાં કારણસર પણ મારે અહીં રહેવાની જરૂર છે......." બોલતાં બોલતાં થોડા આગળ આવી એણે મેરિયાનાનો હાથ પકડયો અને ઉત્સાહપૂર્વક, જુસ્સાપૂર્વક અને એકશ્વાસે એનું અહીં આવવાનું નક્કી થતાં ,કરેલી યોજના, વાસિલી નિકોલેવીચ સાથેનો સંબંધ, એણે નક્કી કરેલો જીવનમાર્ગ આ બધું કહેવા માંડયું. બેત્રણ ખુરશીઓ ખાલી પડી હતી પણ એ નીચે બેઠો નહિ. મેરિયાનાનો પકડેલો હાથ એણે છોડ્યો નહિ. કશુંયે છૂપું તેણે રાખ્યું નહિ. જરાયે થથર્યા સિવાય, જરાયે અટકયા સિવાય ઝપાટબંધ એ બોલ્યે ગયો. ઉત્સાહમાં અને ઉત્સાહમાં સિલીન સાથેના સંબંધની વાત પણ તેણે કરી નાખી. આ અચાનક આવેલા ઊભરાથી પ્રથમ તો મેરિયાના ગભરાઈ પણ પછી તો એ પણ પ્રશંસાથી ઉછળતા હૃદયે, ધ્યાનપૂર્વક બધું સાંભળવા લાગી. એનું મુખ આશ્ચર્યથી પહોળું થઈ ગયું. એનું રૂપ અદ્દભુત દેખાવા લાગ્યું.

છેવટે જ્યારે એ બોલતો બંધ પડયો કે તુર્ત જ એની નજર મેરિયાનાના ચહેરા પર પડી. આજનું એનું સ્વરૂપ અદ્દભુત હતું. ઊંડો નિરાંતનો શ્વાસ લેતાં એ બબડ્યો. "બધું કહી દીધું તે કેવું સારું કર્યું ?"

"હા, હા. કેવું સારું કર્યું ?" મેરિયાનાએ પડઘો પાડયો. એનો અવાજ ગદ્દગદિત હતો. "આ બધી વાતનો અર્થ એ છે કે મારી જાતને હું તમારા કામમાં અર્પણ કરું છું, તમે જ્યાં લઈ

જાઓ ત્યાં આવવા, તમે જે બતાવો તે કામ કરવા હું તૈયાર છું. મારા સમગ્ર અંતઃકરણથી જે હું ઇચ્છતી હતી તે મને આજે......"

બોલતાં બોલતાં જાણે એનો અવાજ સુદ્ધાં આંખ સાથે ઓગળવા લાગ્યો. નેજડાનોવ પ્રત્યેના પ્રેમ અને વિશ્વાસથી, પોતાની જાતનું બલિદાન આપવાની ઝંખનાથી, એનું સમસ્ત હૃદય જાણે ઓગળી ગયું હતું.

બહારથી કોઇનાં હળવાં, ઉતાવળાં છતાં સાવચેતી ભર્યાં પગલાં સંભળાયાં.

નેજડાનોવના હાથમાંથી હાથ છોડાવતી એ ટટ્ટાર થઇ ગઇ. એની મુખરેખાઓ ફરી ગઇ. એના મુખ પર નિર્ભયતા, તિરસ્કાર અને હાસ્ય છવાયાં. બહાર બરાબર સાંભળી શકાય તેવા મોટા અવાજે તે બોલી. "બહાર અમારી વાતો કોણ સાંભળે છે તે મને બરાબર ખબર છે. એ વેલેન્ટીના મિહેલોવ્ના છે. પણ મને એની જરાયે દરકાર નથી."

પેલાં પગલાં અટકી ગયાં.

"વારુ!" નેજડાનોવ તરફ ફરતાં તે બોલી. હવે મારે શું કરવાનું છે? હું તમને શી મદદ કરી શકું?"

"હમણાં તો મને પણ ખબર નથી. માર્કેલોવનો પત્ર હતો......કે"

"ક્યારે? ક્યારે પત્ર હતો?"

"આજ સાંજે. સોલોમીનને મળવા જવા અમારે બંનેને કાલે જવાનું છે."

"સરસ! માર્કેલોવ કેટલા સારા માણસ છે! હવે એ આપણા સાચા મિત્ર થયા!"

"મારી જેવા."

"ના, તમારી જેવા નહિ."

"કેમ?"

મેરિયાનાએ આડું જોયું. "અરે હજુ પણ તમે સમજતા નથી કે તમે મારે મન હવે શું છો? અને અત્યારે મારા હૃદયમાં શું ચાલી રહ્યું છે?"

નેજડાનોવનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. માથું નીચું ઘાલી એ વિચાર કરવા લાગ્યો. આ યુવતી માતાપિતાવિહીન, ઘરબારવિહીન દુઃખી યુવતી એનું હૃદય, એનુ સર્વસ્વ એને અર્પણ કરતી હતી; એના આદર્શને પોતાનો આદર્શ બનાવતી હતી. એનું હૃદય વધુ ને વધુ જોરથી ધડકવા લાગ્યું. એને લાગ્યું કે વિશ્વમાં જે કાંઇ સુન્દર છે, જે કાંઈ સત્ય છે, જે કાંઈ કલ્યાણમય છે એનું મૂર્તિમાન સ્વરૂપ આ અદ્દભુત મેરિયાના છે! આજસુધી જે વસ્તુ તેણે કદી અનુભવી નહોતી તે માતાનો, બહેનનો પત્નીનો—એમ બધો જ પ્રેમ જાણે આ યુવતીમાં કેન્દ્રિત થઇ ગયો! દેશ, આઝાદી, લડત, સુખ સઘળું યે જાણે આ યુવતીમાં આવીને વસ્યું!

એણે ઊંચું જોયું. એના પર નજર સ્થિર કરીને ઊભેલી મેરિયાનાની હૃદય વીંધી નાખતી આંખોમાં એણે આંખો પરોવી.

મહામહેનતે એણે સ્વાસ્થ્ય પાછું મેળવ્યું. અને જરા કંપતા અવાજે કહ્યું. "ત્યારે હું આવતી કાલે જાઉં છું. પાછો આવીને તમને (આ વખતે આ "તમને" એને સાવ કઢંગું લાગ્યું.) જે નિર્ણયો થયા હશે તે સઘળું જણાવીશ. અને હવેથી જે કાંઇ વિચારીશ કે કરીશ તે તને જરૂર કહીશ."

"ઓ પ્રિય અલેકઝાઇ!" મેરિયાનાએ ફરી એનો હાથ પકડ્યો. "હું પણ તને સઘળું જણાવીશ."

આ વખતે જાણે એમનો સંબંધ ઘણો જૂનો અને ગાઢ હોય તેમ મેરિયાનાના મુખમાંથી સાવ સ્વભાવિકપણે તુંકારો સરી પડ્યો.

"વારુ! તારી પાસે પેલો પત્ર છે?"

"હા, આ રહ્યો."

મેરિયાનાએ અધીરાઇથી ઘડી ઉખેળી પત્ર વાંચ્યો. વાંચીને ભક્તિભાવપૂર્વક નેજડાનોવ સામે જોયું. "આવું અગત્યનું કામ તમને આ લોકો સોંપે છે?"

નેજડાનોવે જવાબમાં સ્મિત કર્યું અને પત્ર પાછો ખિસ્સામાં મૂક્યો.

"કેવી નવાઈની વાત છે!" નેજડાનોવે કહ્યું. "આપણને એક બીજા તરફ પ્રેમ છે એની છેક આજે આપણને ખબર પડે છે. આજસુધી આપણે આ વિશે શબ્દેય ઉચ્ચાર્યો છે?"

"અરે એની જરૂર પણ શી છે?" મેરિયાના ધીમેથી ગણગણી અને અચાનક એણે એના બંને હાથ નેજડાનોવના ગળા ફરતા વીંટાળી દઇ એની છાતી પર માથું ઢાળી દીધું. કેટલીયે વાર સુધી બંને એમને એમ ઊભા રહ્યા. એમણે ચુંબન ન કર્યું. જો કર્યું હોત તો તે વધુ પડતું અને જરા અણગમતું લાગત! છેવટે એ અચાનક છૂટા પડ્યાં. અને ફરી બંનેએ ચપસીને એકબીજાના હાથ પકડ્યા.

છેવટે મેરિયાના જુદી પડી અને બારી પાસે જઇ મીણબત્તી લઇ હોલવી નાખી. પછી રજા લઈ ઝપાટાબંધ બહાર નીકળી એના ખંડમાં પેસી ગઇ. હવે એને જરા બેચેની લાગતી હતી. કપડાં બદલાવી એ પથારીમાં પડી. શ્યામસ્નિગ્ધ અંધકાર જાણે એને આખે શરીરે હાથ ફેરવી ગલીપચી કરતો હતો.

બીજે દિવસે સવારે જ્યારે એ ઊઠ્યો ત્યારે કાલ રાતના પ્રસંગથી એના મનમાં લેશ પણ ગભરામણ નહોતી. ઉલટું કાલ રાતનો પ્રસંગ ઘણો મોડો બન્યો હોય એમ તેને લાગતું હતું. એનાં હૃદયમાં શાંતિ અને પ્રસન્નતા હતાં. સિપિયેજિન પાસેથી એ દિવસની રજા લઈ એ મેરિયાનાને મળ્યો. એ પણ સ્વસ્થ અને પ્રસન્ન હતી. અને સાવ સ્વાભાવિકપણે નેજડાનોવને "પ્રિય" કહી સંબોધતી હતી. માર્કેલોવને ત્યાં થનારા નિર્ણય વિશે જાણવા એ ખૂબ આતુર હતી. એટલે ફરી એણે ત્યાં જે બને તે બરાબર કહેવાની વિનંતિ કરી.

"હા, હા. જરૂર કહીશ." નેજડાનોવે જવાબ આપ્યો. એના મનમાં થયું. "હવે ગભરાવાની શી જરૂર છે? આપણા સંબંધોમાં ફક્ત અંગત લાગણી જ ક્યાં છે કે નકામી ચિંતા કરવી! આપણે તો ધ્યેય ખાતર એકત્રિત થયાં છીએ."

નેજડાનોવના આ વિચારમાં કેટલું સત્યાસત્ય હતું તેનો તેને પોતાને ખ્યાલ નહોતો.

એ માર્કેલોવને ત્યાં પહોંચ્યો. માર્કેલોવ હંમેશ મુજબ થાકેલો અને ચિડાયેલો દેખાતો હતો. બંને જેવું તેવું ખાઈને ગાડીમાં બેઠાં અને વ્યાપારી ગૅલિયેવાની મિલ તરફ ઉપડ્યાં.

જે માણસનાં આટલાં વખાણ સાંભળ્યાં હતાં તેને મળવા નેજ-

ડાનોવ ખૂબ આતુર હતો. સોલોમીનને અગાઉથી ખબર આપ્યા હોવાથી જેવી ગાડી મિલના દરવાજે પહોંચી કે તુર્તજ એમને ઇજનેરની નાનકડી ગંદી ઑફિસમાં લઇ જવામાં આવ્યા. સોલોમીન અંદર હતો એટલે તેને બોલાવવા એક માણસ દોડી ગયો. આ બંને મિત્રો બહાર પડતી બારીમાં ઊભા રહી ચારે તરફ નજર નાખવા લાગ્યા.

મિલ દેખીતી રીતે જ સારી સ્થિતિમાં દેખાતી હતી. અને કામ ઝપાટાબંધ વિકસતું જતું લાગતું હતું. ચારે તરફ પૈડાંના, શાળોના માણસોના, મુકાદમોના ફરતી હાથગાડીઓના અવાજ આવી એક પ્રચંડ ઘોંઘાટ ઉત્પન્ન કરતા હતા. બધા મળીને હજારેક કામદારો કામ કરતા હશે. આમ બધું વ્યવસ્થિત અને પૂરજોસમાં ચાલતું લાગતું હતું. પણ કયાંયે સ્વચ્છતાનું નામનિશાન નહોતું. ઠેકાણે ઠેકાણે ધૂળના, કચરાના અને નરકના ઢગ જામ્યા હતા. કોઈ જગાએ બારીનો કાચ તૂટી ગયો હતો તો કોઈ જગાએ ભીંત પરથી પોડાં ઉખડી ગયાં હતાં; કોઇ જગાએ બારણાનાં મિજાગરાં નીકળી ગયાં હતાં તો કયાંક દિવાલના પાટિયાં નીકળી ગયાં હતા. કારખાનાની બરાબર સામે, મુખ્ય ચોકમાં તેલમિશ્રિત પાણીનું એક મોટું ખાબોચિયું વાતાવરણમાં અસહ્ય દુર્ગન્ધ ફેલાવતું હતું. ત્યાંથી થોડે દૂર નકામી ઇંટો, ખોખાંના પાટિયાં, લોખંડનો ભંગાર–વગેરેનો એક મોટો ઢગલો પડ્યો હતો. ભસવાને પણ અશક્ત એવા મુડદાલ ભૂખ્યાં કૂતરા ચારે તરફ દોડાદોડ કરતા હતા. તારની વાડ પાસે છેક જાણે સમગ્ર દુનિયાએ તજી દીધું હોય તેવું, મોટું પેટ, ચીપડાળું, શેડાળું મોઢું અને પાતળી ડોકવાળું એક છોકરું મોટેથી ભેંકડો તાણી રહ્યું હતું. છોકરાની પડખે સંચાના કીલમાં નાયેલી અને ભૂખ્યાં બચ્ચાંની લંગારથી વીંટળાયેલી એક ભૂંડણી કાર્કની ફેંકી દીધેલી કોબીજની ગાંઠ વાતરતી હતી. એક તરફ કાળાં મેશ જેવાં કપડાનાં ગાભા સુકાતા હતા. વાતાવરણ અસહ્ય

બદબોથી ભર્યું હતું. ટૂંકામાં કારખાનું સંપૂર્ણપણે રશિયન હતું અને રશિયન લાગતું હતું. જર્મન, ફ્રેન્ચ કે બ્રિટિશ કારખાના જેવું જરાયે લાગતું નહોતું.

નેજડાનોવે માર્કેલોવ સામે જોયું. "મેં સોલોમીનની શક્તિ વિશે ઘણું સાંભળ્યું છે. એટલે આવી અવ્યવસ્થાનો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો."

"આ અવ્યવસ્થા નથી. પણ રશિયનોના હાડમાં પેસી ગયેલી ગોબરાઈ છે." માર્કેલોવે શોકભર્યા અવાજે કહ્યું. "છતાંય આ લોકો લાખ્ખોની ઉથલપાથલ કરે છે. વળી સોલોમીનને આ લોકોની જોડે વહેવાર ખાતર થોડી બાંધછોડ કરવી પડે છે. ફેલિપેવાને ઓળખો છો તમે?"

"ના."

"મોસ્કોમાં એનાથી વધુ મખ્ખીચૂસ બીજું કોઈ નથી. એ પૂરો વેપારી છે."

આ ક્ષણે સોલોમીન ખંડમાં દાખલ થયો. એને જોતાં જ કારખાનાની જેમ આ માણસ વિશે પણ નેજડાનોવનો ભ્રમ ભાંગી ગયો. એ રશિયન નહિ પણ પ્રથમ દૃષ્ટિએ ફિન્ન કે સ્વીડ લાગતો. એ થોડો વાંકો વળી ગયેલો હોવાથી એની ઊંચાઈ બરાબર દેખાતી નહોતી. મોઢું જરા લાંબડું અને પીળું હતું. નાક ટૂંકું, પહોળું અને મોટું હતું. ભ્રમર અને પાંપણ સાવ આછાં હતાં. આંખો માંજરી અને ઝીણી હતી. એનું શરીર કસાયેલું લાગતું. હોઠ અને દાંત થોડા મોટા લાગતા. હડપચીમાં એવડો મોટો ખાડો હતો કે એના બે ભાગ પડી ગયા હતા. મુખ પરથી એ ભલો ને માયાળુ લાગતો. એણે પોષાક પણ એક સામાન્ય એન્જીનેર જેવો જ પહેર્યો હતો. એની સાથે ખેડૂતનો

પોશાક પહેરેલો, કાળી તીક્ષ્ણ આંખોવાળો અને ચપળ લાગતો એક માણસ હતો. માર્કેલોવને એ ઓળખતો હતો. પણ નેજડાનોવને એક નજરે જ એણે માપી લેવાનો પ્રયત્ન કર્યો. એ સોલોમીનનો નોકર પાવેલ હતો.

ધીમે પગલે અને વગર બોલ્યે એ બંને મહેમાનો પાસે આવ્યો અને હસ્તધૂનન કર્યું. પછી ટેબલનું ખાનું ખોલી અંદરથી એક બંધ પરબીડિયું કાઢી પાવેલના હાથમાં આપ્યું. પાવેલ મૂંગો મૂંગો જ બહાર ચાલ્યો ગયો. સોલોમીને ટોપી એક તરફ ફેંકી અને એક ઘોડી પર જઈને બેઠો. બંને મહેમાનોને વગર બોલ્યે જ એણે બાંકડો બતાવ્યો.

પ્રથમ નેજડાનોવનો પરિચય કરાવી માર્કેલોવે વાસિલી નિકોલેવીચના પત્ર વિશે વાત કરી અને પત્ર આપવા નેજડાનોવને કહ્યું. સોલોમીને પત્ર ઉખેળી વાચવાં માંડયો. નેજડાનોવ એની સામું જોઈ રહ્યો. બહાર નમવા માંડેલા સૂર્યનો પ્રકાશ બારીમાંથી અંદર આવી એના સોનેરી વાળ અને પ્રસ્વેદભર્યા ચહેરા પર પડતો હતો. જેમ જેમ એની નજર પત્રની લીટીઓ પર ફરતી તેમ તેમ તેનું નાક ફૂલતું સંકોચાતું હતું. કાગળ પૂરો કરી એણે નેજડાનોવને પાછો આપ્યો. આ પછી માર્કેલોવે શરૂ કર્યું. થાકયો ત્યાં સુધી એ બોલ્યો. બધું સાંભળી લઈ એણે મહેમાનો તરફ જોયું.

"મને લાગે છે કે," સોલોમીને કહ્યું. એનો ધીમો, મક્કમ અને ભર્યો અવાજ કર્ણપ્રિય હતો. "અહીં વાતો કરવી અનુકૂળ નથી. એના કરતાં તમારે ત્યાં જઈએ તો? અહીંથી ફક્ત સાત જ માઈલ દૂર છે. તમે ગાડીમાં આવ્યા છો ને?"

"હા!"

"વારુ, ત્યારે એમાં મારી જગા પણ થશે ને? તમે એકાદ

કલાક થોભો એટલે હું મારું કામ પતાવી દઉં. પછી આપણે સાથે જ જઈએ. હું જરા મારો આ વેશ પણ બદલાવી લઉં. અને સૂવાનું પણ તમારે ત્યાંજ રાખશું હોં, સર્ગાઈ મિહૈલોવીચ!"

"ભલે." માર્કેલોવે જવાબ વાળ્યો.

"ત્યારે હું જાઉં છું."

"પણ તમારું કારખાનું કેમ ચાલે છે?"-નેજડાનોવે આંખોમાં અર્થ ભરતાં પૂછ્યું.

"એ વાત પણ ત્યાં જ કરશું, સાહેબજી!"

સોલોમીન બહાર ચાલ્યો ગયો. જો પ્રથમ વાતચીતે આ માણસની છાપ સારી ન પડી હોત તો તે છટકવાનો પ્રયત્ન કરી રહ્યો છે, એમ નેજડાનોવને લાગત.

એક કલાક પછી ધક્કામુક્કી મચાવતા અને ઘોંઘાટ કરતા મજૂરોનાં ટોળાં કારખાનામાંથી બહાર નીકળ્યાં. અને સૌ મજૂરો પર અર્થભરી નજર નાખતા ત્રણે મિત્રો ગાડીમાં બેઠા. ગાડી ઊપડી.

બોર્સીઓન્કોવ પહોંચ્યા પછી થોડુંઘણું ખાઈ, સૌ ચર્ચા કરવા બેઠાં. આ રાત્રિચર્ચા એની લંબાઈ, પહોળાઈ અને પ્રકાર એ સઘળું યે રશિયનોની વિશિષ્ટતા છે. હજુસુધી કોઈ પ્રજા એની બરોબરી કરી શકી નથી. ચર્ચા દરમિયાન પણ સોલોમીન બહુ ઓછું બોલ્યો. એટલું ઓછું કે સૌને એ સાવ મૂંગો રહેલો જ લાગે. છતાં દરેક વાત એ બરાબર ધ્યાન દઈને સાંભળતો અને જ્યારે બોલવું ઘટે ત્યારે તે ખૂબ ટૂંકાણમાં સમજપૂર્વક, ગાંભીર્યપૂર્વક બોલતો. એનો અભિપ્રાય હતો કે રશિયામાં ક્રાન્તિ આવવાને હજુ વાર છે. પરંતુ આ માન્યતા બીજા ઉપર લાદવાની કે બીજાના પ્રયત્નોની રુકાવટ કરવાની એની ઈચ્છા નહોતી. સૌથી જુદો અભિપ્રાય હોવા

છતાં એ સૌનો મિત્ર હતો, અને સામાન્ય પ્રજામાંના જ એક માણસ-તરીકે એ સૌના વિચારોથી જુદો પડ્યો હતો. એને લાગતું હતું કે પ્રજાનો મોટો ભાગ આવા કામ કે વિચારથી સાવ વિમુખ છે અને અજ્ઞાન છે. એટલે ઉચ્ચવર્ણો કરતાં સાવ જુદી રીતે પ્રજાને તૈયાર કરવાની જરૂર છે. પ્રજાના સહકાર સિવાય કાંઈ કરવું શક્ય નથી એટલે એક થોડા સ્વતંત્ર વિચાર ધરાવનાર માણસ તરીકે એ સૌથી જુદો પડવા ઇચ્છતો હતો. પોતાની જાતને કે બીજાને કારણ વગર પાયમાલ કરવાની એની ઇચ્છા નહોતી છતાં એ સૌની યોજના, સૌના વિચારો સમજવા-સાંભળવા તત્પર હતો.

સોલોમીન એક પાદરીનો પુત્ર હતો. એની પાચે ય બહેનોને પાદરીઓ જોડે પરણાવી હતી અને સોલોમીન પણ પાદરી થવા માટે અભ્યાસ કરતો હતો. પણ એનું વલણ યંત્રકામ પ્રત્યે હોવાથી પિતાની રજા મેળવી એણે ગણિત લીધું, અને અભ્યાસ પૂરો કરી એક અંગ્રેજના કારખાનામા જોડાયો. આ અંગ્રેજે એને બે વરસ સુધી માંચેસ્ટરમાં રહેવાની સગવડ કરી આપી. ત્યાં તે અંગ્રેજી પણ શીખ્યો અને રશિયા પાછો ફર્યો. આવતાં વેંત એ આ ફેલિયેવાની મિલમાં જોડાયો. હાથ નીચેના માણસો પાસેથી કામ લેવામાં એ સખત હતો. છતાં સૌને એના પર ભાવ હતો અને સૌ એને પોતાનો માણસ ગણતા. એના પિતાને એના શાંત પણ મક્કમ સ્વભાવ માટે અભિમાન હતું પરંતુ હજુ એ ઘરબારી નથી થતો જોઈ ચિંતા થતી હતી.

ચર્ચા દરમિયાન સોલોમીન મોટે ભાગે શાંત રહ્યો, પણ જ્યારે માર્કેલોવે મજૂરો પર મદાર બાંધી મોટી વાતો કરવા માંડી ત્યારે શાંત અવાજે સોલોમીને એને ચેતવ્યો. "હજુ આ દેશના મજૂરો હાડના એટલા રાંક છે કે એમની પાસેથી કોઈ આશા ન રાખવી.

આ યુરોપના મજૂરો નથી.”

“ત્યારે આપણા ખેડૂતો?”

“ખેડૂતોમાં હવે જે વ્યાજખાઉ વર્ગ ઊભો થતો જાય છે એ કાંઈક સમજુ છે. પણ એને સ્વાર્થ સિવાય બીજી કંઈ પરવા નથી. બાકીનો વર્ગ ઘેટા જેવો અબુધ છે.

“ત્યારે આપણે આશા કોની પાસેથી રાખવી?”

“એ તો શોધવાનું રહે છે.” સોલોમીને સ્મિત કરતા કહ્યું.

કદી ન સુકાતું સોલોમીનનું આ સ્મિત એ એના સ્વભાવ જેવું જ ગહન અને અર્થભર્યું હતું. સોલોમીનને નેજડાનોવ પર પ્રથમ પરિચયે જ ભાવ થતો હતો. અને ધ્યાનપૂર્વક એ એની વાતો સાંભળતો હતો. એકવાર વાતો કરતાં નેજડાનોવ જ્યારે ઉશ્કેરાઈ જઈ ઊભો થઈ ભાષણ કરવા મંડી પડ્યો ત્યારે સોલોમીન ધીરેથી ઊભો થયો. લાંબાં ડગલાં ભરતો નેજડાનોવ પાછળ ઉઘાડી રહી ગયેલી એક બારી પાસે ગયો અને એ સંભાળપૂર્વક બંધ કરી.

નેજડાનોવને આશ્ચર્યથી તાકી રહેલો જોઈ એણે ખુલાસો કર્યો. “તમને ઠંડી લાગી જાત!”

નેજડાનોવે સોલોમીનને પૂછ્યું. “તમારા કારખાનામાં એવા કોઈ પ્રયોગો થયા છે કે મજૂરોને પણ નફામાંથી ભાગ મળે?”

“અરે મિત્ર!” સોલોમીને જવાબ વાળ્યો. “જેવી તેવી હોસ્પિટલ અને નિશાળ શરૂ કરાવવા માટે ઝઘડવું પડ્યું છે, ત્યાં નફામાં ભાગની વાત ક્યાં કરવી?”

ફક્ત એકવાર સોલોમીન ચિડાઈ ગયો. કોઈ મજૂરસંઘને ગેરકાયદેસર ઠરાવવાની વાત સાંભળી એણે એવા જોરથી ટેબલ પર હાથ

પછાડ્યો કે ટેબલ ધણધણી ઊઠ્યું અને ઉપર પડેલો એક મણિકો પણ ખસી ગયો।

જ્યારે માર્કેલોવ-નેજડાનોવ યોજનાની વિગતો નક્કી કરવા લાગ્યા ત્યારે પણ સોલોમીન જિજ્ઞાસાપૂર્વક, આદરપૂર્વક બધું સાંભળવા લાગ્યો. એના હોઠ પર રમતું સ્મિત જરાયે ખસ્યું નહિ. વગર-બોલ્યે મુશ્કેલીનું સાચું સ્થાન એ સમજતો દેખાતો હતો. માર્કેલોવે કિસ્લીઆકોવના વધુ ને વધુ રસભર્યા બનતા જતા પત્રો વિશે ફરી વાત કરી, અને એ પત્રો આવતી કાલે સવારે વાચવા આપવાનું વચન આપ્યું.

સવારે ચાર વાગ્યે જ્યારે પૃથ્વી પર અસ્તિત્વ ધરાવતા સઘળા વિષયો અને વાતો ખૂટી પડ્યા ત્યારે સૌ બીજે દિવસે શહેરના ઉત્સાહી અને નવમતવાદી વેપારી ગોલુશ્કીનને મળવા જવાનું નક્કી કરી જુદા પડ્યા. સોલોમીનને પ્રથમ તો ત્યાં જવાનું મન ન હતું, પણ છેવટે એ સંમત થયો. જુદા પડ્યા ત્યારે નેજડાનોવ અને માર્કેલોવ થાકના માર્યા લથડિયાં ખાતા હતા, જ્યારે સોલોમીન સાવ તાજો અને સ્વસ્થ હતો.

વહેલી સવારે હજુ સોલોમીન–નેજડાનોવ બિછાનામાં હતા ત્યાં વેલેન્ટીના તરફથી એના ભાઇ પર સન્દેશો લઇ એક માણસ આવ્યો. પત્રમાં પ્રથમ થોડી પરચુરણ વિગતો લખી, એક ચોપડી મંગાવી હતી અને તાજાકલમમાં એક રમુજી સમાચાર તરીકે મેરિયાના–નેજડાનોવના પ્રેમના સમાચાર જણાવ્યા હતા. પત્ર વાંચી માર્કેલોવ કાળો શાહી જેવો થઇ ગયો. વગરબોલ્યે મંગાવેલી ચોપડી તેણે પેલા માણસને આપી, તેને વિદાય કર્યો. આ જ વખતે નેજડાનોવ ઊઠીને અંદર આવતો દેખાયો. મનની લાગણી મનમાં દબાવી દઇને માર્કેલોવે તેને હંમેશ માફક આવકાર આપી કિસ્લીઆકોવના પત્રોનું ગૂંચળું તેને લાવી આપ્યું, અને કામનું બહાનું કાઢી એ ખેતરમાં ચાલ્યો ગયો.

નેજડાનોવ એના ખંડમાં જઈ આ જુવાન પ્રચારકના પત્રો વાંચવા લાગ્યો. છેલ્લા એક માસ દરમિયાન કિસ્લીઆકોવે અગિયાર પ્રાંત, નવ મોટાં ગામ, ઓગણત્રીશ ગામડાં, ત્રેપન સાવ નાનાં ગામડાં અને સાત કારખાનાંની મુલાકાત લીધી હતી. છેલ્લા એક માસમાં એણે સોળ રાત ઘાસની ગંજીમાં, એક રાત તબેલામાં અને એક રાત ગાયની ગમાણમાં (અહીં એણે ચાંચડ વિશે પોતે સાવ નિર્ભય હતો તે ખાસ જણાવ્યું હતું.) કાઢી હતી. આ દિવસોમાં એણે માટીનાં ઝુંપડામાં, મજૂરોની ચાલમાં, ઠેર ઠેર પ્રચાર કર્યો હતો, પત્રિકાઓ વહેંચી હતી,

ખાનગી સભાઓ ભરી હતી અને ક્રાંતિની દૃષ્ટિએ ઘણી ઉપયોગી માહિતી એકઠી કરી હતી. આ બધી માહિતી કેટલીક એ જ વખતે, કેટલીક યાદ રાખીને ટપકાવી લીધી હતી. અત્યાર સુધીમાં એણે કુલ ચૌદ લાંબા પત્રો, અઠ્ઠાવીશ ટૂંકા પત્રો અને અઢાર નોંધો મોકલાવી હતી. એક જગાએ શાહી ન મળતાં એણે લોહીથી સુદ્ધાં લખ્યું હતું. એને આશ્ચર્ય થતું હતું કે ચોવીશ વર્ષની નાની ઉંમરે એ આ વિશ્વના મૂળભૂત કોયડાને ઉકેલી સાચી વાત શીરીતે પકડી શક્યો હતો ! આ પછી એણે કેવી રીતે એક વખત પૈસાની માયામાં લપટાઈ જઇ એમાંથી એ છૂટયો એનું વર્ણન કર્યું હતું. એને શ્રદ્ધા હતી કે એ સમસ્ત રશિયાને ફેરવી નાખશે ! અને કાંઈક કરીને જ મૃત્યુ પામશે ! આ પત્રોમાં "ડિક્સી" નામની સ્ત્રી વિશે વારંવાર ઉલ્લેખ આવતો હતો અને એના નામ પાસે સંબોધન ચિહ્ન એકવડું નહિ પણ બેવડું કર્યું હતું ! પત્રોમાં જે થોડાં સમાજવાદી (!) કાવ્યો હતાં તે આ "ડિક્સીને" ઉદ્દેશીને લખાયાં હતાં અને પ્રત્યેક કાવ્યની પ્રથમ લીટી આ હતી.

[1]ચાહજે ના કદાપિ મને, પ્રેમ કરજે કાર્યને !

નેજડાનોવને આ બધું વાંચીને કિસ્લીઆકોવના પ્રયત્ન વિશે જેટલું આશ્ચર્ય ન થયું, તેટલું માર્કેલોવની સરળતાથી થયું પણ એ બબડ્યો "ચીકણાઈ જવા દે ને ! આ મિ. કિસ્લીઆકોવ પણ ઉપયોગી નીવડશે !"

ચા પી, ત્રણે મિત્રો શહેરમાં જવા ગાડીમાં બેસીને ઊપડ્યા. માર્કેલોવના પેલા દાદાવારીના નોકરે એની જડ મુખમુદ્રા બતાવી શુકન આપ્યાં. રસ્તામાં સોલોમીન શાંત હતો, બાકી બંને મનમાં મનમાં ઉકળતા હતા.

---

૧. Love not me, But the Idad !

નેજડાનોવ સાથે જેનો પરિચય કરાવવાનું જરૂરી મનાયું હતું તે ગોલુશ્કીન એક વેપારી પિતાનો મૂર્ખ પુત્ર હતો. એણે હજુસુધી કંઈ ધંધો કર્યો નહોતો અને એનામાં ધંધો કરવાની કંઇ આવડત નહોતી. એ શરીરે ઊંચો અને કદાવર હતો. એને મોઢે શીળાનાં ચાઠાં અને આંખો ભુંડનાં બચ્ચાં જેવી નાની હતી. એ એટલી ઝડપથી બોલતો કે જાણે શબ્દો પાછા ગળતો હોય તેમ લાગતું. બોલતાં બોલતાં કારણ વગર ખખડાટ કર્યા કરવું, હાથપગ ઉછાળ્યા કરવા એ એની ખાસિયત હતી. કેટલીક નટીઓને અવારનવાર પૈસાની મદદ આપી, એની સાથે એ પોતે જેને ફ્રેન્ચ માનતો તેવી અગડંબગડં ભાષામાં વાત કરી પોતાની જાતને એ સંસ્કારી માનતો–મનાવતો. લોકપ્રિય થવાનો, કીર્તિ પ્રાપ્ત કરવાનો એને અભરખો હતો અને એ ખાતર કોઇ કોઇ વાર એની પ્રકૃતિગત હલકાઇ છોડી દેતો. દરેક બાબતમાં ઉગ્રમાં ઉગ્ર મત ધરાવવો અને બાપના જૂના સંપ્રદાયને ભાંડવો અને પાણી માફક શેમ્પેઇન ગટગટાવવો એ એનું આખા દિવસનું કામ હતું. આમ છતાં એ પોલિસના પંજામાં સપડાતો નહોતો તેનું કારણ એ જ જાહેર કરતો "જ્યારે જરૂર પડે ત્યારે હું એમનાં મોં, આંખ, કાન, પેટ સઘળું પૈસાથી ભરી દઉં છું!" કાંઇ સન્તાનપ્રાપ્તિ થયા પહેલાં એ વિધુર થયો હતો. પણ જ્યારે એના નિરાધાર ભાણેજો એનો આશ્રય લેવા આવ્યાં ત્યારે એણે એને હાંકી કાઢ્યાં હતાં. કુટુંબમાં કોઈ ન હોવા છતાં બહારના માણસો પાસે ભભકો દેખાડવા એ નોકરો અને આશ્રિતોની મોટી ફોજ નિભાવતો. આજસુધીમાં એણે વાંચવાની જરાયે તકલીફ ઉઠાવી નહોતી. છતાં બીજા માણસોનાં બોલેલાં સારાં સારાં વાક્યો ઉઠાવી લઇ, એ જ્યાં ત્યાં વાપરવાની એને ટેવ હતી. ટૂંકામાં એના પરિચયમાં આવનાર માણસને તુર્ત જ ખબર પડી જતી કે આ માણસ રખડુ,

બડાઇખોર અને મૂરખ છે.

જ્યારે માર્કેલોવ એના મિત્રો સહિત એને ઘેર આવી પહોંચ્યો ત્યારે ગોલુશ્કીન બેઠો બેઠો રાતનો પોશાક પહેરી છાપું વાંચતો હતો. એના મોંમાં સિગારેટ સળગતી હતી. જેવા ત્રણે જણ આવી પહોંચ્યાના સમાચાર નોકરે આપ્યા કે તે ઝપાટાબંધ ઊભો થઇ બારણા તરફ ધસ્યો. સૌને આવકાર આપતાં એ શું ગરબડિયું બોલ્યો, અને શા કારણે હસવા માંડ્યો, તે કોઇ સમજ્યું નહિ. અંદર પેસતાં જ એણે નોકરને નાસ્તો લાવવાની બૂમ પાડી. એ સોલોમીન–માર્કેલોવને ઓળખતો હતો પણ જ્યારે નેજડાનોવનો પરિચય કરાવતાં ખબર પડી કે એ વિદ્યાર્થી છે ત્યારે એ હસી પડ્યો. "વાહ! હવે આપણું લશ્કર વધતું જાય છે! અભ્યાસ કરવો તે તો બરાબર છે. વિદ્યા વિનાનો માણસ ઢોર છે. હું ઝાઝું ભણ્યો નથી પણ બધું સમજી શકું છું એટલે મારું ગાડું ચાલે છે!"

નેજડાનોવને લાગ્યું કે ગોલુશ્કીન એને જોઈને જરા લેવાયો છે. આ વાત સાચી હતી. પ્રત્યેક નવા પરિચયે ગોલુશ્કીન એની જાતને સાવધાન કરતો. "ધ્યાન રાખજે, કેપિટોન ગોલુશ્કીન! તું છેતરાઈ ન જા." પણ ધીમે ધીમે એ સ્વસ્થ થયો. અને એના પેલા ગોટાળિયા અવાજે વાસિલી નિકોલેવીચ વિશે, મારકો અને સેન્ટપિટર્સબર્ગના ક્રાંતિકારી દળો વિશે, પ્રચારની અગત્ય વિશે અને એણે જે નવો બેંકરનો ધંધો શરૂ કર્યો તેની પાછળ કેવું મોટું દેશહિત રહેલું છે એ વિશે, એણે ભાષણ કરવા માંડ્યું. અને જ્યારે પોતાના વખાણનો વારો આવ્યો ત્યારે પેલા કિસ્લીઆકોવ કરતાં યે વધુ સારી ભાષામાં એ શરૂ કરી દીધાં. પોતાને પૈસાની કેવી સૂગ છે, એ દેશને ખાતર સર્વ સંપત્તિનો ત્યાગ કરવા કેવો તત્પર છે, શ્રમ-

જીવીઓ પ્રત્યે એને કેવી સહાનુભૂતિ છે એનું એણે લાંબું વર્ણન કર્યું. બરાબર આ જ ક્ષણે નોકર નાસ્તાની રકાબીઓ અને શૅમ્પેઇનની બાટલીઓ લઇ અંદર આવ્યો. ગોલુસ્કીનનો વાણીપ્રવાહ અટકી પડયો. સૌ તરફ ફરી એણે પૂછ્યું. "આપ સૌ પણ થોડું થોડું લેશો ને?" અને કોઈ જવાબ આપે તે પહેલાં તો શૅમ્પેઇનનો પ્યાલો ઉપાડી એક ઘૂંટડે ગળે ઉતારી ગયો. એની પછી મહેમાનોએ શરૂ કર્યું.

અડધું સમજાય તેમ, અડધું ન સમજાય તેમ એણે હવે પરનિંદાપુરાણ શરૂ કર્યું. સિપિયેજિનને તેણે બાધો કહ્યો, ફૅલિયેવાને મખ્ખીચૂસ તરીકે વર્ણવ્યો અને પછી અમલદારોને હરામખોર કહ્યા. કોઇની નિંદા બાકી ન રહી ત્યારે સૌનાં વખાણ કરવા માંડ્યાં. આજના જુવાનથી માંડી સૌનાં એણે વખાણ કર્યા. આ દરમિયાન મોઢાનું પેલું ઓરણું તો ચાલુ જ હતું. આજના યુવાનોનાં વખાણ કરતાં કરતાં એણે જણાવ્યું કે એણે એક નવો કાર્યકર જુવાન શોધી કાઢ્યો છે. અને એ મરે તો પણ પાછો હઠે તેમ નથી. સોલોમીને આ આશાસ્પદ યુવાન ક્યાં છે તે વિશે પૂછ્યું, તો તેણે સહેજ હસતાં જણાવ્યું કે ધીરજ રાખવાથી એ પણ મળી શકશે.

પણ હવે નેજડાનોવ–માર્કેલોવની ધીરજ ખૂટી હતી. એટલે પ્રથમ તો માર્કેલોવે દારૂનો પ્યાલો ઉઠાવી એક ઝપાટે ગળે ઉતારી દીધો. પછી મનમાં એ બબડયોઃ "આપણે નકામો વખત બગાડીએ છીએ. પ્યાલો ટેબલ પર જોરથી પછાડતાં એ ઊભો થયો અને મોટે અવાજે શરૂ કર્યું, "સદ્‌ગૃહસ્થો!"

પરંતુ આજ ક્ષણે અનહદ પાતળો, લાંબી ડોકવાળો અને ચાવળો દેખાતો કારકુન જેવો એક માણસ અંદર દાખલ થયો. એણે

સૌને નમસ્કાર કર્યા અને ગોલુશ્કીન પાસે જઇ એના કાનમાં કાંઇ વાત કરી.

વાત સાંભળી ગોલુશ્કીન એના મહેમાનો તરફ ફર્યો અને બોલ્યો "મિત્રો! માફ કરજો પણ મારો કારકુન વાસિયા, એક એવા કામ માટે મને બોલાવવા આવ્યો છે કે ગયા સિવાય ચાલે તેમ નથી. એટલે આપ સૌને હું આજે સાંજે ત્રણ વાગ્યે જમવા આવવાનું આમંત્રણ આપું છું. ત્યારે આપણે નિરાંતે ચર્ચા કરી શકીશું."

સોલોમીન–નેજડાનોવ આઘાતથી સ્તબ્ધ બની ગયા. પણ માર્કેલોવે જવાબ આપ્યો. "ભલે! અમે બપોરે જરૂર આવીશું."

"આભાર!" ગોલુશ્કીને એના કાન તરફ મોં લઇ જતાં કહ્યું. "હું તમને એક હજાર રૂબલ આપીશ હોં! એ વિશે નિશ્ચિન્ત રહેજો."

સૌ ઊઠયા. એ સૌને દરવાજા સુધી વળાવવા આવ્યો. સૌ થોડે દૂર ગયા એટલે એણે ફરી બૂમ મારી "હું તમારી ત્રણ વાગ્યે રાહ જોઇશ હોં!"

"ભલે!" માર્કેલોવે જ ફરી જવાબ આપ્યો.

"મિત્રો!" જેવા એ બધા શેરીમાં પહોંચ્યા કે તુર્ત જ સોલોમીને કહ્યું. "મને તો મારે કારખાને જવા દો. ત્રણ વાગ્યા સુધી અહીં કરવું શું? નકામો વખત બગાડ્યો! વળી આ ઘેટું તો નહિ ઊન આપે કે નહિ દૂધ આપે! નકામું રખડવાનો શો અર્થ છે!"

"ના," માર્કેલોવે એના ચહેરા જોડે જડાયેલા શોકભર્યા

સ્વરે જણાવ્યું. "એ ઊન તો જરૂર આપશે. એણે વચન આપ્યું છે. તમને આ માણસ ન ગમ્યા, ખરું? પણ કરવું શું? અને પસન્દગી ક્યાં કરવા જવી? પ્રજાને આપણી ક્યાં પડી છે?"

"હું ચીકણો નથી." સોલોમીને કહ્યું, પણ મારી હાજરીથી કાંઈ ફરક પડવાનો નથી. પણ......" નેજડાનોવ તરફ ફરતાં તેણે ઉમેર્યું. "તમારી ઇચ્છા હોય તો હું રોકાઉં. સારા સથવારામા મોત પણ સારું!"

"ત્યારે ચાલો સૌ બગીચામાં જઈને બેસીએ." માર્કેલોવે દરખાસ્ત મૂકી.

"હા, ચાલો."

સૌ જાહેર બગીચા તરફ ઉપડ્યા.

બગીચા તરફ જતાં રસ્તામાં સૌએ મૌન પાળ્યું. સૌ પોત પોતાના વિચારોમાં મશગૂલ હતા.

પણ સૌથી વિચિત્ર સ્થિતિ તો નેજડાનોવની હતી. દરેક નવા કામ વખતે આવતા અજંપા, સંશય અને નિરાશાએ આ વખતે પણ એના હૃદયનો કબજો લેવા માંડયો હતો. છેલ્લા બે દિવસમાં એના હૃદયમાં કેટલીએ નવી લાગણીઓ થઇ હતી, એને કેટલાયે નવા પરિચયો થયા હતા. જીવનમાં પ્રથમ વાર એ એક યુવતીના પ્રેમની હૂંફ માણતો હતો. અત્યારે એ એક એવી લડતમાં ઝૂકાવતો હતો કે, જેમાં આખું જીવન ખર્ચવાનો વખત આવે ! એને સોલોમીન અને માર્કેલોવ સમા નૂતન રૂશિયાના પ્રતિનિધિ સમા માણસો જોડે કામ કરવાનું હતું. મેરિયાના આહ્લાદિની, નિર્મળ હૃદયી, શ્રદ્ધાવાન, અને અદ્ભુત યુવતી ખરેખર એને ચાહતી હતી છતાં આ આવતા યુદ્ધમાં પ્રથમપદ પ્રાપ્ત કરવાની એને કેમ ઇચ્છા નહોતી થતી ? એને યુદ્ધની જો બીક નહોતી તો યુદ્ધનો આનંદ કેમ નહોતો ? શું એને યુદ્ધના ધ્યેયમાં શ્રદ્ધા નહોતી ? શું એને મેરિયાના પર પ્રેમ નહોતો ? છેલ્લા બે પશ્નો ઊઠતાં વેંત એનું સમસ્ત હૃદય હલી ઊઠયું ! પણ મન તો દોડ્યા કરતું હતું. જો એને મેરિયાના પર પ્રેમ નહોતો, જો એને કાર્યના ધ્યેયમાં વિશ્વાસ નહોતો તો, આ બધું એની મેળે પ્રગટ થઇ જાય એ પહેલાં, એ

શામાટે આ બધું જાહેર નહોતો કરતો? આ બધું હૃદયમાં દબાવી રાખવાનું શું કારણ હતું? જો એનું આ ભવતિ ન ભવતિ ચાલ્યા કરવાનું હોય, જો એ એના વિચિત્ર તરંગો, પોચટ કલ્પનાઓ અને અસ્પષ્ટ વિચારોમાં રમ્યા કરવાનો હોય તો પ્રત્યેક અન્યાય સામે બળતા-ઝળતાં, પ્રત્યેક અન્યાયનો મર્દાનગીભર્યો પ્રતીકાર કરતા, આદર્શઘેલા ક્રાંતિકાર થવાની આશા એણે છોડવી રહી. આ વિચારો આવતાં જ એ બબડયો, "ઓ હેમ્લેટ! તારા આ તરંગોમાંથી, તારી આ નિર્બળતામાંથી, તને કયારે મુક્તિ મળશે?" જાણે એના વિચારોનો પડઘો પડતો હોય તેમ એ જ ક્ષણે એના નામની બૂમ પડી. "અલેકઝાઇ! ઓ અલેકઝાઈ! રૂશિયાના હેમ્લેટ! તમે અહીં છો?" એણે નવાઇ પામી ઊંચું જોયું. સામે પાકલીન દોડતો આવતો હતો.

લંગડો પગ લચકાવતાં કૂદીને એણે નેજડાનોવનો હાથ ઝાલ્યો. 'હું અહીં કેમ આવ્યો છું એનો ખુલાસો પછી કરીશ. તમે અહીં છો એની મને ખબર છે. અને તમને મળવા તો હું આ શહેરમાં આવ્યો છું. પણ સૌથી પ્રથમ તો આ સૌ મિત્રો જોડે ઓળખાણ કરાવો! પછી નિરાંતે ગપ્પાં મારીએ."

નેજડાનોવે પરસ્પર પરિચય કરાવ્યો.

"ઘણું મજાનું. ચાલો હવે આપણે મારી ગમતી બેસવાની જગાએ જઇએ. અહીં માણસોનો અવરજવર રહે છે એટલે એકાંત તો નથી જ પણ કૂતરા પણ અહીં પુષ્કળ છે; જયારે ત્યાં એકકેય નથી અને ત્યાંનું દશ્ય પણ ઘણું સુંદર છે." પછી માર્કેલોવ-સોલોમીન તરફ ફરતાં તેણે ઉમેર્યું. "મારા બહુ બોલવાથી આશ્ચર્ય ન પામતા. મારા મિત્રો મને રુશિયન હાસ્યનો પ્રતિનિધિ માને છે. અને એટલા માટે તો હું લંગડો છું."

સૌ પાકલીનની જગાએ ગયા અને ત્યાં બેઠેલી બે ભિખારણોને ઉઠાડી ત્યાં બેઠા. અને નવપરિચયનો ભયાનક પ્રાથમિક વિધિ– " વિચારોની આપલે " કરવા લાગ્યા.

અચાનક સૌને અટકાવતાં પાકલીને નેજડાનોવને કહ્યું. " હું હવે તમને મારું આવવાનું કારણ કહું. હું દર ઉનાળે મારી બ્હેનને હવાફેર કરાવવા લઇ જાઉં છું એ તમને ખબર છે. આ શહેરમાં મારા માતૃપક્ષે દૂરનાં સગાં થતાં એક ઉમરાવ–દંપતી રહે છે. એ લોકો જમીનદાર છે. તમે અહીં આવ્યા છો એટલે તમને મળી શકાય અને મારાં આ સગાનું અમને ઘણા વખતનું આમંત્રણ હતું એટલે અમે અહીં આવ્યાં છીએ. વારુ, તમે અહીં ક્યાંથી અને જમવાનું શું કર્યું ? "

" અમે અહીં ગોલુશ્કીન નામના ગૃહસ્થને ત્યાં ત્રણ વાગે જમવા જવાના છીએ. " નેજડાનોવે જણાવ્યું.

" તમે ત્યાં...... તમે ત્યાં......આપણા કામ માટે......" પાકલીને હસ્યા કરતા સોલોમીન અને શોકગ્રસ્ત માર્કેલોવ તરફ જોયું અને ઉમેર્યું. " આ મિત્રોને કહો કે હું પણ "મિત્ર" છું. "

" ગોલુશ્કીન પણ આપણા મિત્ર છે. " નેજડાનોવે કહ્યું.

" ત્યારે તમે મારા સંબંધીને ત્યાં ત્રણ વાગ્યા સુધી આરામ લેશો ? ત્યાંથી હું પણ વખતસર તમારી સાથે નીકળીશ. "

" એ તો કેમ બને ? નકામા કોઇને મુશ્કેલીમાં મૂકવા......" નેજડાનોવે કહ્યું.

" એ બધાં અઢારમી સદીનાં છતાં બહુ ભલાં માણસો છે. થોડી મજા થશે. એટલે તમે સંકોચ ન રાખશો. ચાલો. "

નેજડાનોવે એના બંને મિત્રો તરફ જોયું: સોલોમીને હાસ્યથી જ. સંમતિ આપી. માર્કેલોવનું ધ્યાન નહોતું.

"કેમ તમે આવશો ને?" પાકલીને એને પૂછ્યું.

"વાહ! હું એકલો અહીં ધુણવાનો થોડો છું! હું યે આવીશ." માર્કેલોવે ખભા હલાવ્યા.

સૌ ઊભા થઈ ચાલવા લાગ્યા. પાકલીન અને નેજડાનોવ પડખો-પડખ ચાલતા હતા. પાકલીને માર્કેલોવ તરફ ઈસારત કરતાં નેજડા-નોવને કહ્યું. "મારા બાપ! આ તમારો મિત્ર કેવો દુર્વાસાના અવતાર જેવો ભયંકર લાગે છે! પણ......" બોલતાં બોલતાં પાકલીને સોલોમીન તરફ નજર ફેરવી. "આ માણસ અદ્દભુત-છે! કેટલું સુન્દર એ હસે છે! જે માણસો દુનિયાના માણસો કરતાં ઘણા ઉચ્ચ હોય, છતાં જેને એની ખબર ને હોય, તે જ આવું હસી શકે છે!"

"એવા માણસો હોય છે ખરા?"

"હા, પણ બહુ થોડા." પાકલીને જવાબ વાળ્યો.

પછી સૌ અઢી વાગ્યા સુધી પાકલીનને ત્યાં બેઠા. અને બપોર-ના અઢી સુધી પાકલીનની બેફામ વાતો સાંભળ્યા કરી.

લગભગ અઢી વાગે સૌ બહાર નીકળ્યા.

"ચાલો હવે આપણે અઢારમી સદીના માણસોમાંથી નીકળી વીસમી સદીના ગોલુશ્કીન પાસે જઇએ." પાકલીને બહાર નીકળતાં કહ્યું.

"કેમ, તમે એમને ઓળખો છો ?"

"ના, પણ તમારી જેવા સુધારક માણસોનો મિત્ર હોય તે અઢારમી સદીનો થોડો હોય ? હું પણ વગર આમંત્રણે એટલા માટે જ આવું છું ના ?"

પાકલીન પ્રત્યે મનમાં મનમાં ધુંધવાયા કરતો માર્કેલોવ ગણ-ગણ્યો. "અહી કોઇને વિવેકની ક્યાં જરાયે પડી છે ?"

"તમારો પ્રહાર મારા પર છે એ હું સમજું છું અને એને હું લાયક પણ છું. પણ સાહેબ! તમારા ગરમ મિજાજને જરા ઠંડો કરીને જોશો તો માલુમ........"

"બસ કરો સાહેબ!" માર્કેલોવે ગુસ્સાથી તેને અટકાવતાં કહ્યું. "હું તમને ચેતવણી આપું છું કે મને મશ્કરી જરાયે પસન્દ નથી. વળી આજે મારું મગજ પણ ઠેકાણે નથી. આજે પહેલી જ

વાર આપણે મળ્યા તેમાં તમને મારા સ્વભાવ વિશે આટલી બધી ખબર ક્યાંથી પડી ગઈ ?"

"ખિજાશો નહિ, ભાઈ! બીજ સિવાય પણ હું તમે કહો તેમ વર્તવા તૈયાર છું." પછી સોલોમીન તરફ ફરતાં તેણે કહ્યું. "મારાં સંબંધીની પત્નીએ તમને સાચી રીતે જ ઠંડા અને મજબૂત મનના માણસ તરીકે ઓળખાવ્યા છે. તમે સૌનો વિશ્વાસ જીતી શકો તેમ છો. તમને ખરેખર એમ લાગે છે, કે હું મશ્કરી કરવા કે અપમાન કરવા માગતો હતો ? હું તો ફક્ત ગોલુશ્કીનને ત્યાં જવાની વાત કરતો હતો. વળી હું આમ નિરુપદ્રવી માણસ છું; પણ મિ. માર્કેલોવનો ચહેરો જ એમના ગરમ મિજાજની જાહેરાત કરી દેતો હોય તો તેમાં તો મારો વાંક નથી ને ?"

સોલોમીને વારાફરતી બંને ખભા ઉછાળ્યા. જ્યારે મૂંઝાય ત્યારે આમ કરવાની એને ટેવ હતી. છેવટે તેણે કહ્યું. "મને નથી લાગતું મિ. પાકલીન, કે તમે જાણી જોઈને કોઈનું અપમાન કરો ! અને અમે જેમ તમારે ત્યાં બેત્રણ કલાક લહેર કરી, તેમ તમે ગોલુ-શ્કીનને ત્યાં આવી લહેર કરો તેમાં શો વાંધો હોઈ શકે ? વળી ત્યાં થોડું જાણવાનું પણ મળશે.

પાકલીને કૃત્રિમ રોષ બતાવતાં કહ્યું. "ઓહો ! ત્યારે મરજી પડે ત્યારે તમે લુચ્ચા પણ થઈ શકો છો ! વારુ, પણ સાથે આવો છો ને ?"

"હાસ્તો, આમેય દિવસ તો બગડ્યો જ છે."

"ચાલો ત્યારે વીસમી સદીમાં પહોંચી જઈએ, નેજડાનોવ ! તમે ઘણા પ્રગતિશીલ માણસ છો. અમને દોરો."

"હા, પણ હવે તમે બહુ બોલતા નહિ. અમે એમ નહિ.

કહીએ, કે તમારો મશ્કરીનો ભંડાર ખૂટી ગયો છે." નેજડાનોવે પાકલીનને કહ્યું.

પગ લચકાવી આગળ ચાલતાં લહેરથી પાકલીને કહ્યું. "અરે હજી તો મારો ભંડાર અખૂટ છે. જરાય મૂંઝાતા નહિ."

"કેવો લહેરી માણસ છે?" હાથમાં હાથ ભરાવી નેજડાનોવ સાથે ચાલતા સોલોમીને કહ્યું. "પ્રભુ એવો પ્રસંગ ન આપે, પણ સાઇબીરિયામાં કદાચ જવું પડે, તો આપણને મજા કરાવનારો મિત્ર મળી ગયો છે."

માર્કેલોવ સૌની પછવાડે ધીરે ધીરે ચાલ્યો આવતો હતો.

જેવા એ સૌ ગોલુસ્કીનના ઘરમાં પ્રવેશ્યા કે ગોલુસ્કીન સૌને સામા લેવા ગયો. આવકાર આપતાં એણે બૂમાબૂમ કરી મૂકી. પાકલીનના ધાર્યા મુજબ એ આ નવા મહેમાનને જોઈ ખૂબ ખુશી થયો. અને સૌ બેઠા એટલે બપોરે સૌની રજા લઇ એને મૂર્ખ ગવર્નરને મળવા શામાટે જવું પડ્યું અને એક ધર્માદાની સંસ્થા માટે કેવી માથાફોડ કરવી પડી, તેનું લાંબું લાબું વર્ણન કર્યું. એને ગવર્નરને ત્યાં જઈ સન્માન પામવાનો પ્રસંગ આવ્યો એથી એ ખુશ થયો કે ગવર્નરને મૂર્ખ કહી ખુશ થયો તે સમજવું સૌને મુશ્કેલ લાગ્યું. છેવટે સૌ બીજી વાતો તરફ વળ્યા, એટલે એના પાતળા, લાંબી ડોકવાળા પેલા ચાવળા કારકુન વાસિયાની, પેલા આશાસ્પદ નવજુવાન કાર્યકર તરીકે ઓળખાણ કરાવી અને ઉમેર્યું. "મિત્રો! એને બહુ બોલવાની ટેવ નથી પણ ધ્યેય ખાતર એ મરી ફિટવા તૈયાર છે." પરિચયવિધિ પૂરો થતાં વાસિયાએ સહેજે ગભરાતાં ગભરાતાં નમન કર્યું, અને દાંતિયાં કરતો એવું હસ્યો કે કાં તો એ સૌને મૂર્ખ અને હરામખોર લાગ્યો, અથવા પૂરો બદમાશ

અને પાછો લાગ્યો.

" ચાલો ત્યારે મિત્રો ! હવે સૌ ભોજન કરવા બેસીએ."

ભોજનમાં જેવો સૂપ પૂરો થયો કે બીજી કોઇ વસ્તુ મંગાવવાને બદલે ગોલુશ્કીને સીધો શેમ્પેઇન મંગાવ્યો. અને સીસા આવતાં વેંત પ્યાલા ભર્યા. પેલો " આશાસ્પદ " યુવાન વાસિયા તો ક્રાંતિકારીઓની રીતભાત વિરુદ્ધ સાવ મૂંગો બેઠો હતો. પણ શેમ્પેઇનના સીસા જોઈ એની આંખમાં ચમક આવી અને વારાફરતી તે પ્યાલા ભરી ભરીને મોંમાં ઠલવવા લાગ્યો. આ " આશાસ્પદ " જુવાનને જોઈ નેજડાનોવ સળગી ઊઠયો. અને માર્કેલોવની અકળામણનો તો પાર જ નહોતો. ફક્ત સોલોમીન બેઠો બેઠો બધું જોયા કરતો હતો.

આજે પાકલીન ખૂબ લહેરમાં હતો. ગોલુશ્કીનને એણે એની હાજરજવાબી કટાક્ષો અને મશ્કરીથી ખુશખુશ કરી દીધો. ગોલુશ્કીનને આ માણસ એટલો ભલો અને સરસ લાગ્યો કે જો પાકલીન એની પાસે બેઠો હોત તો શાબાશી આપી આપીને એનો વાંસો બોખરો કરી દીધો હોત ! પાકલીનને આ માણસ જોડે વાત શી રીતે કરવી તે સમજાઈ ગયું હતું. એટલે એણે સૌની–ઝારથી માંડી એકેક એક પ્રકારના માણસોને ગાળો આપવી શરૂ કરી દીધી હતી. ગોલુશ્કીન એ કાંઈ બોલવા જાય ત્યારે પણ હસતો, બોલવા માડે ત્યારે હસતો અને બોલી રહે ત્યારે પણ હસતો ! ફક્ત એને એટલી ખબર નહોતી કે આ " ભલા અને સરસ " લૂલાભાઈ નેજડાનોવના કાનમાં એની બરાબર મશ્કરી ઉડાવી રહ્યા હતા. સૌને ગાળો દેતાં દેતાં ગોલુશ્કીને કહ્યું. " આ અમારો મેયર જુઓને ! એની ખોપરીમાં ભેજું જ નથી. પૂરો ગધેડો છે ! ગમે તેટલું સમજાવીએ પણ ન સમજે અમારો મેયર, કે ન સમજે અમારો ગવર્નર ! "

અને પાજી લાગ્યો.

"ચાલો ત્યારે મિત્રો ! હવે સૌ ભોજન કરવા બેસીએ."

ભોજનમાં જેવો સૂપ પૂરો થયો કે બીજી કોઈ વસ્તુ મંગાવવાને બદલે ગોલુશ્કીને સીધો શેમ્પેઇન મંગાવ્યો. અને સીસા આવતાં વેંત પ્યાલા ભર્યા. પેલો "આશાસ્પદ" યુવાન વાસિયા તો ક્રાંતિકારીઓની રીતભાત વિરુદ્ધ સાવ મૂંગો બેઠો હતો. પણ શેમ્પેઇનના સીસા જોઈ એની આંખમાં ચમક આવી અને વારાફરતી તે પ્યાલા ભરી ભરીને મોંમાં ઠલવવા લાગ્યો. આ "આશાસ્પદ" જુવાનને જોઈ નેજડાનોવ સળગી ઊઠયો. અને માર્કેલોવની અકળામણનો તો પાર જ નહોતો. ફક્ત સોલોમીન બેઠો બેઠો બધું જોયા કરતો હતો.

આજે પાકલીન ખૂબ લહેરમાં હતો. ગોલુશ્કીનને એણે એની હાજરજવાબી કટાક્ષો અને મશ્કરીથી ખુશખુશ કરી દીધો. ગોલુશ્કીનને આ માણુસ એટલો ભલો અને સરસ લાગ્યો કે જો પાકલીન એની પાસે બેઠો હોત તો શાબાશી આપી આપીને એનો વાંસો બોખરો કરી દીધો હોત ! પાકલીનને આ માણુસ જોડે વાત શી રીતે કરવી તે સમજાઈ ગયું હતું. એટલે એણે સૌની–ઝારથી માંડી એકેએક પ્રકારના માણુસોને ગાળો આપવી શરૂ કરી દીધી હતી. ગોલુશ્કીન એ કાંઈ બોલવા જાય ત્યારે પણુ હસતો, બોલવા માંડે ત્યારે હસતો અને બોલી રહે ત્યારે પણુ હસતો ! ફક્ત એને એટલી ખબર નહોતી કે આ "ભલા અને સરસ" લૂલાભાઈ નેજડાનોવના કાનમાં એની બરાબર મશ્કરી ઉડાવી રહ્યા હતા. સૌને ગાળો દેતાં દેતાં ગોલુશ્કીને કહ્યું. "આ અમારો મેયર જુઓને ! એની ખોપરીમાં ભેજું જ નથી. પૂરો ગધેડો છે ! ગમે તેટલું સમજાવીએ પણુ ન સમજે અમારો મેયર, કે ન સમજે અમારો ગવર્નર !"

ત્યારે તો ગવર્નર પણ મૂરખ લાગે છે!"

"અરે પૂરો ગધેડો છે."

"ત્યારે એનો અવાજ ઘોઘરો છે કે ગૂંગણો છે?" પાકલીને પૂછ્યું.

"હું સમજ્યો નહિ, તમે શું કહો છો તે?" ગોલુશ્કીન જરા ગૂંચવાયો.

"કેમ તમને ખબર નથી? આપણા રૂશિયામાં બધા ઉચ્ચ વહીવટી અમલદારો ઘોઘરા અવાજે બોલે છે, જ્યારે બધા ઉચ્ચ લશ્કરી અમલદારો નાકમાંથી બોલે છે! પણ સૌથી ઉચ્ચ અમલદારો ઘોઘરા અવાજે નાકમાંથી બોલે છે!"

ગોલુશ્કીન એટલું બધું હસ્યો કે એની આંખમાં આંસુ આવી ગયાં.

"હા, હા." બોલતાં બોલતાં એના મોંમાંથી થૂંક ઊડ્યું. જો એ નાકમાંથી બોલે તો એ લશ્કરી અમલદાર છે."

"ઢબ્બુસ!" પાકલીને નેજડાનોવના કાનમાં કહ્યું.

"આ દેશમાં બધું સડી ગયું છે." ગોલુશ્કીન બબડ્યો. "બધું માથાથી પગ સુધી સડી ગયું છે."

"પણ કેપીટાન આન્ડ્રેઇચ! હવે વાતો કર્યે નહિ ચાલે! કામ કરવું પડશે!" પાકલીને યુક્તિપૂર્વક વાત શરૂ કરી.

"કોણ કહે છે વાતો કરવાનું?" હસવું બંધ કરી ગોલુશ્કીને બૂમ પાડી. "હવે એક જ કામ બાકી રહ્યું છે, અને એ બધું જડ

મૂળથી ઉખેડી નાખવાનું. વાસિયા ! જોઈ શું રહ્યો છે ? પીવા માંડ."

"જી હા ! કેપીટાન આન્દ્રેઇચ !" વાસિયાએ જવાબ વાળ્યો અને એણે એક વધુ પ્યાલો ઉપાડી મોંમાં ઠાલવી દીધો. ગોલુસ્કીને એનું અનુકરણ કર્યું.

"મને તો એમ થાય છે કે એનું પેટ નહિ ફાટી જતું હોય ?" પાકલીને નેજડાનોવના કાનમાં પૂછ્યું.

"એને ટેવ પડી ગઈ છે !" નેજડાનોવે જવાબ વાળ્યો.

પણ ઢીંચવામાં વાસિયા એકલો નહોતો. સૌને દારૂની ગરમીની અસર થતી આવતી હતી. એટલે ચર્ચા શરૂ થઈ.

દારૂ પીવામાં કાબૂ ન રાખી શકવાને કારણે સ્વભાવ પર કાબૂ રાખવા મથતા, મનમાં જાત પર તિરસ્કાર વર્ષાવતા, નેજડાનોવે ઊભા થઈ ભાષણ આદરી દીધું. વાતો કરવાનો અને થૂંક ઉડાડવાનો પૂરો થયો છે એમ કહી એણે "પગલાં" લેવાની જરૂર ની. પ્રજા તૈયાર છે એમ પણ એણે ઉમેર્યું. પછી પોતે જ પોતાની વાતને તોડતો એ એક પછી એક વર્ગની ઉદાસીનતા વર્ણવવા લાગ્યો. છેવટે એણે આ "તૈયાર પ્રજા અજ્ઞાન છે એમ જણાવી, કોઈ કાંઈ કરી શકે તેમ નથી એમ પ્રતિપાદન કરી, એનું વક્તવ્ય પૂરું કર્યું." કોઈએ એનો વિરોધ ન કર્યો; કારણ કે સૌ પોતાની વાતને જ આગળ કરવા મથતા હતા. આ પછી માર્કેલોવે એના બસૂરા, મક્કમ અને ખોખરા અવાજે "દુષ્ટ" જર્મન જાતિ વિશે, લશ્કરના તોપખાના વિશે, આરડવા માંડ્યું. એ જે બોલ્યો તે એ જ સમજ્યો. એને સાંભળી લઈ પડખે બેઠેલા નેજડાનોવના કાનમાં પાકલીને કહ્યું. "એ બોલે છે ત્યારે મને કરવતથી લાકડું કપાતું હોય તેવો ભાસ થાય છે !"

છેવટે સોલોમીન બોલ્યો. એની વાત સાંભળી માર્કેલોવ છેડાઇ પડ્યો.

"અમારે વિનીતોવું કામ નથી."

"વિનીતોએ તો હજુ ઉચ્ચવર્ગમાં જ કામ કર્યું છે. જ્યારે હું તો ગરીબવર્ગોની વાત કરું છું."

"અરે અમારે આવું કાંઇ નથી જોતું. અમારે તો એક ઝપાટે બધું સાફ કરવું છે." ગોલુશ્કીન બરાડ્યો.

"પણ ઉતાવળા થવાથી તો ખાડામાં ઝંપલાવવા જેવું થશે."

"ભલે, અમે ખાડામાં ઝંપલાવીશું." ગોલુશ્કીને મોટેથી બૂમ પાડી. "હું ઝંપલાવીશ, અને મારો વાસિયા પણ ઝંપલાવશે. કેમ વાસિયા!"

વાસિયાએ દારૂનો એક વધુ પ્યાલો ખાલી કર્યો. "તમે જ્યાં જાઓ ત્યાં આવવા અને તમારો હુકમ ઉઠાવવા હું તૈયાર છું. કેપીટાન અન્ડ્રેઇચ!"

"અરે તું મારું કહ્યું ન માને તો તારા ટૂકડા ન કરી નાખું?"

આ પછી ભોજનખંડમાં ભયાનક કોલાહલ મચ્યો. ઉનાળામાં ખુલ્લા ખેતરમાં તપી તપીને સુકાઇ ગયેલું ઢેફું જેમ પાણી નાખતાં બુદબુદિયાં બોલાવે, તેમ દારૂમાં પલળીને સૌની જીભ શબ્દોનાં બુદબુદિયાં બોલાવવા લાગી. ચર્ચામાંથી કોઇ વસ્તુ ન બની, કોઇએ કોઇનું સાંભળ્યું નહિ. ગોલુશ્કીનને મન આ જ ખરું કામ હતું. દારૂનો એક પછી એક સીસો ખલ્લાસ થતો જતો હતો. છેવટે વાસિયાએ એટલો બધો દારૂ પીધો કે એ ખુરશી સાથે હસવા અને બકવા લાગ્યો. બકતાં બકતાં એ ઊભો થઇ ગયો. એને ઊભો થયેલો જોઈ

ગોલુસ્કીન પણ કૂદકો મારી ઊભો થયો. એના ચહેરા પર હલકાઈ ભર્યો સંતોષ તરવરતો હતો. દારૂથી તરડાઈ ગયેલા અવાજે એણે બૂમ મારી. "વાસિયા હજાર રૂબલ લાવ! હું ગમે તે ભોગ આપવા તૈયાર છું." વાસિયાએ જવાબ વાળ્યો. "જી હા! તૈયાર છે."

બરાબર આ જ વખતે છેલ્લા કેટલાયે વખતથી વાસિયા જેટલું, અને વાસિયા જેમ પીતો, પરસેવાથી નહાતો, નશામાં ચકચૂર થઈ ગયેલો પાકલીન કૂદીને ઊભો થયો અને બરાડવા લાગ્યો "બલિદાન! ભોગ? એ પવિત્ર શબ્દો! તમે જે ભોગ માગો છો તે તમારી સમક્ષ ધરવા, એની પૂરી કિંમત ચૂકવવા આ બધામાંથી કોઈ તૈયાર નથી. કોઈની એ તાકાત નથી, છતાં આ ઢબ્બુસ, આ અક્કલનો-બારદાન એની કોથળીમાં સડતા પાંચપચીસ રૂબલ બહાર ફેંકી બલિદાનની બૂમો મારે છે! અને ઈચ્છે છે કે સૌ એનો આભાર માને! એની સઘળી જગાએ કીર્તિ ફેલાય! નીચ! બદમાશ! પાજી!"

કાં તો પાકલીન જે બોલ્યો તે ગોલુસ્કીન સમજ્યો નહિ અને સમજ્યો તો મશ્કરી સમજ્યો, પણ ખિસ્સામાંથી હજાર રૂબલની નોટોનો ચોડો કાઢી ટેબલ પર પછાડતાં તે બરાડયો. "લ્યો આ હજાર રૂબલ! ઉઠાવી જાઓ! કેપ્ટિન ગોલુસ્કીન એનું વચન બરાબર પાળે છે. શાબાશ! કેપ્ટિન ગોલુસ્કીન! શાબાશ!"

નેજડાનોવે આ ચોડો ઊંચકી લઈ ખિસ્સામાં મૂક્યો અને મોડું થતું હોવાથી સૌ હેટ લઈ બહાર નીકળ્યા.

બહારની ખુલ્લી હવામાં આવ્યા છતાં સૌનું માથું ફરતું હતું અને પાકલીન તો લથડિયાં ખાતો હતો.

"ઠીક ત્યારે! હવે આપણે ક્યાં જવું છે?" નંખાઈ ગયેલા અવાજે પાકલીને પૂછ્યું.

"તમે સૌ ક્યાં જવાના છો તેની મને ખબર નથી પણ હું કારખાને જાઉં છું." સોલોમીને જવાબ આપ્યો.

"અત્યારે, આટલા મોડા ચાલીને?"

"હા, એમાં શો વાંધો છે? રાત્રે ચાલવાની તો મને મજા પડે."

"હા હવે જવા દો ને! ચાર માઈલ દૂર છે."

"એથીયે વધુ દૂર ભલે ને હોય! સાહેબજી!" સોલોમીને હૅટ સરખી કરી, ડગલાનાં બોરિયાં બીડ્યાં, સિગારેટ સળગાવી અને ફલાંગ ભરતાં ચાલવા માંડ્યું.

"ત્યારે તમે ક્યાં જવાના છો?" પાકલીને નેજડાનોવને પૂછ્યું.

સ્તબ્ધ ઊભેલા માર્કેલોવ તરફ આંગળી કરતાં નેજડાનોવે કહ્યું. "હું આમની સાથે એમની ગાડીમાં એમને ઘેર જવાનો!"

"વારુ! ત્યારે હું યે જાઉં છું. પણ આ બધી ચર્ચા વિશેનો મારો અભિપ્રાય કહું? આ બધી વાતોને હું લવારો કહું છું. અને આપણો રૂશિયનોનો આ લવારો પણ અઢારમી સદીનો હોય છે. માફ કરજો, મેં પેટ ભરીને દારૂ પીધો છે એટલે કાંઈ બોલાઈ ગયું હોય તો! સાહેબજી, અલેકઝાઈ મિટ્રીશ! સાહેબજી, સર્વશત્રુ, મિ. માર્કેલોવ!"

લથડિયાં ખાતો ખાતો એ ત્યાંથી ચાલ્યો ગયો. નેજડાનોવ અને માર્કેલોવ ગાડી છોડાવી હતી ત્યાં જઈ ગાડી જોડાવી બોર્સીઓ-ન્કોવને રસ્તે પડ્યા

આકાશ કાળાં કાળાં વાદળાંથી છવાઇ ગયું હતું. ચારે તરફ ગાઢ અંધકાર હતો. રસ્તાના ચીલા સફેદ હોવાથી જરાતરા સૂઝતા હતા. રાત્રિ ક્ષણે ક્ષણે રંગ બદલતી હતી. પવન ખૂબ ઉગ્ર હતો અને દૂર દૂરથી વરસતા વરસાદની અને ખેતરોમાં ઊભેલા ઘઉંની સુગન્ધ ખેંચી લાવતો હતો. જ્યારે ગાડી મુખ્ય સડક છોડી બોર્સીઓન્કોવના રસ્તા તરફ વળી ત્યારે તો રસ્તાના ચીલા પણ દેખાતા બંધ થઇ ગયા. ગાડી ધીમી પડી.

“ આપણે હવે રસ્તો ન ભૂલીએ તો સારું ! ” નેજડાનોવે કહ્યું.

“ મને નથી લાગતું કે બે આફત સાથે આવશે ! ” માર્કેલોવે જવાબ વાળ્યો.

“ કેમ પહેલી આફત કઇ આવી ? ”

“ આખો દિવસ નકામો ગુમાવ્યો એ પણ આફત જ છે ને ? ”

“ સાચી વાત છે. આ ગોલુશ્કીન અને આપણે આટલો દારૂ પીધો તે પણ ખોટું કર્યું. મારું તો માથું ફાટે છે ! ”

“ હું ગોલુશ્કીનની વાત નથી કરતો. એણે પૈસા તો આપ્યા છે એટલે વખત નકામો નથી ગયો. ”

“ ત્યારે પાકલીનના બકવાદથી ખોટું તો નથી લાગ્યું ને ? ”

" મને એવા માણસોમાં બહુ રસ નથી એટલે એમાં ખોટું-સાચું લાગવાનો સવાલ નથી. હું એ આફતની વાત નથી કરતો."

" ત્યારે ?"

માર્કેલોવે જવાબ આપ્યા સિવાય, જે ખૂણામાં એ બેઠો હતો તેમાં એનું શરીર સંકોર્યું. અંધારામાં નેજડાનોવને એની જાડી કાળા લીટા સમી દેખાતી મૂછો સિવાય કશું ન દેખાયું. આજ સવારથી માર્કેલોવના હૃદયમાં કોઇ ન છેડવા જેવી વાત છે એમ લાગતું હોવાથી નેજડાનોવ ચૂપ રહ્યો.

" સર્ગાઈ મિહૈલોવીચ !" એણે વાત ફેરવી. " તમને ખરેખર મિ. કિસ્લીઆકોવના પત્રોમાં કાંઇ દમ લાગે છે? મારો તો નમ્ર મત છે કે એમાં કાંઈ માલ નથી."

માર્કેલોવે ખૂણામાં શરીર વધુ સંકોર્યું અને ગુસ્સાભર્યા અવાજે બોલવા માંડ્યું. " આ પત્રોની બાબતમાં હું તમારી સાથે સંમત નથી એ પહેલી વાત છે, કારણ કે એ મને ઉપયોગી અને સાચી નિષ્ઠાથી લખાયેલા લાગ્યા છે. કિસ્લીઆકોવ મહેનતું અને શ્રદ્ધાવાન માણસ છે. પણ અલેકઝાંઈ મિટ્રીશ ! તમે...—તમે......સાવ શ્રદ્ધાવિહીન માણસ છો."

" આમ માનવાનું કારણ ?" ધીમેથી નેજડાનોવે પૂછ્યું.

" આ માન્યતાનું કારણ તમારું વર્તન છે. તમે આજે જ કહેતા હતા કે આપણી પાસે આધાર રાખી શકાય તેવું કાંઇ નથી. પેલો તમારો નાલાયક મજાકખોર પાકલીન જ્યારે બોલ્યો કે આપણામાં બલિદાનની શક્તિ નથી ત્યારે ય તમે ડોકું ધુણાવતા હતા ! હું એવા માણસોને ઓળખું છું કે જે ધ્યેય ખાતર સર્વસ્વને—અરે પ્રેમને

સુદ્ધાં ફગાવી દઇ શકે છે! તમે પણ આજે એમ ન કરી શક્યા હોત ?"

"આજે? આજે એવું શું બન્યું છે?"

"મહેરબાની કરીને તમે ઢોંગ ન કરો!" માર્કેલોવ ગાડીવાનને ભૂલી જઇ બરાડી ઊઠયો. "મારી વાત તમે બરાબર સમજો છો."

જો કે ગાડીવાન આ વખતે ગાડીમાં થતી વાત સાંભળવા કરતાં ઘોડા સંભાળવામાં વધુ ગૂંથાયો હતો, છતાં માર્કેલોવની બૂમ સાંભળી એના હાથમાંની લગામ ઢીલી થઇ ગઈ, અને ઘોડા બાજુના ઢોળાવ પર ઉતરી પડ્યા.

"તમે શું કહેવા માગો છો તે હું ખરેખર સમજતો નથી."

માર્કેલોવ પરાણે હસી પડયો. એના હાસ્યમાં દ્વેષનો ડંખ હતો. "ત્યારે તમે હજુ નથી સમજતા, એમ? વાહ! પણ હું બધું જાણું છું સાહેબ! હું બધું જાણું છુ. વમે કાલે કોની સાથે પ્રેમ કરતા હતા, તમારા મીઠા શબ્દો અને હાવભાવથી તમે કોનું દિલ જીતી લીધું છે એ હું બધું જાણું છું."

"સાહેબ!" ઉપરથી ગાડીવાને કહ્યું.."તમારે જરા લગામ પકડવી પડશે! હું જરા જોઉં કે આપણે રસ્તો તો નથી ભૂલ્યા ને! અહીં જરા કોતર જેવું લાગે છે."

ખરી રીતે ગાડી રસ્તાની એકબાજુ પર જરા ઉતરી ગઈ હતી.

માર્કેલોવ ગાડીવાનની જગા પર ગયો અને એટલા જ મોટા અવાજે આગળ ચલાવ્યું. "આમાં તમારો દોષ નથી. તમે તો લાભ....ઉઠાવ્યો છે. પણ હવે તમને આપણા કાર્યની બહુ ન પડી હોય તો, મને આશ્ચર્ય નહિ લાગે. અને સાચી વાત તો એ છે કે

એક યુવતીનું હૃદય કોણ જાણે છે? એ શાથી ખુશ થશે તે પણ કેમ ખબર પડે?........"

"તમારા ક્રોધ અને દુઃખનું કારણ હવે હું સમજી શકું છું. અને તમારા કાન પર આટલી ઝડપથી વાત નાખનારનું નામ પણ કલ્પી શકું છું......"

"પણ એક યુવતીનો પ્રેમ જીતવામાં ખાસ કોઈ ગુણની જરૂર પડે છે એમ હું નથી માનતો." નેજડાનોવની વાત સાંભળતો જ ન હોય તેમ શબ્દેશબ્દ ચીપતાં માર્કેલોવે આગળ ચલાવ્યું. "......વ્યભિચારિણીના પુત્રોનું એ સદ્ભાગ્ય હોય છે!"

છેલ્લું વાક્ય એ ઝડપથી બોલી ગયો. પણ બોલી રહેતાં જ એ પત્થર સમો થઈ ગયો.

અંધારામાં પણ નેજડાનોવ ફિક્કો દેખાયો. એના શરીરમાં જાણે વિજળી દોડવા લાગી. કૂદીને માર્કેલોવનું ગળુ .પકડવાની વૃત્તિ પર મહામહેનતે એણે સંયમ રાખ્યો. "આ અપમાનનો બદલો હું લોહીથી લઇશ!" એને વિચાર આવ્યો.

"મને રસ્તો મળી ગયો છે!" ગાડી પાસે આવતાં ગાડીવાને મોટેથી જણાવ્યું. "હવે કાંઈ વાંધો નહિ આવે. આપ બેસો શાંતિથી. હમણાં પહોંચી જઇશું."

ગાડીવાન ઉપર ચઢ્યો અને જરા લગામ ખેંચી ઘોડા ડાબી તરફ વાળ્યા. એક કે બે આંચકે ગાડી સડક પર ચડી ગઈ અને ઝપાટાબંધ દોડવા લાગી. દૂર જાણે અંધકાર વીખરાઇ જતો લાગ્યો. એકાદ દીવો દેખાયો અને થોડાં કૂતરાં ભસતાં હોય તેવો અવાજ આવ્યો.

" દોડવા મારો, જિગર !" ગાડીવાને ટહુકો કર્યો. " આપણે આવી પહોંચ્યા છીએ."

" જે રીતે તમે મારું અપમાન કર્યું છે..." છેવટે નેજડાનોવે કહ્યું. " તે જોતાં હવે હું તમારે ઘેર ન આવી શકું. તેમ જ કાંઇ માગણી પણ ન કરી શકું. છતાં તમારે ઘેર પહોચ્યા પછી જો મને શહેર તરફ પાછા જવાની તમે મને ગાડી આપવાની મહેરબાની કરશો તો હું આભારી થઇશ. આર્જેનોવ ગયા પછી આ સંબંધમાં વધુ વાત કરવાની તમારી ઇચ્છા હું તૃપ્ત કરીશ."

થોડીવાર માર્કેલોવ કાંઇ ન બોલ્યો, પણ છેવટે પશ્ચાત્તાપભર્યા ગદ્‌ગદિત સ્વરે તે બોલી ઊઠયો. " હું તમારે પગે પડીને તમારી માફી માગું છું, નેજડાનોવ ! મહેરબાની કરીને મને માફ કરો. અને મારે ઘેર ચાલો. કોઇ મારા શબ્દો સાંભળશે તો મારી વિશે શું ધારશે ?" જોરથી માર્કેલોવે છાતી પર પ્રહાર કરતાં આગળ ચલાવ્યું: " માફ કરો ! મને માફ કરો ! તમારો હાથ મને આપો, ને કહો કે મેં માફી આપી છે !"

નેજડાનોવે અચકાતાં અચકાતાં હાથ આપ્યો, માર્કેલોવે આવેશના માર્યા એ એટલા જોરથી દબાવ્યો કે નેજડાનોવના મુખમાથી ચીસ નીકળી પડી.

ગાડી ઊભી રહી અને બંને ઘરમાં ગયા.

" સાંભળ, નેજડાનોવ !" દિવાનખાનામાં બેસી માર્કેલોવ વાત કરતો હતો અને જે માણસને હરીફ સમજી એ સાફ કરી નાખવા માગતો હતો, તેને હવે એ તુંકારે બોલાવતો હતો. પણ આ તુંકારામાં જે પશ્ચાતાપ હતો, જે નમ્રતા હતી, તે નેજડાનોવ સમજતો હતો એટલે એણે આ તુંકારો સ્વીકાર્યો. " સાંભળ, નેજડાનોવ ! હું તને

કહેતો હતો કે દેશને ખાતર-કાર્યને ખાતર મેં સર્વસ્વનો ત્યાગ કર્યો છે, પણ એ ખોટું હતું. હું જિંદગીમાં કોઇનો પ્રેમ પામ્યો નથી કે સર્વસ્વનો ત્યાગ કરવા જેવું મારી પાસે કાંઈ છે નહિ! હું તો જન્મથી કમનશીબ માણસ છું......પણ એનો યે કાંઈ અર્થ હશે. હું જ્યારે કોઇનો પ્રેમ મેળવી શકતો નથી ત્યારે મારે કામે ચડી જવું રહ્યું. તું જો એક યુવતીનો પ્રેમ પ્રાપ્ત કરી આ કાર્ય કરી શકે તો હું તારા નશીબની અદેખાઇ કરું છું! પણ મારું એ કામ નથી, નેજડાનોવ! મારી એ શક્તિ નથી!"

એક નાનીશી ઘોડી પર બેસી, છાતી પર ઢળી પડેલે માથે અને બંને બાજુ હાથ લટકતા રાખી એ બેઠો હતો. એના કંઠમાં રૂદન છલકતું હતું. નેજડાનોવ સામે ઊભો રહી, જાણે કોઈ સ્વપ્નભોમમાં વિહરતો હોય, તેમ બધું સાંભળતો હતો. માર્કેલોવે એને નશીબદાર કહ્યો તેથી એને જરાયે આનન્દ ન થયો.

"હું મારી જુવાનીમાં પણ એકવાર તરછોડાયો હતો. એ એક સુન્દર યુવતી હતી. એણે મને તરછોડી નાખ્યો અને એક જર્મનને પરણી ગઇ......અને આજે હવે મેરિયાના——" એ અહીં અટક્યો. એના હોઠ જાણે સુકાઈ ગયા. થોડીવારે એણે આગળ ચલાવ્યું. "એણે મને છેતર્યો નથી. પણ હું એને સંતોષી ન શકું એમાં એનો શો વાંક? એણે તારી સાથે સંબંધ બાંધ્યો એ એનો હક્ક હતો..."

"થોભો." નેજડાનોવે એને અટકાવ્યો. "તમે "સંબંધ બાંધ્યો" કહી શું કહેવા માગો છો? તમારી બહેને તમને શું ખબર આપ્યા તે હું જાણતો નથી. પણ હું તમને ખાતરી આપું છું કે..."

"હું નૈતિક સંબંધોની જ વાત કરું છું." માર્કેલોવે વચ્ચે જરા ચીડાઈને કહ્યું. "એણે શકય તેટલી સારી પસન્દગી કરી છે.

મારી બહેને મને જે આ સમાચાર આપ્યા તે મને પ્રહાર કરવાના હેતુથી નહિ, પણ તમારા અને મેરિયાના પ્રત્યેના એના અણગમાને કારણે આપ્યા હશે. એણે ખોટું નથી કહ્યું...કે...પણ આપણે આ વાત હવે જવા દઈએ."

"સાચી વાત છે ? વેલેન્ટીના અમને બંનેને ધિક્કારે છે ?" નેજડાનોવને વિચાર આપ્યો.

"પણ થયું તે સારું થયું છે." માર્કેલોવે આગળ ચલાવ્યું: "મારાં છેલ્લાં બંધનો કપાઈ ગયાં છે. ગોલુશ્કીન ગધેડો હોય કે કિસ્લીઆકોવના પત્રોમાં કાંઈ દમ ન હોય, એથી મારી વાતમાં કશો ફરક નથી પડતો ! પ્રજા તૈયાર છે, એમ તો તું માને છે ને ?"

નેજડાનોવ ચૂપ રહ્યો.

"બનવાજોગ છે કે તારી વાત સાચી હોય ! પણ સંપૂર્ણ તૈયાર પ્રજા કહેવી કોને ? અને પરિણામોનો વિચાર કર્યા કરીએ તો પાર આવે તેમ નથી. ક્રાંતિને પરિણામે ખરાબ વસ્તુ સંભવે એ શક્ય છે. આપણા બાપદાદાઓએ સર્ફોને જ્યારે મુક્તિ આપી ત્યારે તેમને ખ્યાલ નહિ હોય કે આવો ભયાનક વ્યાજખાઉ વર્ગ આમાંથી ઊભો થવાનો છે. ધારો કે એવો ખ્યાલ હોય તો પણ એમાં એ લોકો દોષપાત્ર નથી. એમની ભૂલ આપણે સુધારીશું. એટલે મેં તો ઝુકાવવાનું નક્કી કરી નાખ્યું છે."

નેજડાનોવે આશ્ચર્ય પામી એના તરફ જોયું. પણ એ તો ખંડના ખૂણા તરફ મોં કરી મૂછો ચાવતો હતો.

"હા, મેં નક્કી કરી નાખ્યું છે." વાળભર્યા હાથે, પીંડી પર થાપટ લગાવતાં ફરી તેણે કહ્યું. હું રશિયન છું અને પાછો જિદ્દી છું."

થોડીવાર એ વિચાર કરતો બેસી રહ્યો. અને પછી અચાનક ઊભો થઈ એના શયનખંડમાં ગયો. અને મેરિયાનાની એક સુન્દર છબી લઇ બહાર આવ્યો.

"આ લે!" સ્વસ્થ શોકગ્રસ્ત અવાજે તેણે કહ્યું. "મેં થોડા વખત પર આ છબી દોરી છે. મને બહુ સારું ચિતરતાં નથી આવડતું છતાં આ તો બરાબર લાગે છે." (છબીમાં મેરિયાનાનું સુન્દર રેખાચિત્ર હતું.) "લઈ લે! અલેક્ઝાઇ, લઈ લે! મારી પાસે હક્ક જેવું કાંઈ નથી, છતાં મારા સઘળા હક્ક હું તને આપી દઉં છું. એ ખૂબ સુન્દર છે, અલેક્ઝાઇ...."

માર્કેલોવ અટકી ગયો. હવે એ ડૂસકાં ભરતો હતો. નેજડાનોવ અનિશ્ચિત મને ઊભો રહ્યો. "લઇ લે!" એ ફરી બોલ્યો. "હજી તને મારી પર રીસ રહી છે? ન હોય તો લઇ લે! હવે મારે એનો ખપ નથી."

નેજડાનોવે છબી હાથમાં લીધી, પણ લેતાં એને કંપારી આવી. એને લાગ્યું કે જો એના હૃદયમાં પડેલી વાત માર્કેલોવ જાણતો હોય તો આ ભેટ એ કદી ન આપે "અરે! આ માણસનું જીવન આ છબીમાં છે અને મને આ ભેટ સ્વીકારવાનો અધિકાર નથી." એને વિચાર આવ્યો. માર્કેલોવના આત્મવિલોપનનું મૂલ્ય એ સમજતો હતો. પણ આ આત્મવિલોપન, જેની જરાયે યોગ્યતા નહોતી તેને ખાતર થતું હતું. એને છબી પાછી આપવાનું મન થયું. પણ માર્કેલોવને અપમાન લાગશે એ બીકે એ કાંઈ ન બોલ્યો. એને વિચાર આવ્યો. "શું મને મેરિયાના પ્રિય નથી?"

અચાનક એને માર્કેલોવ એની મુખરેખાઓ વાંચવાનો પ્રયત્ન કરતો હશે એવો વિચાર આવ્યો. એણે ચમકીને ઊંચું જોયું. પણ

માર્કેલોવ તો આંખો મીંચી હજુયે મૂછો ચાવ્યા કરતો હતો.

પેલો વૃદ્ધ નોકર હાથમાં મીણબત્તી લઈ અંદર દાખલ થયો. માર્કેલોવ ચમકી ઊઠયો. " અરે અલેકઝાઇ! ચાલ હવે સૂવાનો વખત થયો! સવારે વધુ સ્વસ્થ થશું. કાલે હું ગાડી મોકલીશ. તું જજે, " સાહેબજી! "

" અને તમને પણ સાહેબજી, કાકા! " પેલા નોકરનો ખભો ઠોકતાં તેણે ઉમેર્યું. પેલો બિચારો આભો થઇ ગયો. એના હાથમાંથી મીણબત્તી પડતી માંડ રહી. એણે શેઠ સામે જોયું. આ વખત એની આંખોમાં ઉદાસીનતાની જગાએ લાગણી ભરી હતી.

નેજડાનોવ એના ખંડમાં આવ્યો. એના કાનમાં તમરાં બોલતાં હતાં, દારૂથી માથું ફાટ ફાટ થતું હતું અને આંખ આગળ લાલ-પીળાં નાચતાં હતાં. આજે જોયેલી સઘળીયે વ્યક્તિઓ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં એની નજર સામેથી ખસતી નહોતી. મેરિયાના જાણે દૂર ઊભી રહી એની સામું શંકાભરી નજરે તાકતી હતી. આજે જે એણે કર્યું હતું તે પૂરો દંભ હતો. નર્યું જૂઠાણું હતું. આ બધી તરખડ શામાટે કરતો હતો એની એને જરાયે ખબર નહોતી. એને થયું કે છબી માર્કેલોવને પાછી આપી આવું અને કહું કે આ છબીને હું લાયક નથી. આ વિચાર આવતાં જ એ બબડ્યો. " ઓ પ્રભુ! જીવન એ કેવી મોટી આફત છે! "

સવારે વહેલો ઊઠી એ બહાર નીકળ્યો. દરવાજા પાસે ખેડૂતોના ટોળા વચ્ચે માર્કેલોવ ઊભો હતો. કોઇએ ખાસ કાંઈ વાત ન ઉચ્ચારી પણ જુદા પડતાં નેજડાનોવને લાગ્યું કે માર્કેલોવને હજુ કાંઇ કહેવાનું બાકી રહી જાય છે.

ગાડી તૈયાર હતી. નેજડાનોવ બેઠો એટલે એ ઉપડી. પેલા વૃદ્ધ નોકરે નિત્યનિયમ મુજબ દરવાજે ઊભા રહી વિદાય આપી. ગાડી સડક પર આવી ઝપાટાબંધ દોડવા લાગી. ઘોડા બહુ સારા નહોતા પણ નેજડાનોવ શ્રીમન્ત ઘેર રહેતો હોવાથી કાંઇ બક્ષીસ મળવાની એને આશા હતી. વળી જ્યારે ગાડીવાને પીધો હોય કે પીવાનો બાકી હોય ત્યારે પણ ઘોડાને ઝડપથી દોડવું પડે છે।

જૂનના દિવસો હતા. એકધારો ઉગ્ર પવન ફૂંકાયા કરતો હતો. આગલી રાત્રે વરસાદ પડ્યો હોવાથી ધૂળ ઊડતી નહોતી. નહાઇધોઇને ઊઠયાં હોય તેવાં ચળકતાં પાંદડા અંદર અંદર વાતો કર્યા કરતાં હતાં. દૂર દૂર ટેકરીઓ પરથી અને ઘાસથી છવાઇ ગયેલી ખીણોમાંથી પવનની પાંખે ચડી લાવરીઓના સતત અવાજ આવ્યા કરતા હતા. કાગ પાંખો પહોળી કરી વૃક્ષો પર બેઠા બેઠા સૂર્યસ્નાન કરતા હતા. પણ નેજડાનોવ એટલો ઊંડો ઉતરી ગયો હતો કે એનું ધ્યાન ક્યાંય નહોતું. છેવટે સિપિયેજિનના મકાન સામે આવી ગાડી ઊભી રહી. મેરિયાનાની બારી પર નજર પડતાં તે સહેજ ધ્રૂજી ઊઠયો. “ હા !” એના હૃદયમાં જાણે પ્રકાશ છવાયો. “ માર્કેલોવ સાચું કહેતો હતો.. એ સુન્દર છે, અને હું એને ચાહું છું ! ”

નેજડાનોવે કપડાં બદલાવ્યાં અને કોલીઆને ભણાવવા બહાર નીકળ્યો. સિપિયેજિન દીવાનખાનામાં બેઠો હતો. નેજડાનોવે એને નમસ્કાર કર્યા તે તેણે સાવ ઠંડી રીતે ઝીલ્યા અને પાસેના ખંડમાં ચાલ્યો ગયો. આ મુત્સદ્દીએ આ "વધુ પડતા ઉદ્દામ જુવાનને" રજાના દિવસો પૂરા થતાં જ રજા આપી દેવાનું નક્કી કરી નાખ્યું હતું. અને મનમાં એના પર નજર રાખવાનું નક્કી કર્યું હતું. વેલેન્ટીનાને હજુ નેજડાનોવનો એટલો અણગમો નહોતો આવ્યો પણ "એક છોકરો" એની આટલી ઉપેક્ષા કરે, તે એને મન અસહ્ય હતું. તે દિવસે તેણે મેરિયાના–નેજડાનોવની બધી વાતો દરવાજે કાન માંડી સાંભળી હતી. આ જાજરમાન સ્ત્રીને આવા માર્ગો લેવામાં જરાયે સંકોચ થાય તેમ નહોતું. પણ એની હાથમાંથી ગયેલી ભાણેજને એણે વર્તનમાં સ્પષ્ટ તિરસ્કાર બતાવવા સિવાય કાંઇ કહ્યું નહોતું. એક હલકા કુલમાં જન્મેલા જુવાનને અંધારામાં ચુંબન આપનાર આ ઉચ્છૃંખલ યુવતી પ્રત્યે એના હૃદયમાં તિરસ્કાર પ્રજ્વળ્યા કરતો હતો. હજુ વેલેન્ટીનાએ સિપિયેજિનને આ પ્રેમ-પ્રકરણ વિશે કશું કહ્યું નહોતું, પણ સિપિયેજિન સમક્ષ જાણે શિખામણ આપતી હોય તેમ જરાતરા ઇશારત કરી હતી. માર્કેલોવને આ સમાચાર લખવા માટે ઘડીક તેને પસ્તાવો, તો ઘડીક આનન્દ થતો હતો.

ભોજન સમયે નેજડાનોવ અને મેરિયાના ભેગાં થયાં. બે દિવસમાં મેરિયાના એને જરા દુબળી પડી ગઈ લાગી. પણ એની નજરથી એને કાંઈક થઈ ગયું. વેલેન્ટીના એના ચહેરા પરથી માર્કેલોવને એણે લખેલો પત્ર નેજડાનોવે વાંચ્યો છે કે નહિ, તે ઉકેલવા મથી રહી. છેવટે એણે નક્કી કર્યું કે નેજડાનોવે એ પત્ર વાંચ્યો છે. મનમાં મનમાં એ પોતાની જાતને શાબાશી આપવા લાગી.

નેજડાનોવ સોલોમીનને કારખાને ગયો હતો એ સાંભળી સિપિચેજિને એની વ્યવસ્થાશક્તિ વિશે પૂછવા માંડ્યું. પણ જે જવાબ મળ્યા એ ઉપરથી આવા બીનઅનુભવી જુવાન પાસેથી આવા વહેવારુ જ્ઞાનની અપેક્ષા રાખવા બદલ તેને પસ્તાવો થયો. અને ફરી એણે મૌન ધારણ કર્યું. સૌ ભોજન કરીને વિખરાતા હતા તે લાગ જોઈ મેરિયાનાએ તેને કહ્યું. "હું ઝાડના ઝુંડમાં જમણી બાજુને છેડે તમને મળું છું. ત્યાં રાહ જોજો."

એક આનંદની લાગણી નેજડાનોવના શરીરમાંથી પસાર થઈ ગઈ. જો એ આટલા પરિચય પછી એનાથી પૂર્વવત ભાગવા માંડી હોત, માર્કેલોવની માફક જ છૂટથી ન વર્તતી હોત તો એની અકળામણનો પાર ન રહેત! એને આ યુવતીના સહવાસની જરૂર હતી. બધી બાબતમાં એ હવે એની રૂચિ અરૂચિની ગણતરી કરતો હતો છતાં એ ખરેખર એને ચાહતો હતો કે નહિ એ બાબતમાં એ સાશંક હતો.

પેલા વૃક્ષઝુંડમાં જઈ મેરિયાનાની રાહ જોતો એ બેઠો. કાલનો પવન હજુ પડી નહોતો ગયો, ઊંચા ઊંચા વૃક્ષોની ડાળીઓ હજુયે ઝૂલ્યા કરતી હતી. આકાશમાં વાદળાં દોડાદોડ કરતાં વારંવાર સૂર્યને ઢાંકી દેતાં હતા. જેવાં એ સૂર્યની આડે આવતાં કે સમસ્ત વાતાવરણ રંગમય થઈ જતું અને જેવાં એ ખસી જતાં કે પ્રકાશ

ઝાડની ડાળીઓ વીંધી જમીન પર પડી છાયા–પ્રકાશની અદ્‌ભુત ભાત પાડી દેતો હતો. જે આવેશ પૂરો થયે હૃદયમાં શોક અને વિષાદ છવાઈ જાય છે; તેવા આવેશભર્યા સ્વરે વૃક્ષો ગરજી રહ્યાં હતાં. આ વૃક્ષો જેવી જ આવેશભરી માનસિક સ્થિતિ નેજડાનોવની હતી. હૃદયમાં શું ભર્યું છે એ એ જાણતો નહોતો, અને એ અન્ધકારમાં પ્રવેશવાની એની ઇચ્છા નહોતી. એનું હૃદય આશંકાના આવેશને કારણે જોર જોરથી ધબકતું હતું. એની એકમાત્ર ઇચ્છા મેરિયાનાને મળી એની સાથે વાતો કરવાની હતી, બે સ્વતંત્ર વસ્તુને બાંધનારી ગાંઠ એના હૃદયમાં પડી ચૂકી હતી. અને આ ગાંઠ માટે મનમાં મનમાં એ ઈશ્વરનો આભાર માનતો હતો.

દૂરથી કોઈ આવતું દેખાયું. એ કોણ તે નેજડાનોવ કળી ન શક્યો. પણ એનું હૃદય ઝણઝણવા લાગ્યું. એ આશંકાથી ધડકતે હૃદયે જોઈ રહ્યો. છેવટે એ આવી પહોંચી. એના તેજસ્વી ચહેરા પર મિલનના આનંદની ઝલક હતી. એના હોઠ પર મધુર સ્મિત હતું. ઝપાટાબંધ આવવાને કારણે એ હજુયે હાંફતી હતી. બંનેએ વગર બોલ્યે હસ્તધૂનન કર્યું.

"કહો, તમે શું નક્કી કરીને આવ્યા છો?" મેરિયાનાએ વાતની શરૂઆત કરી.

"નક્કી શું કર્યું?" નવાઈ પામી નેજડાનોવે મેરિયાનાના શબ્દોનો પુનરુચ્ચાર કર્યો. "અત્યારે કાંઈ નક્કી થઈ શકે તેમ ક્યાં છે?"

"ઓ! તમે સમજ્યા નહિ. તમે કોને કોને મળ્યા, શી શી વાતો કરી—એ બધું હું પૂછું છું. પણ થોભો. આપણે જરા વધુ સારી જગાએ જઈએ."

મેરિયાના મોઢું ફેરવી ચાલવા લાગી. નેજડાનોવ આધીનપણે તેને અનુસર્યો. ચારે તરફ ઉગી નીકળેલા ઊંચા ઊંચા ઘાસમાં થઈ તેઓ તોફાનમાં ઊખડી પડેલી એક ડાળી પર જઈને બેઠાં.

"હવે બોલો." મેરિયાનાએ ફરી કહ્યું. અને પછી જાણે કાંઈ રહી ગયું હોય તેમ ઉમેર્યું, "તમે આવ્યા તેથી મને નીરાંત થઇ છે. આ બે દિવસો મને બહુ લાંબા લાગ્યા હતા! અને વેલેન્ટીના મિહેલોવ્નાએ આપણી બધી વાતો સાંભળી છે એની મને ખાતરી થઈ ગઈ છે."

"હા, અને એ વાત એણે માર્કેલોવને પણ જણાવી છે." નેજડાનોવે જણાવ્યું.

"હેં!" મેરિયાના મૂંગી થઈ ગઈ. કોઇ અકથ્ય લાગણી એને સ્પર્શી ગઈ હોય તેમ તેના ચહેરા પર સુરખી છવાઇ ગઈ. આ સુરખી શરમની નહોતી. છેવટે એ સ્વસ્થ ધીમા અવાજે બોલી. "એ બહુ હલકી અને ખારીલી સ્ત્રી છે! એને આવું કરવાનો કશોયે હક્ક નહોતો પણ ફિકર નહિ. મને તમારા સમાચાર કહો."

નેજડાનોવે માંડીને સઘળી વાત કહેવા માંડી. મેરિયાના એના શબ્દેશબ્દને ઝીલતી એની સામે બેઠી. ધ્યેયથી દૂર લઇ જનારી, મશ્કરી રૂપ, કે નકામી વાતો સાંભળવામાં એને જરાયે રસ નહોતો. પણ કોઇ જરૂરી વાત નેજડાનોવ જરાયે ટૂંકી કરવા, કે અસ્પષ્ટ રાખવા પ્રયત્ન કરતો કે તુર્ત જ તે બરાબર વિગતવાર બધું પૂછતી. ગોલુશ્કીનનો શો અભિપ્રાય હતો, (જો કે ગોલુશ્કીન મહાપુરુષ હતો' તે એ વગર કહ્યે જ સમજી ગઇ હતી) સોલોમીને છેવટે શો નિર્ણય કર્યો અને છેવટે કયો કાર્યક્રમ નક્કી થયો એ જાણવા એ ખૂબ આતુર હતી. પણ નેજડાનોવને કોઈપણ વાત જો ઉડાડી દેવાની ઇચ્છા હોય, તો તે આ

વાત હતી. એને મેરિયાનાની વાત સાંભળવાની રીત જોઇ, આગળ ને આગળ વાર્તા સાંભળવા ઇચ્છતાં, નકામાં વર્ણનો ઠઠ્ઠામશ્કરી કે નકામી વાતો જરાયે ન સાંભળવા માગતાં બાળકો યાદ આવતાં હતાં. મેરિયાના પણ વાતો સાંભળવામાં, આ બાળકો જેવી જ સરલ અને સીધી હતી.

વાતચીત દરમિયાન નેજડાનોવે ઉત્સાહપૂર્વક માર્કેલોવના વખાણ કર્યાં અને સોલોમીનનો પૂરો પરિચય આપી તેની ખૂબ પ્રશંસા કરી. પણ પ્રશંસા કરતાં એને ન સમજાયું કે શા માટે સોલોમીન વિશે એનો અભિપ્રાય આટલો સરસ હતો. એના બોલવામા કાંઈ અસાધારણ નહોતું, સોલોમીન એના કેટલાક વિચારોથી વિરૂદ્ધ હતો, છતાં એ શામાટે એનો પ્રશંસક બન્યો હતો. ?' એ ખૂબ સ્પષ્ટ, ઠંડો, મક્કમ, આત્મશ્રદ્ધાવાન અને સૌનો વિશ્વાસ જીતી શકે તેવો માણસ છે. એનું ધ્યેય અને એનો માર્ગ બને સ્પષ્ટ છે, એની બુદ્ધિ ખૂબ સ્થિર છે અને એ કશાથી ગભરાતો કે ઉશ્કેરાતો નથી. મારામાં જો કોઈ ખામી હોય તો તે સ્થિરબુદ્ધિની છે!" નેજડાનોવ બોલતો બંધ પડી આત્મનિરીક્ષણમાં ડૂબી ગયો. મેરિયાનાએ સ્નેહપૂર્વક તેને ખભે હાથ મૂકયો.

નેજડાનોવે લાગણીપૂર્વક એનો સુડોળ નાજુક હાથ એને ખભેથી ઉતાર્યો અને એને પહેલીવાર ચુંબન કર્યું. નેજડાનોવની આ લાગણીથી મેરિયાનાને આશ્ચર્ય થયું, અને એ હસી પડી. પણ એ હાસ્યમાં વિષાદ હતો.

" માર્કેલોવે તમને વેલેન્ટીનાનો પત્ર બતાવ્યો છે?"

" હા."

" માર્કેલોવને પોતાને કેમ લાગ્યું?"

"એ તો ઘણા......નિસ્વાર્થ અને ઉદાર માણસ છે.એણે....
........" એ પેલી છબીની વાત કરવા જતો હતો પણ અટકી ગયો. અને ફેરવી તોળતાં કહ્યું. "એ ઘણા મોટા મનના માણસ છે."

"સાચી વાત છે! હું પણ આ વાત જાણું છું."

મેરિયાના ફરી વિચારમાં પડી. પછી અચાનક નેજડાનોવ તરફ મોઢું ફેરવી એણે પૂછયું "વારુ! ત્યારે તમે શો નિર્ણય કર્યો?"

નેજડાનોવે ખભા હલાવ્યા. "અત્યારે નિર્ણય કયાંથી થઇ શકે? એ માટે થોડી રાહ જોવી પડશે."

"શા માટે?"

"વાસિલી નિકોલેવીચની એવી સૂચના છે. અને ઑસ્ટ્રોડુમોવ પાછા ફરે ત્યાંસુધી રાહ જોવાની છે." (ખોટું બોલતાં એ જરા કંપી ઊઠયો.)

મેરિયાનાએ પ્રશ્નસૂચક નજરે એની સામું જોયું. "તમે કોઇ વાર આ વાસિલી નિકોલેવીચને જોયા છે?"

"હા, ફક્ત બે વાર અને તે પણ ક્ષણ બે ક્ષણ માટે."

"કેવા અસાધારણ માણસ હશે!"

"એ તો પરિચય સિવાય શી રીતે ખબર પડે? પણ આપણા નેતાની આજ્ઞા જો ન ઉઠાવીએ તો આપણું કામ શીરીતે આગળ વધે? આપણે કોકના હાથ નીચે તો કામ કરવું જ પડે ના?" ("હું કેવી બેવકૂફ વાતો કરું છું." મનમાં મનમાં એ બોલતો હતો.)

"એ દેખાવે કેવા છે?"

"નીચા, મજબૂત, ભીને વાન, અને જાડી રીતભાતવાળા માણસ છે. ગાલનાં હાડકાં ખૂબ મજબૂત અને આગળ પડતાં છે. પણ સૌથી વધુ તેજસ્વી અને એના બુદ્ધિપ્રભાવની દર્શક તો એની આંખો છે."

"એ બોલે છે કેવી રીતે?"

"એ બોલતા નથી પણ હુકમ કરે છે."

"એની આગેવાની સૌએ શી રીતે સ્વીકારી હશે?"

"એ ઘણા મજબૂત મનના અને કોઇને નમતું ન આપે તેવા છે. અને જરૂર પડયે કોઈપણ વિરોધીને સાફ કરી નાખે છે એટલે સૌ એનાથી બીવે છે."

"ત્યારે સોલોમીન કેવા માણસ છે?" થોડીવાર અટકી વિચાર કરતાં કરતાં મેરિયાનાએ પૂછ્યું.

"સોલોમીન પણ જરાયે દેખાવડા નથી, પણ એના ચહેરા પર એટલી સરળતા, એટલી પ્રામાણિકતા અને એટલું સીધાપણું છે કે એ બરાબર વિદ્યાર્થી જેવા લાગે છે."

નેજડાનોવે સોલોમીનનું વર્ણન બરાબર કર્યું હતું. મેરિયાના કેટલીયે વાર સુધી એના ચહેરા તરફ જોઇ રહી. છેવટે એ મનમાં મનમાં બોલી. "ચહેરો તો તમારો પણ સરસ છે. લાગે છે કે મને તમારી સાથે ફાવી જશે."

આ દૃષ્ટિમાં રહેલા ભાવે નેજડાનોવને સ્પર્શ કર્યો. ફરી તેણે મેરિયાનાના હાથને ચુંબન કર્યું.

"હવે વધારે બહાદુરી રહેવા દો!" હસતી હસતી તે બોલી. જ્યારે જ્યારે એના હાથને કોઇ ચુંબન કરે ત્યારે તેને ખૂબ હસવું

આવતું. "પણ આજે મેં એક તોફાન કર્યું છે, અને એ માટે પહેલેથી તમારી માફી માગી લઉં છું."

"શું તોફાન કર્યું છે?"

"તમારાં ગયા પછી હું તમારા ઓરડામાં જઇ ચડી. ત્યાં તમારા ટેબલ પર મેં એક કાવ્યો લખેલી નોટબુક જોઈ. (નેજડાનોવનું હૃદય જાણે આ વાત સાંભળી અટકી ગયું.) હું જિજ્ઞાસાને કાબૂમાં ન રાખી શકી, અને મે તે જોઇ. એ કાવ્યો તમે લખ્યાં છે?"

"હા, મેરિયાના! તમારા પર મને એટલો પ્રેમ, અને એટલો વિશ્વાસ છે તે હું તમારા પર ગુસ્સે નથી થયો. બીજું કોઇ હોત તો હું કાબૂ ન રાખી શકયો હોત!"

"તમારા કહેવા પરથી એમ તો લાગે છે કે તમે ગુસ્સે થયા છો. તમે મને મેરિયાના કહો છો તે મને ગમ્યું છે. હવેથી હું પણ તમને એલેકઝાઇ કહીને બોલાવીશ. વારુ, નોટબૂકમાં when I die, dear friend remember નામનું કાવ્ય છે તે તમે લખ્યું છે?"

"હા, પણ એ વિશે વધુ વાત ન કરશો. મને એથી દુઃખ થાય છે."

માથું હલાવતી એ બોલી. "બહુ શોકભર્યું કાવ્ય છે એ. મને લાગે છે કે આપણો પરિચય થયા પહેલાં તમે એ લખ્યું હશે! પણ કાવ્યો ઘણાં સરસ છે અને તમે પણ સાહિત્યના જીવ છો. તમે જો સાહિત્ય-સેવા કરતાં વધુ ઉંચું કામ હાથ ન ધર્યું હોત તો આ કામ સારું હતું!"

નેજડાનોવે એની સામું જોયું. "તમને પણ એમ લાગે છે

ને ? સાહિત્યના ક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરવા કરતાં મને આપણા ધ્યેય ખાતર નિષ્ફળતા વહોરવી વધુ ગમે છે. ”

મેરિયાના ઊભી થઈ ગઈ. “ સાચી વાત છે, પ્રિય અલેક્ઝાઇ !” એના ચહેરા પર આનન્દની ઝલક હતી. “ સાચી વાત છે. પણ આપણે નિષ્ફળતા નહિ સફળતા મેળવશું. જીવનને ખોટું ખુવાર નહિ કરીએ, પણ પ્રજા પાસે જઇ આપણી પાસે છે તે આપણા ભાઇ-ઓને આપીશું. તમને કાંઇ મહેનત મજૂરી આવડે છે ? ન આવડે તો કાંઇ નહિ........જરૂર પડશે તો હું રાંધીશ, કપડાં ધોઇશ, વાસણ માંજીશ, જે કરવું ઘટે તે કરીશ. એમાં મને જરાયે શરમ નહિ લાગે. એમાં તો ખૂબ મજા પડશે.......”

મેરિયાના બોલતાં અટકી ગઈ. એના ચહેરા પર કોઇ અદૃશ્ય વસ્તુને જોતી હોય તેમ આતુરતાનું તેજ ફેલાયું. દૂર દૂર એની દૃષ્ટિ ફરી રહી.

નેજડાનોવ એની તરફ થોડો વાંકો વાળ્યો અને ગણગણ્યો.. “ ઓ મેરિયાના ! હું તારે લાયક નથી !”

તે થરથર ધ્રૂજી ઊઠી, “ ચાલો હવે ઘેર જઇએ; નહિ તો વેલેન્ટીનાનું માણસ હમણાં શોધતું આવશે. જો કે હવે મને “રખડુ” ગણી તેણે છોડી દીધી છે. ”

“ રખડુ ” બોલતાં મેરિયાના હસી પડી. નેજડાનોવ પણ હસી પડી બોલ્યો. “ રખડુ ? ”

“ હા, તમે એના નાટકથી પલળ્યા નહિ તેથી એનું અભિમાન ઘવાયું છે. પણ મને એની બહુ ફિકર નથી. આપણે પણ અહીં રહેવું નથી; નાસી છૂટવું છે. ”

“ નાસી છૂટવું છે ? ”

"હા, તમે પણ અહીં રહેવાના નથી, ખરું ? તો તમારી સાથે મને પે લઈ જશો ને ? આપણે સાથે કામ કરશું."

"હા, તમે કહેશો ત્યાં જઈશું." નેજડાનોવે આવેશમાં આવી જઈ કહ્યું. જો આ વખતે મેરિયાનાએ પૃથ્વીના પટ પર ગમે ત્યા જવાનું કહ્યું હોત તો તે આગળ-પાછળનો વિચાર કર્યા સિવાય ચાલી નીકળ્યો હોત!

મેરિયાનાએ નીરાંતનો શ્વાસ લીધો, એ બોલી. "ત્યારે ચાલો આપણે મિત્રો માફક હાથ મિલાવીએ. એને ચુમશો નહિ હો, પ્રિય એલેક્ઝાઈ! હાથ દબાવો. હં એમ!"

બને હવે ઘર તરફ પાછાં ફર્યાં. બનેના હૃદયમાં સુખની વેદના ભરી હતી. એમના પગમાં કૂણું કૂણું ઘાસ અટવાતું હતું. માથા પર વૃક્ષોની કૂંપળો ચળકતી ચળકતી નાચતી હતી. છાયા-પ્રકાશ એમના શરીર પર રમતાં આવતાં હતાં. પાંદડાંનો મનોહર મર્મર-ધ્વનિ, મંદ મંદ વાયુલહરી, છાયા-પ્રકાશની રમત અને મસ્ત યૌવન-આ બધું જોતાં, પરસ્પરને નિહાળતાં બંને નિષ્કારણ હસી પડ્યાં.

ગોલુશ્કીનને ત્યાંથી નીકળી, પાંચ માઈલ ચાલી જ્યારે સોલોમીને કારખાનાનો દરવાજો ઠોક્યો, ત્યારે હજુ અંધકાર ઓસર્યો નહોતો. ચોકીદારે એને જોતાં જ દરવાજો ખોલ્યો અને ઘર સુધી એને મુકવા આવ્યો. બે ત્રણ મુડદાલ કૂતરા પૂંછડી પટપટાવતા એની સાથે થયા.

સોલોમીન અને એના મજૂરો વચ્ચે ન ધારી શકાય એટલા સારા સંબંધો હતા. કામદારો એનું ઉપરી તરીકે સન્માન જાળવતા છતાં એને પોતાનો જ માણસ ગણતા. અને પૃથ્વીના પટ પર કાંઈ શીખવા જેવું સોલોમીન માટે બાકી રહ્યું છે એમ તેઓ માનતા નહોતા. એ કહેતા: "વાસિલી ફેડોટીચ જે કાંઈ કહે તે બરાબર છે! શીખવા જેવું એમને માટે કાંઈ બાકી રહ્યું નથી!" સૌ એને માટે ગર્વ અનુભવતા, અને એની વાતો સાંભળી ખુશ થતા.

આખી રાત ઊંઘી, સવારે જ્યારે પાવેલે તેને ઉઠાડ્યો ત્યારે તે ઊઠ્યો, અને હાથમોઢું ધોતાં કારખાનાના સમાચાર પૂછ્યા. બંનેએ સાથે ચા પીધી, અને એ કારખાનામાં કામ પર ચઢ્યો. એની રોજ–બરોજની જિંદગી શરૂ થઈ ગઈ.

પણ હજુ એનું કામ ચાલે પડવાને વાર હતી. ગોલુશ્કીનને ત્યાંથી પાછા ફર્યા પછી પાંચમે દિવસે, હૃષ્ટપુષ્ટ, રૂપાળા ચાર ઘોડા

જોડેલી એક સુન્દર ગાડી, કારખાનાને દરવાજે આવીને ઊભી રહી. ભપકાદાર પોશાક પહેરેલો એક નોકર એમાંથી નીચે ઉતર્યો. અને સોલોમીન પરનો પત્ર એણે પાવેલને બતાવ્યો. પાવેલ તેને પેલી ઑફિસ-માં લઇ ગયો. સોલોમીન ત્યાં જ બેઠો હતો; એટલે પેલા નોકરે તેને એક બંધ લિફાફો આપ્યો. લિફાફા પર લખ્યું હતું. "નામદાર બોરિસ આન્દ્રેવીચ સિપિયેજિન તરફથી......." ઊંચા અંગ્રેજી અત્તર-થી મહેકતા પત્રમાં જાણે તેનો મંત્રી લખતો હોય તેમ તેણે લખ્યું હતું: "આજસુધીમાં આપને મળવાનું કે આપના પરિચયમાં આવ-વાનું સદ્‌ભાગ્ય નામદાર સિપિયેજિનને હજુ પ્રાપ્ત થયું નથી. પણ એમણે આપને વિશે ઘણું સાંભળ્યું છે. એટલે આપના પરિચયનો લાભ મેળવવા, અને આપની અમૂલ્ય સલાહનો એક ઔદ્યોગિક સાહસ-માં ખપ હોવાથી, આપને મળવા નામદાર સિપિયેજિન આતુર છે. જો આજે અત્યારે આવી શકો તો ગાડી સાથે મોકલી છે. અને આજે જો અનુકૂળતા ન હોય તો આપ સાથે આવેલા નોકરને કહેશો તે દિવસે, અને સમયે ગાડી હાજર થશે. આ પછી પેલી વિવેકપૂર્ણ સહી હતી. અને છેવટે તાજાકલમમાં પહેલા પુરુષ એકવચનમાં લખ્યું હતું: "હું આશા રાખું છું કે ખાસ પોશાકની ભાંજગડમાં પડ્યા સિવાય, "સાવ સાદી રીતે" અમારે ત્યાં ભોજન લેવાની આપ ના નહિ કહો. આ "સાવ સાદી રીતે" એ શબ્દો નીચે ભારદર્શક લીટી દોરી હતી. સિપિયેજિનનો પત્ર વાંચી રહ્યો એટલે પેલા નોકરે જરા ગભરાતાં ગભરાતાં એને નેજદાનોવનો પત્ર આપ્યો. એમાં ફક્ત બે જ લીટી લખી હતી: "મારે તમારું જરૂરી કામ છે એટલે મહેર-બાની કરીને જરૂર આવશો. મારે તમારી મદદની જરૂર છે એટલે લખું છું. મિ. સિપિયેજિન માટે આ નથી લખતો."

સપિયેજિનનો પત્ર વાંચી એ બબડ્યો. "મારી પાસે બીજો

પોશાક જ ક્યાં છે કે હું સાદી રીતે નહિ અને બીજી રીતે જાઉં? અને ત્યાં માથાફોડ કરવા જાય પણ કોણ?" પણ નેજડાનોવની ચીઠ્ઠી વાંચી એ માથું ખજવાળતો બારીમાં જઈને ઊભો.

"મારે શો જવાબ લઇ જવાનો છે, સાહેબ?" પેલા નોકરે વિવેકપૂર્વક પૂછ્યું.

સોલોમીન થોડીવાર મૂંગો ઊભો રહ્યો. છેવટે તેણે કહ્યું. "હું કપડાં પહેરી હમણાં આવું છું."

પેલો નોકર ખંડની બહાર ગયો. સોલોમીને પાવેલને બોલાવી જરૂરી સૂચના આપતાં આપતાં એક જૂનો કાળો ડગલો ચડાવ્યો, અને એવી જ જૂનીપાની હેટ માથે મૂકી એ બહાર નીકળ્યો. બહાર ગાડીમાં બેસતાં એને યાદ આવ્યું કે એ મોજાં ભૂલી ગયો છે. એણે મોજાં લાવવા "સદા તત્પર" પાવેલને હાક મારી .પણ જે મોજાં આવ્યાં તે એના હાથમાં બેઠાં નહિ, એટલે એણે એ ગજવામાં નાખ્યાં, અને ગાડી ચલાવવાનો હુકમ આપ્યો.

આમ જ્યારે સોલોમીન આર્જેનોવ તરફ આવતો હતો ત્યારે દિવાનખાનામાં બેઠો બેઠો સિપિયેજિન એની પત્ની જોડે સોલોમીનને શામાટે બોલાવ્યો છે તેની ચર્ચા કરતો હતો. એનું કારખાનું બરાબર ચાલતું નહોતું, અને એની નવેસરથી વ્યવસ્થા કરવાની જરૂર હતી. સિપિયેજિનને કલ્પના પણ નહોતી, કે સોલોમીન બીજે સમય આપવાની કે આવવાની ના પાડવાની હિંમત કરશે. એનો વિચાર સોલોમીનને પોતાના કારખાનામાં ખેંચી લેવાનો હતો.

બધી વાત સાંભળી વેલેન્ટીનાએ શંકા વ્યક્ત કરી. "પણ એ કાપડની મિલ છે, અને આપણે તો કાગળની મિલ છે."

"અરે એ બધું સરખું છે. બંનેમાં યંત્રો વપરાય છે અને એ તો ઇજનેર છે."

"ધારો કે એ કાપડના સ્પેશ્યાલિસ્ટ હોય તો ?"

"નારે ના. રુશિયામાં સ્પેશ્યાલિસ્ટ જેવું કાંઈ છે જ નહિ. વળી એ તો ઇજનેર છે."

"આ વખતે જરા ધ્યાન રાખજો, પ્રિય !" અર્થભર્યું સ્મિત કરતાં વેલેન્ટીના બોલી. "યુવાનો સાથે કામ પાડતાં ફરી છેતરાવું ન પડે."

"તમે નેજડાનોવની જો વાત કરતા હો, તો એના સંબંધમાં મને છેતરાવા જેવું નથી લાગ્યું. કોલીઆ એની પાસેથી ઘણું શીખ્યો છે. પણ એકની એક ભૂલનું પુનરાવર્તન નહિ થાય."

"ભૂલનું પુનરાવર્તન નથી થતું. પણ મનુષ્યના, અને એ પણ ખાસ કરીને જુવાન માણસોના સ્વભાવમાં, તો અમુક વાતનું પુનરાવર્તન થયા જ કરે છે."

"Que Voulez-vous dire !" (શી વાત છે ?)

હાથમાંનો કાગળ સફાઈપૂર્વક ટેબલ પર ફેંકતાં સિપિયેજિને પૂછ્યું.

"Ouorez les yeux, et vous veverez !" (ધ્યાન આપો તો ખબર પડશે.) વેલેન્ટીનાએ જવાબ વાળ્યો.

ખાસ કોઈ વાત કરવાની હોય ત્યારે આ પતિ–પત્ની ફ્રેન્ચમાં વાત કરતાં.

"હં !" ગળામાંથી એક વિશિષ્ટ ધ્વનિ કાઢતાં એણે પૂછ્યું. "પેલા વિદ્યાર્થીની વાત કરો છો ?"

"હા, એની વાત કરું છું."

"હં ! એણે કાંઈ કર્યું છે ?"

"સાવધાન રહેવાની જરૂર છે."

"મેરિયાના ? છી.......!"

"હું ફરી કહું છું કે ધ્યાન રાખવાની જરૂર છે."

સિપિયેજિને વાત ફેરવી. "આપણે આ વિશે ફરી વાત કરશું. સોલોમીનને સમાજમાં હળવા-ભળવાની બહુ ટેવ નહિ હોય એટલે એને સંકોચ ન થાય એ જરા જોવું પડશે. તમે ગમે તેને સાચવી શકો એ માટે મને વિશ્વાસ છે, પણ હું આ વાત બીજા માટે કરું છું." બોલતાં બોલતાં સામે ખીંટી પર લટકતી એક સુંદર હેટ પર એણે દૃષ્ટિ ઠેરવી. આજે સવારે આર્જેનોવમાં આવેલા કોલોમિત્ઝેવની એ હેટ હતી. "જે માણસો મને ગમે છે, તેને માટે એને ભારે તિરસ્કાર છે. વળી હમણાં એ જરા ઝઘડાખોર થઈ ગયો છે. એનું હમણાં બરાબર નથી ચાલતું ?"

માથું હલાવી સિપિયેજિને કોઈ અજાણી દિશામાં સંકેત કર્યો. મેડમ સિપિયેજિના સમજી ગઈ.

"હું એટલા માટે કહું છું કે ધ્યાન રાખવાની જરૂર છે."

સિપિયેજિન ઊભો થઈ ગયો. "છી ! જો એમ હશે તો એમણે હવે ધ્યાન રાખવું પડશે."

"એ તમારે જોવાનું છે. સોલોમીન માટે જરૂરી બધું થશે. ચિંતા ન કરશો."

પણ કાંઇ કરવાની જરૂર ન પડી. સોલોમીન કોઈથી જરાયે અભરાય કે મૂંઝાય તેવો નહોતો.

જેવા નોકરે અંદર આવી સોલોમીનના આગમનના સમાચાર આપ્યા કે બહાર સંભળાય તેવા મોટા અને મીઠા અવાજે તેણે કહ્યું. “આવી પહોંચ્યા ? એમને જલદી અંદર લાવ, જલદી અંદર લાવ.” અને એ આવકાર આપવા ઊભો થઈ દિવાનખાનાના બારણામાં જઇ ઊભો રહ્યો જેવો સોલોમીને અંદર પ્રવેશ કર્યો કે મુખ પર મીઠું સ્મિત ફરકાવતા અને માથુ ધુણાવતા એણે એકને બદલે બે હાથ લાંબા કર્યા અને હસ્તધૂનન કરતા બોલ્યો: “તમને ખૂબ તકલીફ આપી છે. આવો, આવો ......” બોલતા બોલતા એણે સોલોમીનને વેલેન્ટીના પાસે દોર્યો, અને અવાજમા વધુ ને વધુ મિઠાશ ભરતો એ બોલ્યો: “પ્રિયે ! આ રહ્યા આપણા પ્રાતના સર્વશ્રેષ્ઠ ઇજનેર વાસિલી ફેડો-સેઇચ સોલોમીન !”

વેલેન્ટીના એના અદ્દભુત મોહક નયનો ઉઠાવી એની સામે જોતા ઊભી થઇ અને મુખ પર પેલુ એનુ સ્મિત ફરકાવતા એણે હસ્તધૂનન કર્યું. આ પતિપત્નીનુ નાટક જોઈ મનમા મનમાં રમૂજ પામતો, સોલોમીન ખુરશી પર બેઠો. સિપિયેજિને એને કાંઇક લેવાનો આગ્રહ કર્યો, પણ સોલોમીને કશુયે લેવાની ના કહી.

પોતાના મહેમાનનુ આ ન માની શકાય તેવું ગૌરવ જોઈ શરમાતા સિપિયેજિને પૂછ્યું. “વારુ ! ત્યારે આપણે કારખાને જશુ ?”

“હા, ચાલો.”

“તમારો ખૂબ આભાર માનુ છું; વારુ ! આપણે ગાડીમાં જશું કે ચાલીને ?”

“અહીંથી કેટલુ દૂર છે ?”

“અર્ધોએક માઇલ.”

“ત્યારે ગાડી જોડાવવામા જ વધુ સમય જશે. એટલે એવી

મહેનત કરવી એ ખોટું છે."

"વારુ ! અરે ઇવાન ! જલદી કર. મારી લાકડી અને હેટ લાવ. અને જો ! સાંજે વખતસર ભોજનની તૈયારી કરાવજે હો ! મોડું ન થાય."

આજે આ ગૌરવશીલ પ્રૌઢ રાજપુરુષ, એ પોતે પણ ન સમજી શકે એવાં કારણોસર, એક બીનઅનુભવી નિશાળિયા જેમ એની સ્વસ્થતા ખોઇ બેઠો હતો. હેટ અને લાકડી લાવવામાં જરાવાર લાગી, એટલે એ બૂમો પાડતો નોકરની પાછળ ગયો.

જ્યારે સિપિયેજિન સોલોમીન જોડે વાત કરતો હતો ત્યારે વેલેન્ટીના આ નવા "જુવાન"ને માપી રહી હતી. ઉઘાડા હાથ ખોળામાં રાખી નીરાંતે સોલોમીન બેઠો હતો અને કૌતુકપૂર્વક આજુબાજુની છબીઓ અને ફર્નીચર જોતો હતો. "એનું કુળ બહુ ઉચ્ચ નથી લાગતું, પણ એનું વર્તન બહુ સરલ અને સ્વાભાવિક છે ! ઘણું વિચિત્ર કહેવાય !" એ વિચારતી હતી. અને ખરેખર સોલોમીનનું વર્તન એક સ્વતંત્ર ખમીરના અને છતાં સીધા અને સરળ માણસ જેવું હતું. એના વર્તનમાં છાપ પાડવાનો જરાયે પ્રયત્ન નહોતો. વેલેન્ટીનાએ એની સાથે વાત શરુ કરવાનો પ્રયત્ન કર્યો, પણ એને નવાઈ લાગી કે એને શી વાત કરવી તે સૂઝયું નહિ. છેવટે પ્રયત્નપૂર્વક એણે વાત શરૂ કરી.

"અમે તમારાં ઘણાં આભારી છીએ...... અમે તમારો ઘણો સમય લીધો છે......"

"ના, ના. મેડમ ! મારે અત્યારે ખાસ કાંઇ કામ નથી અને હું કાંઈ ઝાઝું રોકાવાનો નથી."

( શી જાડી ભાષા છે ! ) એ મનમાં બબડી.

સિપિયેજિન આ વખતે બરાબર હેટ-લાકડી-સહિત દાખલ થયો. એના સ્વાભાવિક સ્વસ્થ અવાજે એણે કહ્યું. "કેમ ચાલશું ને વાસિલી ફેડોસેઇચ ?"

વેલેન્ટીનાને નમન કરતા સોલોમિન ઊભો થયો. અને ચાલવા માંડ્યું.

"આ રસ્તે, વાસિલી ફેડોસેઇચ! આ રસ્તે!" જાણે એ જંગલમાં ગૂંચવાઇ ગયો હોય તેમ મોટે અવાજે સિપિયેજિન પોકારી ઊઠ્યો. "આંહી થોડા પગથિયા છે. જરા ધ્યાન રાખજો. વાસિલી ફેડોસેઇચ!"

"જો આપ મારા કુટુંબના નામે મને બોલાવવા માગતા હો તો એ નામ ફેડોસેઇચ નથી પણ ફેડોટિચ છે." સોલોમીને જરા વાંકા વળી એના કાનમાં કહ્યું.

સિપેયેજિન્ લેવાઇ ગયો. ઘડીકવાર શું બોલવું તે તેને સૂઝ્યું નહિ. છેવટે તેણે કહ્યું. હું ખૂબ જ દિલગીર છું. "વાસિલી ફેડોટીચ!"

"ના, ના. એમાં દિલગીર થવાની જરાયે જરૂર નથી."

બહાર નીકળતાં જ કોલોમિત્ઝેવ સામો ભટકાઇ પડ્યો. "ક્યાં જાઓ છો?" આડી નજરે સોલોમીનને માપતાં તેણે પૂછ્યું. "C'est la lindividu en question?" (આ જ એ માણસ કે?)

આંખો ફાડી ફાડીને ઇશારત કરતાં સિપિયેજિને કહ્યું. "હા, અમારી ખામીઓ અને ભૂલો બતાવવા હું મિ. સોલોમીનને કારખાને લઇ જાઉં છું. હું તમારી બંનેની ઓળખાણ કરાવું: આ મિ. સોલોમીન; આપણા પ્રાન્તના જાણીતા ઇજનેર છે, અને આ મિ. કોલોમિત્ઝેવ! બાર્જુના ગામના જમીનદાર છે."

'કોલોમિત્ઝેવે ઉપેક્ષાપૂર્વક એની સામું જોઈ માથું હલાવ્યું. સોલોમીને એની અડધી બિડાયેલી રહેતી આંખો પૂરી ઉઘાડી અને એની સામું જોયું. એ આંખોમાં કોઇ વિચિત્ર તેજ ઝબકયું.

"ત્યારે હું તમારી સાથે આવી શકું? મને પણ થોડું જાણવાનું મળશે."

"હા, જરૂર આવો."

સૌ બગીચો છોડી ભાગ્યે જ ચાલ્યા હશે ત્યાં બાજુના ગામડામાંથી પાછો ફરતો એક પાદરી મળ્યો. એને જોતાં જ કોલોમિત્ઝેવ લાંબી ફલંગો ભરતો એની પાસે ગયો અને આજુબાજુના અર્ધા ગાઉમાં સંભળાય એવું એક ચુંબન તેના હાથ પર કર્યું અને આશીર્વાદ માગ્યા! પેલો પાદરી આ અચાનક ફૂટી નીકળેલા ભક્તના ભક્તિપ્રદર્શનથી ગભરાઇ ગયો, પણ આશીર્વાદ આપી એણે ચાલતી પકડી. નાટક પતાવી એણે સોલોમીન તરફ જોયું. એની આંખોમાં ઉપહાસ હતો. સોલોમીન વિશે એણે ઘણું સાંભળ્યું હતું અને એને ચીડવવા જ એણે આ નાટક ભજવ્યું હતું.

Cest. une manifestation, moncher? (બહુ વિચિત્ર અભિનય કર્યો!) સિપિયેજિન બબડ્યો.

કોલોમિત્ઝેવ હસી પડ્યો. "Oui moncher, une manifestation necessarie par temps qui court! (આ ફક્ત અભિનય જ નથી, મિત્ર.)"

સૌ કારખાને પહોંચ્યાં. દરવાજે ઠીંગણો, બોખો અને જબ્બરદસ્ત દાઢીવાળો એક રશિયન ઊભો હતો. એ કામચલાઉ મેનેજર હતો. પણ દરેક વાતમાં હા પાડવી અને બગાસાં ખાવાં—એ સિવાય એને કશુંયે ભાન નહોતું. સૌ સાથે કારખાનું તપાસવા નીકળ્યા. સોલો-

મીન જે રીતે કારખાનામાં ફરતો હતો તે જોઈ સિપિયેજિન જ નહિ, પણ કોલોમિત્ઝેવને પણ ખાતરી થઈ ગઈ કે આ માણસ યંત્રનિષ્ણાત છે; એ જે કોઈ ચક્રને અડતો ને કાતો એની આંગળી અડતાં જ જોરથી ફરવા માંડતું, અથવા તો સ્થિર ઉભું રહી જતું; કાગળના માવાને એ જરા આંગળી પર લઈ જોતો કે તરત જ જાણે એની સઘળી ખામી પ્રત્યક્ષ થઈ જતી. મોલોમીનને પણ આ બધું જોતાં ખાતરી થઈ ગઈ કે કોઈ વાતનો અહીં ધડો નથી, પૈસાનો દુર્વ્યય થાય છે, કેટલાંક જરૂરી યંત્રો ખૂટે છે અને જે વપરાય છે તે સાવ હલકી જાતનાં છે.

બધું તપાસી, પેલા કામચલાઉ મેનેજર સામે જોયા સિવાય, વગર બોલ્યે સોલોમીન બહાર નીકળ્યો. સિપિયેજિન–કોલોમિત્ઝેવે તેનું અનુકરણ કર્યું. સિપિયેજિને એ પેલા રૂશિયન મેનેજરને બહાર આવી રજા આપી. એની ચીડનો આજે પાર નહોતો.

"તમારા ચહેરાપરથી હું સમજી શકું છું કે તમને બધે અવ્યવસ્થા લાગી છે. કમાણી એક પૈસાની યે નથી એ પણ હું કબૂલ કરું છું. હવે આ બધી અવ્યવસ્થા દૂર કરવા શું કરવું જોઈએ, મુખ્ય ખામી શી છે–આ બધું હું તમારી પાસેથી જાણવા માગું છું."

"કાગળનું ઉત્પાદન એ મારો વિષય નથી." સોલોમીને જવાબ આપ્યો." પણ હું આ બધું જોઈ એટલું કહું છું કે અમીરવર્ગ આ જાતનાં ઔદ્યોગિક સાહસો કદી પાર નહિ પાડી શકે."

"કેમ? એમાં અમીર વર્ગ માટે કાંઈ હલકું છે?" કોલોમિત્ઝેવે પૂછ્યું.

"ના, એમાં હલકું શું હોય? અને હોય તોપણ અમીરવર્ગ એથી ક્યાં ડરે તેમ છે?" સોલોમીને હસતાં હસતાં કહ્યું.

"એટલે તમે શું કહેવા માગો છો ?"

"હું જે કહેવા માગું છું તે એ છે કે જેને યંત્ર કામનું અને વેપારનું ઠીક ઠીક જ્ઞાન હોય તે જ આવો ધંધો કરી શકે તેમ છે. જો આવું જ્ઞાન હોત તો આ કારખાનું જુદી રીતે જ ચાલતું હોત ! પણ અમીરવર્ગ આ વસ્તુ જાણતો નથી, એટલે આખા દેશમાં એ અનેક ઔદ્યોગિક સાહસો આદરે છે, પણ છેવટે એ વેપારીઓના હાથમાં ચાલ્યા જાય છે. વેપારીઓ પણ બેઠાડુ માણસો છે અને વધુ શોષણ કરે છે, છતાં એનો ઉપાય નથી !"

"તમારી વાત સાંભળતાં તો એમ લાગે છે કે અમારો વર્ગ નાણાંકીય બાબતોમાં કાંઈ સમજતો જ નથી."

"ના, એમ પણ નથી. રેલ્વે શરૂ કરવા માટે ખાસ સગવડો મેળવવી હોય, બૅન્કો સ્થાપવી હોય, કોઈ કરવેરામાંથી મુક્તિ મેળવવી હોય, તો એ તમારા વર્ગનું જ કામ છે ! અને તમારો વર્ગ કમાય છે પણ પુષ્કળ. વળી હું સો સો કે દોઢસો દોઢસો ટકા વ્યાજ ખાતા કે ગાંધીપણું કરતા નવા અમીરવર્ગની પણ વાત નથી કરતો, હું આ બંને ધંધા નહિ, પણ ચોખ્ખાં ઔદ્યોગિક સાહસોની જ વાત કરું છું."

કાલોમિત્ઝેવ કાંઈ બોલ્યો નહિ. પણ એનાં નસકોરાં ઉશ્કેરાટથી ફૂટવા લાગ્યાં. સોલોમીને ઉલ્લેખેલા નવા વ્યાજખાઉ અમીરવર્ગમાં તેનો પણ સમાવેશ થતો હતો. એના "ચાબૂકના સિદ્ધાન્ત" મુજબ એ લેણું વસૂલ કરતો. અને ગંદા ખેડૂતોને એના સુન્દર દિવાનખાનામાં ન પ્રવેશવા દેવા એ બધું કામ મેનેજરદ્વારા પતાવતો.

"પણ વાસિલી ફેડોટીચ !" હવે સિપિયેજિને શરૂ કર્યું. "અમારે અમીરવર્ગ થોડા વખત પહેલાં સાવ જુદી સ્થિતિમાં હતો,

જ્યારે એને મળતી સગવડો જુદા પ્રકારની હતી, ત્યારે તમારી વાત સાચી હશે. પણ આ ઔદ્યોગિક યુગમાં જ્યારે આટલા ઉપકારક સુધારા અમલમાં આવ્યા છે ત્યારે કેળવાયેલા અમીરવર્ગે શામાટે પોતાની શક્તિ આ જાતના સાહસોમાં ન રેડવી? જે વસ્તુ એક સામાન્ય અભણ વેપારી સમજી શકે તે કેળવાયેલો અમીરવર્ગ કેમ ન સમજી શકે? હું તો દાવો કરું છું કે, આજે અમીરવર્ગ જાગ્રતિ અને પ્રગતિના પ્રતીકરૂપ છે.

બોરિસ આન્દ્રેવીચ સિપિયેજિને જો આ ભાષણ સેન્ટપીટર્સબર્ગના ઉચ્ચ સમાજના ભદ્ર સન્નારીઓ અને સદ્ગૃહસ્થો સમક્ષ કર્યું હોત, તો સંભવ છે કે એના પર પ્રશંસાના પુષ્પો વર્ષ્યા હોત! પણ સોલોમીન પર આની કશીયે અસર ન થઇ.

"અમીરવર્ગ આવા કારખાનાં કોઇ દિવસ ચલાવી શકવાનો નથી." એણે ફરી એ જ વાત ઉચ્ચારી.

"પણ શામાટે?" કોલોમિત્ઝેવ લગભગ બરાડી ઉઠ્યો. "શામાટે તમે આમ ધારો છો એ તો કહો."

"કારણ કે અમીરવર્ગમાં નોકરિયાત માનસ બહુ છે." સોલોમીને શાંતિપૂર્વક કહ્યું.

"નોકરિયાત માનસ?" દ્વેષભર્યું હાસ્ય કરતા કોલોમિત્ઝેવ બોલ્યો. "મને નથી લાગતું મિ. સોલોમીન! કે તમે જે બોલો છો તે પૂરું સમજીને બોલતા હો!"

સોલોમીનનું સ્મિત હજુ સુકાયું નહોતું. "એવું માનવાનું તમને શું કારણ છે મિ. કોલોમેન્ટઝેફ! (પોતાના નામની આ વિકૃતિ જોઇ કોલોમિત્ઝેવ કંપી ઉઠ્યો) હું જે કહું છું તે બરાબર સમજીને કહું છું."

"તો મહેરબાની કરીને સમજાવો કે તમારા કહેવાનો અર્થ શો છે?"

"ઘણી ખુશીથી. આજનો અમીરવર્ગ પ્રજામાં પરદેશી સમો બની ગયો છે. આજસુધી એ પ્રજામાં ભળ્યો નથી, અને હવે એ ભળી શકવાનો નથી. આને હું નોકરિયાત માનસ કહું છું. અને આ માનસ આવાં સાહસોમાં નિરુપયોગી છે."

કાલોમિત્ઝેવ-કોઈ દિવસ ન હસ્યો હોય એટલું હસ્યો. "પણ સાહેબ! હું તો હજુયે સમજતો નથી."

"તો હવે સમજવા માટે તમારે પૂરતી મહેનત કરવી પડશે. એ સિવાય તમે નહિ સમજી શકો!"

"સાહેબ!"

ક્યારનો બેમાંથી એક સાથે આંખ મિલાવી વાત કરવા પ્રયત્ન કરતો સિપિગેજિન બોલી ઊઠ્યો. "મિત્રો! હવે જમવાનો વખત થઇ ગયો છે! ચાલો આપણે જઇએ. Kallomeitzeff! Je prie de vous calmer............ (મહેરબાની કરીને ચૂપ રહો, કાલોમિત્ઝેવ.)"

પાંચ મિનિટ પછી વેલેન્ટીનાના ખાનગી ખંડમાં ઘૂસી જઈ કાલોમિત્ઝેવ ચીસ પાડી ઉઠ્યો. "વેલેન્ટીના મિહૈલોવ્ના! હવે બોરિસ આન્દ્રેવીચે ધાર્યું છે શું? એક બળવાખોર અહીં છે ત્યાં જ બીજો લાવવા પ્રયત્ન કરી રહ્યા છે અને આ બીજો વધુ ભયંકર છે!"

"કેમ શા ઉપરથી કહો છો?"

"એવી ભયંકર વાતો કરે છે કે બસ! અને છેલ્લા એક કલાકથી એ બોરિસ આન્દ્રેવીચ જોડે વાત કરે છે પણ એક વાર અરે એક પણ વાર એણે "નામદાર" કહી સંબોધન કર્યું નથી! નાલાયક!"

ભોજન શરૂ થાય તે પહેલાં સિપિયેજિને એની પત્નીને એક બાજુએ બોલાવી અને સોલોમીન જેવા શક્તિશાળી માણસને કારખાનું વ્યવસ્થિત કરવા મેળવી લેવો જરૂરી છે એમ કહી, કોલોમિત્ઝેવ માટે ખૂબ ગુસ્સો બતાવતાં કહ્યું. "કેવો માણસ છે! જ્યાં હોય ત્યાં બળવાખોર અને એને દબાવી દેવાની વાત! એવું કરવું હોય તો એને ઘેર કરે, પણ અહીં શું છે? મોઢામાં જીભ નથી ઘાલી શકતો!"

વેલેન્ટીનાએ કહ્યું, "કોલોમિત્ઝેવને તો હું સંભાળી લઇશ, પણ મહેમાનને સંભાળવો એ જરા આકરૂં કામ છે. સોલોમીન જંગલી નથી પણ બેપરવા માણસ છે, અને એક સામાન્ય માણસ માટે મને એ જરા વધુ પડતું લાગે છે!"

"હા, એ જરા કડક માણસ છે! પણ બીજું શું થાય? આપણે પ્રયત્ન કરવો જ રહ્યો!"

"વારૂ! હું બનતું કરીશ."

વેલેન્ટીનાએ સિપિયેજિનને આપેલું વચન પાળ્યું. ભોજન શરૂ થતાં પહેલાં એને કોલોમિત્ઝેવ જોડે ખાનગીમાં કાંઇ વાત થઈ. શી વાત થઇ તે હજુ કોઇ જાણતું નથી, પણ જ્યારે કોલોમિત્ઝેવ ટેબલ

પર આવ્યો ત્યારે, એના મુખ પર ઝાંખપ હતી, અને ગમે તે ભોગે ચૂપ રહેવાનો નિર્ણય દેખાતો હતો. ટેબલ પર વેલેન્ટીનાની ખાસ ગોઠવણને પરિણામે મેરિયાના અને નેજડાનોવ જુદાં પડી ગયાં હતાં. મેરિયાનાનું સ્થાન કાલોમિત્ઝેવ પાસે અને નેજડાનોવનું સ્થાન સિપિયેજિન પાસે આવી ગયું હતું.

સૌ ટેબલ પર આવ્યાં ને ભોજન શરૂ થયું. આજનું ભોજન વેલેન્ટીનાની ખાસ દેખરેખ હેઠળ તૈયાર થયું હતું. ભોજન કરતાં કરતાં સિપિયેજિને ચર્ચા શરૂ કરી. આખા રૂશિયાની ઔદ્યોગિક પ્રગતિ પરથી ફેરવી ફેરવીને એણે એના કારખાના પર વાત લાવી દીધી. પણ સોલોમીન શાંત અને સ્વસ્થ હતો. એને ભાગ્યે જ કોઈ વાત અસર કરતી. એ દરેક વાતના ટુંકા જવાબ આપતો અને ટુંકી વાતચીત કરતો. આજે મૂંગા રહેવાથી ગૌરવ નહિ જળવાય એમ માનીને કાલોમિત્ઝેવે મેરિયાનાને એની વાતમાં ખેંચવા પ્રયત્ન કર્યો. પણ એને તુર્ત જ ખાતરી થઈ ગઇ કે એમની વચ્ચેનું અન્તર હવે ઓળંગી ન શકાય તેટલું મોટું થઇ ગયું છે. પણ સૌથી વિચિત્ર સ્થિતિ નેજડાનોવની હતી. એકપણ શબ્દ બોલ્યા સિવાય એની અને સિપિયેજિન વચ્ચે એક દિવાલ ઊભી થઈ ગઇ હતી. જાણે ક્યાંય નેજડાનોવનું અસ્તિત્વ જ નથી એમ સિપિયેજિનને હવે લાગતું હતું. અને એની પડખેની ખુરશી એને સાવ ખાલી લાગતી હતી. રૂશિયાના મહાન રાજપુરુષો જે કેટલાક ગુણો માટે જગપ્રસિદ્ધ છે, એ ગુણો સિપિયેજિનમાં પણ ઠીક ઠીક પ્રમાણમાં હતા.

જમતાં જમતાં વેલેન્ટીનાને લાગ્યું કે સોલોમીનને શેમ્પેઈન ફાવતો નથી. એટલે એણે અંગ્રેજીમાં સિપિયેજિનનું ધ્યાન ખેંચ્યું કે મહેમાનને કદાચ બીઅરની ટેવ હશે. સિપિયેજિને મોટેથી બૂમ પાડી નોકર પાસે બીઅર મંગાવ્યો.

પણ દરમિયાનમાં સોલોમીન વેલેન્ટીના તરફ ફર્યો. "મેડમ!" તેણે ઠંડા સ્વસ્થ અવાજે કહ્યું. "આપને કદાચ ખબર નહિ હોય, પણ હું ઇંગ્લેન્ડમાં બે વરસ રહ્યો છું અને અંગ્રેજી સમજી-બોલી શકું છું. આ ખુલાસો હું એટલા માટે કરું છું કે તમારે કોઈ ખાનગી વાત કરવી હોય તો મુશ્કેલી ન પડે."

વેલેન્ટીના હસી પડી. "ના રે ના! જો કાંઈ કહેવાનું હોય તો તે પણ તમારી પ્રશંસા રૂપે જ કહેવાનું હશે."

સોલોમીનની ખુલાસાની રીત વેલેન્ટીનાને સાવ નવીન છતાં મધુર લાગી.

પણ હવે કોલોમિત્ઝેવ માટે શાંત રહેવું મુશ્કેલ હતું. "જ્યારે તમે બે વરસ સુધી ઇંગ્લેન્ડમાં રહ્યા છો ત્યારે ત્યાંના રીતરિવાજોનો તમે અભ્યાસ કર્યો હશે. એમના રિવાજોનું અનુકરણ કરવું તમને યોગ્ય લાગે છે?"

"કેટલાકનું કરવા જેવું અને કેટલાકનું નહિ!"

"જવાબ ટૂંકો છે પણ સ્પષ્ટ નથી." સિપિયેજિનની મૂંગા રહેવાની ઇશારતો સામે ધ્યાન ન આપતાં તેણે આગળ ચલાવ્યું. "વારુ! આજે સવારે તમે અહીંના અમીરવર્ગ વિશે વાત કરતાં હતા તો તમે ત્યાંના અમીરવર્ગનો પણ અભ્યાસ કર્યો હશે!"

"ના, મારો સમાજ જુદો હતો. છતાં આ ગૃહસ્થો માટે મારો ચોક્કસ અભિપ્રાય તો છે જ."

"ત્યારે તમને એમ લાગે છે કે એવો વર્ગ અહીં ઊભો થવો અશક્ય છે? કે તમને આ વર્ગ જ પસન્દ નથી?"

"પહેલી વાત એ છે કે એવો વર્ગ અહીં શક્ય નથી, અને

બીજું એ વર્ગ અનિચ્છનીય છે."

"શામાટે એ આપ કહી શકશો?" ઊંચાનીચા થતા સિપિયેજિનને ધરપત આપવા વિવેકપૂર્ણ અવાજે કોલોમિત્ઝેવે પૂછ્યું.

"હા, અહીંનો જમીનદાર વર્ગ આવતાં વીસથી ત્રીસ વર્ષમાં નાબૂદ થઇ જશે."

"આમ માનવાનું કારણ સમજાવી શકશો?"

"હા, જમીનદાર વર્ગની સઘળીયે જમીન સામાન્ય વર્ગના હાથમાં ચાલી જશે."

"સામન્ય વર્ગ એટલે વેપારી વર્ગ?"

"હા."

"એ કેવી રીતે બનશે?"

"વેપારીવર્ગ ખરીદી લેશે."

"અમીરવર્ગ પાસેથી?"

"હા, અમીરવર્ગ પાસેથી."

કોલોમિત્ઝેવે મોટાઈભર્યું હાસ્ય કર્યું. "જો આપને યાદ હોય તો આ જ વાત આપ કારખાનાં વિશે પણ કરતા હતા."

"હા, બંને વાત સાચી છે."

"ત્યારે તમને એથી આનન્દ થશે, ખરું ને?"

"ના, જરાયે નહિ. કારણ કે એથી આમવર્ગને કશો ફાયદો નહિ થાય."

"ઓ! તમને આમવર્ગ માટે ઘણી કાળજી છે!"

"વાસિલી ફેડોટીચ!" વાત દબાવી દેવી હોય તેમ મોટે અવાજે

સિપિયેજિને કહ્યું. "તમારે માટે બીર આવ્યો છે. Voyons, Simeon ! (શાંતિ, સિમિયન.)

પણ હવે કોલોમિત્ઝેવ દબાય તે અસંભવિત હતું. "ત્યારે તો તમારો અભિપ્રાય વેપારીવર્ગ માટે પણ સારો નથી. પણ વેપારીવર્ગ તો આમવર્ગમાંથી ઊભો થયો છે."

"સાચી વાત છે."

"મને લાગે છે કે તમે આમવર્ગને ટીકાથી પર માનો છો !"

"ના આમવર્ગને ઘણી બાબતોમા કહી શકાય તેમ છે. પણ હંમેશાં એનો જ વાંક નથી હોતો. આપણો વેપારીવર્ગ શોષક છે. એ એમ કહે છે કે આમવર્ગ એને દબાવે છે પણ ખરી રીતે એ જ આમવર્ગને દબાવે છે. અને આમવર્ગ તો નિદ્રામાં પડ્યો છે."

"એ જાગે તો તમને ગમે ખરું ?"

"હા, એમાં કાંઇ ખોટું નથી."

"ઓહો ! ત્યારે તો......"

"સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ !" ખુરસી હડસેલી ઊભા થતાં સિપિયેજિને શરૂ કર્યું. એને લાગ્યું કે ચર્ચા અટકાવી દેવાની હવે જરૂર છે. એનો એક હાથ અત્યારે ટેબલ પર હતો અને બીજો હાથ મોટા વક્તાની માફક એણે કમ્મર પર ટેક્વ્યો હતો. એણે શરૂઆત રૂઢિચુસ્તોની પ્રશંસાથી કરી પણ પોતે વિનીત હોવાનો દાવો કરી એમના વિચારોને ટેકો આપ્યો; આમવર્ગની એણે પેટ ભરીને પ્રશંસા કરતાં એની થોડી નિર્બળતા તરફ ધ્યાન ખેંચ્યું અને રાજ્યમાં વિશ્વાસ વ્યક્ત કર્યો. પણ સાથે સાથ રાજ્યની કેટલીયે લોકોપયોગી યોજનાઓ અમલમાં ન મુકતા અધિકારીઓની ખામી માટે શોક વ્યક્ત કર્યો. સાહિત્યની ઉપયોગીતા એણે સ્વીકારી: 'પણ સંપૂર્ણ

સાવધાની વિના એ ભયંકર બની જાય " એવી બીક બતાવી. છેવટે આદર્શ માટે પશ્ચિમની સંસ્કૃતિ તરફ જોઇ પ્રથમ આશા અને પછી શંકા વ્યકત કરી; અને પૂર્વની સંસ્કૃતિ માટે પ્રથમ નિશ્વાસ મૂકી છેવટે એના ઉજ્વલ ભાવિની તારીફ કરી. અને સર્વ વિચારોના સાર તરીકે એક સિદ્ધાન્તપત્રમાં પોતાની અતૂટ શ્રદ્ધા જાહેર કરી; આ સિદ્ધાન્તપત્રમાં હતાં ધર્મ, ઉદ્યોગ અને કૃષિ.

"હા, પણ રાજ્યની છત્રછાયા નીચે ધર્મ, ઉદ્યોગ અને કૃષિ." ફોલેમિલ્ઝેવે કડવાશથી ઉમેર્યું.

"હા, ઉદાર અને પ્રજાહિતતત્પર રાજ્યની છત્રછાયા નીચે ધર્મ, ઉદ્યોગ અને કૃષિ." સિપિયેજિને એને સુધારતાં સ્વીકાર્યું.

આ પછી ભોજન શાંતિપૂર્વક ચાલ્યું અને નિર્વિઘ્ને ખતમ થયું. વેલેન્ટીનાએ સ્મિત કરતાં સોલોમીનને કાફીનો પ્યાલો ધર્યો. તે પીને સોલોમીને એની હેટ શોધવા માંડી. પણ ધીમેથી સિપિયેજિને એનું બાવડું પકડ્યું અને એને બાજુના ખંડમાં લઇ ગયો. રિગેલ્લીઆ સિગારેટ ધરતાં ખૂબ ઉદાર શરતોએ કારખાનામાં જોડાવાની એણે સોલોમીન પાસે દરખાસ્ત મૂકી અને ઉમેર્યું. " વાસિલી ફેડોટીચ! કારખાનું તમારું જ રહેશે. તમને ફાવે તેમ કરજો." સોલોમીને હસીને ના પાડી દીધી. અને સિપિયેજિને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં એણે નમતું ન જોખ્યું.

"એમ ને એમ ના ન કહો, વાસિલી ફેડોટીચ! કાલસુધી વિચાર કરીને જવાબ આપો."

"પણ એથી કશો ફરક નહિ પડે. હું તમારી દરખાસ્ત નહિ સ્વીકારું."

"પણ કાલસુધી વિચાર કરવામાં તમને કશું નુકસાન નહિ થાય, વાસિલી ફેડોટીચ !"

છેવટે સોલોમીને વિચાર કરવાનું કબૂલ કર્યું. અને બહાર આવી એની હેટ શોધવા માંડી. અત્યારસુધી વાત કરવાની તક શોધ્યા કરતો નેજડાનોવ એની પાસે આવ્યો; અને એના કાનમાં કહ્યું. "મહેરબાની કરીને હમણાં ન જતા. નહિ તો આપણે વાત નહિ કરી શકીએ."

સોલોમીન હેટ શોધતો અટકી ગયો. સિપિયેજિને એને પૂછ્યું. "આજે અહીં રાત નહિ રોકાઓ ?"

"જેવી તમારી મરજી."

બારીને ટેકો દઇ બધું સાંભળતી મેરિયાનાએ એક આભાર ભરી નજર સોલોમીન તરફ નાખી. આ નજરથી સોલોમીન વિચારમાં પડી ગયો.

સોલોમીનને જોયા પહેલાં મેરિયાનાના મનમાં એને વિશે બહુ વિચિત્ર કલ્પના હતી. જ્યારે એને પહેલીવાર જોયો ત્યારે તે એને ન સમજી શકાય તેવો, અને ખાસ વિશિષ્ટતા વગરનો માણસ લાગ્યો હતો. પણ જેમ જેમ તે એની વાત સાંભળતી ગઈ તેમ તેમ તેને આ માણસમાં વધુ ને વધુ શ્રદ્ધા બેસંતી ગઈ. એનામાં ખોટું બોલવાની કે ખુશામત કરવાની જાણે શક્તિ જ નહોતી. કોઈપણ માણસ આ માણસ પર વિશ્વાસ મૂકી નિશ્ચિંત બની શકે તેમ હતું. વળી એ સૌને સમજી શકે તેવો, અને સૌને મદદ કરે તેવો માણસ હતો. મેરિયાનાને લાગ્યું કે આ શ્રદ્ધા એણે એનામા જ નહિ પણ ખંડમાં બેઠેલા પ્રત્યેક માણસમાં જગાડી હતી. એની વાતના વિષયમાં મેરિયાનાને બહુ રસ નહોતો, પણ એની બોલવાની રીત, એનું હાસ્ય એ બધું એને ખૂબ ગમી ગયું હતું.

રશિયનો એ દુનિયાના સૌથી મોટા ખોટાબોલા માણસો છે. પણ વિચિત્ર વાત તો એ છે કે એમને સૌથી વધુ જો કોઈ વસ્તુ પ્રત્યે માન હોય તો તે સત્ય પ્રત્યે, અને સત્યભાષી માણસો પ્રત્યે હોય છે. એટલે સોલોમીન મેરિયાનાની દૃષ્ટિમાં એક અપાર્થિવ વ્યક્તિ બની ગયો. જમતાં જમતાં એ મનમાં ને મનમાં અજ્ઞાતપણે નેજડાનોવ અને સોલોમીનની સરખામણી કરવા લાગી. નેજડાનોવનો ચહેરો સોલોમીન

કરતાં ઘણો સરસ હતો. પણ એના ચહેરા પર મૂંઝવણ, શોક, ચીડ, ઉકળાટ અને ઔદાસીન્યની ન ભૂંસી શકાય તેવી રેખાઓ પડી ગઈ હતી. અત્યારે પણ જાણે કોઈ મૂંઝવણમાં હોય તેમ અસ્વસ્થપણે એ બેઠો હતો. બોલવાનો પ્રયત્ન કરવા છતાં એ બોલી શકતો નહોતો. એનું હાસ્ય દબાયેલું અને ફીકકું હતું. જ્યારે અજાણ્યા અને પ્રતિકૂળ વાતાવરણમાં હોવા છતાં સોલોમીન સ્વસ્થ, શાંત અને આજુબાજુના વાતાવરણ વિશે બેપરવા હતો. એનું સ્મિત ક્યારેય સુકાતું નહિ. આ માણસની સલાહ ઉપયોગી નીવડશે એમ માની ભોજન પતી ગયા પછી એણે નેજડાનોવને સોલોમીન પાસે મોકલ્યો હતો.

આજે સૌનાં મન અસ્વસ્થ હોવાથી સાંજ બહુ લાંબી થઈ ગઈ લાગતી હતી. પણ જમતા જ એટલો વખત થઈ ગયો હતો કે સૂવાના સમયને ઝાઝું છેટું રહ્યું નહોતું.

વેલેન્ટીનાએ સોલોમીનને જરાક ઉત્સાહિત કરવા, જરાક રસ લેતો કરવા ખૂબ પ્રયત્નો કર્યા પણ સતત મળતી નિષ્ફળતાને કારણે એ નિરુત્સાહ થઈ ગઈ અને કોલોમિત્ઝેવને જોતાં એનાં મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા: "Mon Dieu, que je me sens fatiguee ! ( હું હવે તો થાકી ગઈ ! )"

મનમાં મનમાં સળગ્યા કરતા કોલોમિત્ઝેવે એક નમન કરતાં કટાક્ષ કર્યો: "Tu la's voulu, George Daudin ! ( હા, તમારી ઇચ્છા પ્રમાણે જ થયું ને ! )"

છેવટે આ બધી સાચી ખોટી વાત કરી કરીને, વિવેક અને નમ્રતાનું પ્રદર્શન કરી કરીને સૌ થાકયાં અને વીખેરાયાં.

સોલોમીનને બીજે માળે એક સુન્દર શયનગૃહ આપવામાં આવ્યું

હતું. હાથ–મોં ધોવા માટે સાબુ, ટુવાલ બધું જ અંગ્રેજી બનાવટનું મુકવામાં આવ્યું હતું. સૂવા જતાં પહેલાં સોલોમીન નેજડાનોવના ખંડમાં ગયો.

નેજડાનાવે રોકાવા માટે એનો આભાર માનવા માંડ્યો પણ સોલોમીને કહ્યું. "તમે કાંઈ મારો સમય બગાડ્યો નથી અને બગડતો હોય તોપણ તમને શી રીતે ના પાડી શકાય?"

"કેમ?"

"કારણ કે મને તમારા પર પ્રેમ છે."

નેજડાનોવને સાનંદાશ્ચર્ય થયું. હસ્તધૂનન કરી સોલોમીન પગ લાંબા કરી ખુરશી પર બેઠો. અને સિગારેટ સળગાવતાં તેણે પૂછ્યું. "શું છે? કહો."

નેજડાનોવ સામેની ખુરશી પર બેસી ગયો. "વાત એમ છે કે હું અહીંથી નાસી જવા માગું છું."

"આ કામ છોડી દેવા માગો છો એમ કહો ને! તો પછી એમા મુશ્કેલી શી છે?"

"ના, કામ છોડવું નથી, પણ કામ મૂકીને નાસી જવું છે."

તો એમાં પણ તમને કોણ રોકે તેમ છે? જો પૈસા વધુ ઉપાડ્યા હોય તો કહો. એમાં સંકોચ રાખવાની જરૂર નથી..."

"ના. ના.! પણ નાસી જવામાં હું એકલો નથી."

જરા ધ્યાનપૂર્વક સોલોમીને એની સામું જોયું. "ત્યારે સાથે કોણ છે?"

"પેલી યુવતી."

"એમ! ઘણી સરસ યુવતી છે. બંનેને કેમ નાસી જવું છે?

પ્રેમમાં છો કે અહીં ફાવતું નથી?"

"પ્રેમમાં છીએ."

"ઓહો! થોડીવાર સોલોમીન શાંત રહ્યો. "એ કંઇ અહી સગપણમાં છે?"

"હા, પણ એ આપણાં વિચારનાં છે અને ગમે તે પરિણામ માટે તૈયાર છે."

સોલોમીને સ્મિત કર્યું. "ત્યારે નેજ્ડાનોવ! તમે પણ ગમે તે પરિણામ માટે તૈયાર છો?"

નેજ્ડાનોવ જરા ચીડાયો. "એનો જવાબ અત્યારે શીરીતે આપી શકાય? એ તો વખત આવ્યે ખબર પડે!"

"માફ કરજો! મને તમારે માટે શંકા નથી. પણ બીજું કોઈ તૈયાર નથી."

"માર્કેલોવ પણ નહિ?"

"ઓ! એ તો તૈયાર છે જ પણ એ તો તૈયાર જ જન્મ્યા છે!"

કોઈકે બારણા પર ધીમેથી પણ ઝપાટાબંધ ટકોરા માર્યા. અને જવાબ અપાય તે પહેલાં મેરિયાના અંદર આવી, સીધી એ સોલોમીન પાસે જઈ ઊભી રહીઃ

"આટલી મોડી રાત્રે મને અહીં જોઇને આશ્ચર્ય તો નથી થતું ને? ધારું છું કે તમને એમણે (નેજ્ડાનોવે) સઘળી વાત કરી હશે. તમને મારા પર વિશ્વાસ રાખવામાં વાંધો નહિ આવે તેવી આશા રાખું છું."

"ના, મને તમારા પર પૂરો વિશ્વાસ છે." સોલોમીને ગંભીર-

"પણ કારખાનાના માલિક આથી...ગુસ્સે નહિ થાય?" નેજડાનોવે થોડીવાર થોભીને પૂછ્યું "એથી તમને મુશ્કેલી નહિ પડે?"

સોલોમીને જરા અણગમાપૂર્વક કહ્યું." ના! એની જરાયે ચિંતા ન કરશો! જ્યાંસુધી કારખાનું બરાબર ચાલે છે ત્યાંસુધી એને કોઇ વાતની પડી નથી. બોલો, તમે ક્યારે આવશો?"

નેજડાનોવ-મેરિયાનાએ સામસામું જોયું.

"પરમ દિવસે અથવા પછીના દિવસે. સંભવ છે કે એ મને આવતી કાલે જ રજા આપે. હવે વધુ રાહ જોઇ શકાય તેમ નથી."

"બરાબર છે!" ખુરસીમાંથી ઊભા થતાં સોલોમીને સંકેલ્યું. "આજથી અઠવાડિયા સુધી હું ક્યાંય બહાર નહિ જાઉં તમારી રાહ જોઇશ. અને બધી સાવચેતી રાખીશ."

મેરિયાના ઊભી થઇ બહાર જવા લાગી. પણ અચાનક ત્યાંથી પાછી ફરી. "સાહેબજી! વાસિલી ફેડોટીચ! નામતો બરાબર બોલી છું ના?"

"હા."

"વારુ, સાહેબજી! તમને પણ સાહેબજી, નેજડાનોવ!" તે ઝપાટાબંધ ખંડની બહાર નીકળી ગઇ.

બંને મિત્રો કેટલીયે વાર સુધી સ્તબ્ધ બની ખંડમાં ઊભા રહ્યા.

"નેજડાનોવ!" સોલોમીન કાંઇક કહેવા ગયો પણ અટકી ગયો. ફરીવાર તેણે કહ્યું. "નેજડાનોવ! આ યુવતી કોણ છે, આ લોકોને શા સંબંધમાં છે, એ ક્યાં ઉછરી છે અને અહીં શામાટે રહે છે તે બધું મને કહો તો."

નેજડાનોવે ટુંકાણમાં સઘળી હકીકત જણાવી.

"નેજડાનોવ!" છેવટે સોલોમીને કહ્યું. "આનું બરાબર ધ્યાન રાખજો. જો એને કાંઇ થશે તો જવાબદારી તમારી રહેશે. સાહેબજી!"

સોલોમીન બહાર ચાલ્યો ગયો. નેજડાનોવ ખંડની વચ્ચે સ્તબ્ધ બની કેટલીયે વાર સુધી ઊભો રહ્યો. છેવટે એ બબડ્યો. કાંઈ વિચાર ન કરવો એ જ ઠીક છે! અને બિછાનામા ઊંધો પડી એ સુઇ ગયો.

જ્યારે મેરિયાના એના ખંડમાં પાછી ફરી ત્યારે એના ટેબલ પર એક ચિઠ્ઠી પડી હતી. અને કોઈ સુન્દરસુગન્ધ ખંડમાં ફેલાઈ રહી હતી. એમાં લખ્યું હતું. "મને તમારી ખૂબ દયા આવે છે. વિચાર કરો તમે શું કરી રહ્યો છો, કેવો સર્વનાશ નોતરી રહ્યા છો અને આંખો મીંચી કેવી ભયકર ગર્તામાં ભૂસકો મારો છો! અને એ પણ કોને માટે?—વે." લાગતું હતું કે વેલેન્ટીનાએ હમણાં જ ઓરડો છોડ્યો હતો. મેરિયાનાએ કલમ લીધી અને નીચે લખ્યું: "મારી દયા ખાવાની જરાયે જરૂર નથી. આપણા બેમાથી કોણ વધુ દયાને પાત્ર છે તે ઇશ્વર જાણે છે! સમગ્ર જગતનું રાજ્ય મળે તો પણ હું તમારી સ્થિતિમાં રહેવું પસન્દ ન કરું!" મે." એણે ટેબલ પર ચિઠ્ઠી મૂકી. એને ખબર હતી કે ચિઠ્ઠી વેલેન્ટીનાના હાથમાં જવાની છે.

બીજે દિવસે સવારે નેજડાનોવને મળી અને સિપિયેજિનને સાફ ના કહી સોલોમીન ઘર તરફ જવા નીકળ્યો. આજે એ મનમાં મનમાં હસતો નેજડાનોવ અને મેરિયાના વિશે વિચારતો હતો. એને થતું હતું કે જો એ-સોલોમીન-પ્રેમમાં હોત સાવ જુદી રીતે વર્તતો હોત!" પણ એ બબડ્યો. "હું તો કદી પ્રેમમાં પડ્યો નથી

એટલે કેવું વર્તન રાખત તે શી રીતે કહી શકું ?” એને એના ઇંગ્લેન્ડના નિવાસ સમયે બનેલો એક પ્રસંગ યાદ આવ્યો. એના શેઠે કાંઈ ખરીદી કરવા એને લંડન મોકલ્યો હતો. બજારમાં ફરતાં તેણે એને જોઇ, અને પોલીએ એના તરફ જોયું. એ દૃષ્ટિએ, એ આસમાની વિષાદપૂર્ણ આંખોએ, એને ગાંડો બનાવી દીધો. કેવી અદ્દભુત એની ભ્રમર હતી ! કેવા શ્યામ સુન્દર એના કેશ હતા ! આ સ્વરૂપવાન પોલીએ ( આ આયરિશ યુવતીનું નામ પોલી હતું. અને એની સખીઓને પરસ્પર વાત કરતાં સાંભળવાથી એ એનું નામ જાણી શક્યો હતો. ) એના પર એવો જાદુ કર્યો હતો કે કામધંધો છોડી, શેઠને એના પૈસા પાછા મોકલી, લંડનમાં રહેવાનો એણે લગભગ નિર્ણય કરી નાખ્યો હતો. પણ છેવટે એણે મન પર કાબૂ રાખ્યો, અને લંડન છોડ્યું. પોલી મેરિયાના કરતાં વધુ સ્વરૂપવાન હતી, પણ મેરિયાનાની આંખો એવી જ આસમાની અને વિષાદપૂર્ણ હતી....... વળી મેરિયાના તો રૂશિયન હતી.

“ પણ અરે ! ” કાંઈ ભાન આવ્યું હોય તેમ એ બબડ્યો. “ બીજા માણસની પ્રેયસી વિશે હું કેવું વિચારું છું ? ” આવા નકામા વિચારો હાંકી કાઢવા હોય તેમ એણે માથું ધુણાવ્યું. ગાડી કારખાને પહોંચી. ઘરના દરવાજા પાસે ‘ સદા તત્પર ’ પાવેલ ઊભો હતો.

સોલોમીનની વાતથી સિપિયેજિન ખૂબ ચીડાઇ ગયો હતો.

"જ્યારે આ રૂશિયનોને પોતે કાંઇ જાણે છે એમ લાગે છે ત્યારે તે આસમાનમાં ચડી બેસે છે! કાલોમિત્ઝેવ ઘણીવાર સાચું કહે છે!" એ મનમાં વિચારતો હતો. અને આવા ગરમ મિજાજમાં એનું નેજડાનોવ પ્રત્યેનું વર્તન ખૂબ ખરાબ થઇ ગયું હતું. એણે તે દિવસે કોલીઆને ભણવા બેસવાની પણ મનાઈ કરી હતી અને પોતાના પગ પર ઊભા રહેવાની શિખામણ આપી હતી. પણ હજુ એણે નેજડાનોવને રજા આપી દેવાનો નિર્ણય મનમાં કર્યો નહોતો. પણ વેલેન્ટીના હવે મેરિયાના સાથે વધુ સંયમ ન જાળવી શકી. એક વરવો બનાવ તેમની વચ્ચે બન્યો.

તે દિવસે જમવાના વખત પહેલાં લગભગ બે કલાકે બંને અચાનક દિવાનખાનામાં ભેગાં થઈ ગયાં. એક બીજા સામે જોતાં જ બંનેને લાગ્યું કે યુદ્ધની ઘડી આવી પહોંચી છે. વગર પ્રયત્ને બંને એક બીજા તરફ ખેંચાઇ આવ્યાં. વેલેન્ટીનાના મુખ પર સ્મિત હતું. પણ મેરિયાનાના હોઠ સખત રીતે બિડાયેલા હતા. એની નજર મેડમ સિપિયેજિનાના સ્મિત કરતા મુખ પર સ્થિર થઇ ગઈ હતી. શરૂઆતની અસ્વસ્થતા દૂર કરવા મેડમ સિપિયેજિનાએ એક કૂંડાના છોડનું પાંદડું તોડી ફેંકી દીધું. અને ખુરશીની પીઠ પર આંગળી વતી ટકોરા

એટલે કેવું વર્તન રાખત તે શી રીતે કહી શકું ?" એને એના ઇંગ્લેન્ડના નિવાસ સમયે બનેલો એક પ્રસંગ યાદ આવ્યો. એના શેઠે કાંઈ ખરીદી કરવા એને લંડન મોકલ્યો હતો. બજારમાં ફરતાં તેણે એને જોઈ, અને પેલીએ એના તરફ જોયું. એ દૃષ્ટિએ, એ આસમાની વિષાદપૂર્ણ આંખોએ, એને ગાંડો બનાવી દીધો. કેવી અદ્ભુત એની ભ્રમર હતી ! કેવા શ્યામ સુન્દર એના કેશ હતા ! આ સ્વરૂપવાન પોલીએ (આ આયરિશ યુવતીનું નામ પોલી હતું. અને એની સખીઓને પરસ્પર વાત કરતાં સાંભળવાથી એ એનું નામ જાણી શક્યો હતો.) એના પર એવો જાદુ કર્યો હતો કે કામધંધો છોડી, શેઠને એના પૈસા પાછા મોકલી, લંડનમાં રહેવાનો એણે લગભગ નિર્ણય કરી નાખ્યો હતો. પણ છેવટે એણે મન પર કાબૂ રાખ્યો, અને લંડન છોડયું. પોલી મેરિયાના કરતાં વધુ સ્વરૂપવાન હતી, પણ મેરિયાનાની આંખો એવી જ આસમાની અને વિષાદપૂર્ણ હતી...... વળી મેરિયાના તો રૂશિયન હતી.

"પણ અરે !" કાંઈ ભાન આવ્યું હોય તેમ એ બબડ્યો. "બીજા માણસની પ્રેયસી વિશે હું કેવું વિચારું છું ?" આવા નકામા વિચારો હાંકી કાઢવા હોય તેમ એણે માથું ધુણાવ્યું. ગાડી કારખાને પહોંચી. ઘરના દરવાજા પાસે 'સદા તત્પર' પાવેલ ઊભો હતો.

સોલોમીનની વાતથી સિપિયેજિન ખૂબ ચીડાઇ ગયો હતો. "જ્યારે આ રૂશિયનોને પોતે કાંઇ જાણે છે એમ લાગે છે ત્યારે તે આસમાનમાં ચડી બેસે છે! કાલોમિત્ઝેન ઘણીવાર સાચું કહે છે!" એ મનમાં વિચારતો હતો: અને આવા ગરમ મિજાજમાં એનું નેજ્ડાનોવ પ્રત્યેનું વર્તન ખૂબ ખરાબ થઇ ગયું હતું. એણે તે દિવસે કોલીઆને ભણવા બેસવાની પણ મનાઈ કરી હતી અને પોતાના પગ પર ઊભા રહેવાની શિખામણ આપી હતી. પણ હજુ એણે નેજડાનોવને રજા આપી દેવાનો નિર્ણય મનમાં કર્યો નહોતો. પણ વેલેન્ટીના હવે મેરિયાના સાથે વધુ સંયમ ન જાળવી શકી. એક વરવો બનાવ તેમની વચ્ચે બન્યો.

તે દિવસે જમવાના વખત પહેલાં લગભગ બે કલાક બન્ને અચાનક દિવાનખાનામાં ભેગાં થઈ ગયાં. એક બીજા સામે જોતાં જ બંનેને લાગ્યું કે યુદ્ધની ઘડી આવી પહોંચી છે. વગર પ્રયત્ને બન્ને એક બીજા તરફ ખેંચાઇ આવ્યાં. વેલેન્ટીનાના મુખ પર સ્મિત હતું. પણ મેરિયાનાના હોઠ સખત રીતે બિડાયેલા હતા. એની નજર મેડમ સિપિયેજિનાના સ્મિત કરતા મુખ પર સ્થિર થઇ ગઈ હતી. શરૂઆતની અસ્વસ્થતા દૂર કરવા મેડમ સિપિયેજિનાએ એક કૂંડાના છોડનું પાંદડું તોડી ફેંકી દીધું. અને ખુરશીની પીઠ પર આંગળી વતી ટકોરા

વગાડતાં સ્વસ્થ લાગતા નિશ્ચિંત અવાજે તેણે શરૂ કર્યું.

"મેરિયાના વિકેન્ટીઓના ! એક જ ઘરમાં રહી આપણે પત્ર-વહેવાર શરૂ કર્યો છે તે મને વિચિત્ર લાગે છે. અને તેમને ખબર છે કે મને વિચિત્ર વસ્તુઓ બહુ ગમતી નથી."

"મેં આ પત્ર વહેવાર શરૂ નથી કર્યો. વેલેન્ટીના સિદ્દેલોબ્ના."

"હા, એ વાત સાચી છે. હંમેશની માફક હું જ આમાં દોષ-પાત્ર છું પણ હું તો વિચાર કરું છું કે"

"તમારે જે વાત કરવી હોય તે સ્પષ્ટ કહી શકો છો. જરાયે સંકોચ ન રાખશો."

"હું તો વિચાર કરું છું કે હું તમારામાં શી રીતે જરાક ઔચિત્ય, જરાક વિવેકબુદ્ધિ પેદા કરી શકું."

વેલેન્ટીના અટકી ગઈ. આખાયે ખંડમાં એની આંગળીના સતત વાગતા ટકોરા સિવાય બીજો કશો અવાજ આવતો નહોતો.

"હું જાણી શકું કે મેં ઔચિત્યના અને વિવેકના ક્યા નિગ-મનો ભંગ કર્યો છે?"

વેલેન્ટીનાએ ખભા ઉછાળ્યા "તમને ખબર છે કે શા વિશે હું વાત કરું છું. શું તમે એમ ધારો છો કે તમારા વર્તનથી હું, અન્ના ઝહારોબ્ના કે બીજું કોઈ અજાણ્યું છે? તમને કોઈ વસ્તુ ખાનગી કેમ રાખવી તેનો બહુ ખ્યાલ નથી લાગતો. હું સમજું છું કે આ બધું તમે બહાદુરીના ખ્યાલમાં ને ખ્યાલમાં કર્યું છે. આખા ઘરમાં ફક્ત બોરિસને બીજાં ઘણાં અગત્યનાં કામ હોવાથી એ આ વાત જાણતા નથી. બાકી તો આ વાત સૌ જાણે છે."

મેરિયાનાના હોઠ વધુ સખત થયા. "તમને નારાજ થવાનું

શું કારણ મળ્યું છે તે હું હજુ નથી સમજતી વેલેન્ટીના મિહેલો-બ્ના ! તમારે જરા વધુ સ્પષ્ટતા કરવી જોઈએ."

"કેવી ઉદ્ધતાઇ !" મેડમ સિપિયેજિનાને થયું. પણ જીભ પર કાબુ રાખી એણે આગળ ચલાવ્યું. "તમારે હજુ મારી નારાજીનું કારણ સમજવું છે ? તો હું કહું છું કે તમારી એક યુવાન પુરુષ સાથેની મધ્યરાત્રિની મુલાકાતોથી હું નારાજ થઈ છું. 'નારાજ થઈ છું.' એ શબ્દો અધૂરા છે; એથી મને સખત આઘાત થયો છે. એ પુરુષ સામાજિક દરજ્જે, ઉછેર અને ખાનદાનીની દૃષ્ટિએ તમારા કરતાં નીચો છે. તમને આવી મુલાકાતોમા કશુ અયોગ્ય નહિ લાગતું હોય, તમને એમ લાગતું હશે કે મારે આ વાત સાથે કાંઇ લાગતું વળગતું નથી અને મારા ઘરમા હું આ જાતનુ વર્તન નભાવ્યા કરીશ એમ પણ તમારું ધારવું હશે. પણ મારે કહેવું જોઇએ કે એક ઉચ્ચ કુટુંબની મહિલા તરીકે આ બનાવથી હું ત્રાસી ઊઠી છું."

જાણે તિરસ્કારથી થાકી ગઇ હોય તેમ તે એક આરામ ખુરશીમા પડી. મેરિયાનાએ પહેલી વખત હાસ્ય કર્યું.

"હું તમારો એક ઉચ્ચ કુટુંબની મહિલા તરીકેનો આજનો, આવતી કાલનો અને પહેલાનો દરજ્જો સરળતાપૂર્વક સ્વીકારું છું. પણ એ પછીયે તમારો રોષ સાવ બીનજરૂરી છે. મેં તમારા કુટુંબના નામને જરાયે બટ્ટો લગાડ્યો નથી અને જે યુવાન પુરુષની તમે વાત કરી તેને......હા, તેને, હું ચાહું છું."

"શું ? તમે મિ. નેજડાનોવને ચાહો છો ?"

"હા."

વેલેન્ટીના ખુરસીમાં ટટ્ટાર બેઠી. "પણ મેરિયાના, એ એક વિદ્યાર્થી છે, એ નથી ખાનદાન, એને નથી કુટુંબ, નથી ઘરબાર

અને એ તમારા કરતાં નાના છે! (આ શબ્દો બોલતાં એના ચહેરા પર દ્વેષભર્યો સન્તોષ છવાયો.) અને એનામાં છે પણ શું? એ એક બે-વકૂફ વિદ્યાર્થી છે!"

"એમને માટે તમે પહેલાં આવો અભિપ્રાય નહોતાં ધરાવતા."

"ઇશ્વરને ખાતર તમે આ વાતમાંથી મારું નામ કાઢી નાખો. આ વાતને તમારી સાથે, તમારા ભવિષ્ય સાથે વધુ સંબંધ છે. વિચાર તો કરો કે આવા માણસ જોડે લગ્ન શી રીતે કરી શકાય?"

"હું કબૂલ કરું છું વેલેન્ટીના મિહૈલોવ્ના, કે મેં હજુ આ દષ્ટિએ આ વાત વિચારી નથી.

"એટલે? આ દષ્ટિએ આ વાત વિચારી નથી એટલે? તમે આ તો તમારા મનને ગમ્યું તેમ કર્યું, પણ વહેલું મોડું લગ્ન તો કરવું પડશે ને?"

"હજી નક્કી નથી......મેં આ સંબંધે કાંઈ હજુ વિચાર્યું નથી."

"શી વાત કરો છો? તમારું માથું ફરી ગયું છે કે શું?"

મેરિયાનાએ પીઠ ફેરવી. "વેલેન્ટીના મિહૈલોવ્ના! હવે આપણે આ વાત બંધ કરીએ! આપણે એકબીજાને સમજી નહિ શકીએ. બધું નિરર્થક જશે."

વેલેન્ટીના સળગી ઊઠી. "હું આ વાત છોડવાની નથી, છોડી શકું તેમ નથી. વાત ઘણી ગંભીર છે અને.......તમારે માટે હજુ મારે દુનિયાને ("પ્રભુને" એમ એ બોલવા જતી હતી પણ અટકી ગઈ.) જવાબ આપવાનો છે. આવી મૂર્ખ વાતો સાંભળી હું મૂંગી રહી શકું નહિ. અને હું તમારી વાત સમજી કેમ ન શકું? તમે આજના જુવાન માણસો અભિમાની કેટલાં છો!

અને તમારી વાતમાં સમજવું'તું શું ? તમારા મગજમાં આ નવા ભયંકર વિચારો ઘૂસી ગયા છે, અને એ તમને પાયમાલ કર્યે છોડવાના છે. પણ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હશે. ”

બનવાજોગ છે પણ ત્યારે યે અમે તમારું રક્ષણ નહિ માગીએ. ડૂબી જતા હોઈશું પણ તમારી તરફ બહાર નીકળવા હાથ લાંબો નહિ કરીએ. ”

“ આ ગર્વ ? આવો ગર્વ ? પણ સાંભળો મેરિયાના ! ” તેનો અવાજ અચાનક ફરી ગયો. અને એ ઊભી થઇ એક ડગલું મેરિયાના તરફ આગળ વધી. પણ મેરિયાના એક ને બદલે બે ડગલાં પાછાં હઠી. “ હું એટલી વૃદ્ધ કે મૂર્ખ નથી કે તમને ન સમજી શકું. હું પણ વિદ્યાર્થીની તરીકે ઉદ્દામ ગણાતી, પણ આજે એક વાત તમારી પાસે મૂકું છું. હુ કબૂલ કરું છું કે તમારી પ્રત્યે મને કોઇ દિવસ સારી લાગણી નહોતી, અને એ માટે તમે ફરિયાદ કરી શકો તેમ નથી. પણ મને હંમેશા તમારી પ્રત્યે મારી કેટલીક ફરજ છે એમ લાગ્યું છે, અને એ મે બજાવવાનો પ્રયત્ન કર્યો છે. તમારે માટે મેં કેટલાયે વખતથી એક યુવાન વિચારી રાખ્યો છે. જો તમે એને સ્વીકારો તો હું અને બોરિસ ગમે તે જાતની જવાબદારી ઉપાડવા તૈયાર છીએ. તમારા વિચારો સાથે એ કદાચ સંમત નહિ હોય, પણ મને મારા હૃદયમાં એમ લાગે છે કે—”

મેરિયાના વેલેન્ટીના તરફ, એના સુંદર લાલ હોઠ, અદ્ભુત આંખો, વીંટીથી શોભતી આંગળીઓ, સુન્દર પોશાક—આ બધા તરફ જોઇ રહી. હાથ હલાવીને તેણે એને બોલતી અટકાવી દીધી.

“ તમે તમારા પેલા હૃદયહીન નાલાયક મિત્ર કોલોમિત્ઝેવની વાત કરો છો, વેલેન્ટીના મિહેલોવ્ના ? ”

"હા, મેરિયાના વિક્ન્ટીઓના. હું એ સંસ્કારી અને સુંદર યુવાનની વાત કરું છું. એ કોઈપણ સ્ત્રીને સુખી કરી શકે તેમ છે, અને કોઈ અક્કલહીન સ્ત્રી જ એનો અસ્વીકાર કરે, એમ હું માનું છું"

"ઓ મા! ત્યારે હું અક્કલ વગરની છું. બીજું તો શું કહું ?"

"તમારે એની સામે વાંધો શો છે ?"

"ખાસ કાંઈ નહિ. ફક્ત મને એના પ્રત્યે તિરસ્કાર છે."

વેલેન્ટીનાએ માથું ધુણાવ્યું, અને પાછી એ આરામખુરસીમાં બેસી ગઈ. "ચાલો! આ વાત આપણે બંધ કરીએ. ત્યારે તમે મિ. નેજડામોવને ચાહો છો ?"

"હા."

"અને એને મળવાનું ચાલુ રાખવાના છો ?"

"હા."

"અને હું મનાઈ કરું તો ?"

"તો તમારું સાંભળવાની નથી."

વેલેન્ટીના ખુરસીમાંથી કૂદીને ઊભી થઈ ગઈ. "શું ? તમે સાંભળવાના નથી ? જેને મેં મારા ઘરમાં આશ્રય આપ્યો છે, જેના તરફ મેં હંમેશાં સારું વર્તન રાખ્યું છે તે છોકરી મને આવું કહેવાની હિંમત કરે છે ! જે.......જે......."

"જે એક બદનામ થયેલા પિતાની પુત્રી છે," મેરિયાનાએ વચ્ચે ઉમેર્યું. "..........બોલવામાં જરાયે સંકોચ ન રાખશો.. બોલ્યે જાઓ !"

"એ વાતમાં પણ અભિમાન લેવા જેવું શું છે? જે છોકરી મારે ખર્ચે જીવે છે—"

"આ વાત સંભારી આપવાની ઝાઝી જરૂર નથી. હું કોલી-આને ફ્રેન્ચ ભણાવું છું અને જો તમે ફ્રેન્ચ શિક્ષકો રાખો તો તેનું ખર્ચ વધુ થાય તેમ છે. પણ......"

વેલેન્ટીનાએ ખિસ્સામાંથી એક સુવાસિત રેશમી રૂમાલ કાઢી તેને મેરિયાના તરફ હલાવી તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો. પણ હવે મેરિયાના અટકે તેમ નહોતી તે ધ્રૂજતી ધ્રૂજતી બોલવા લાગી.

"હમણાં તમે મારા પર કરેલા ઉપકારો અને મારા માટે આપેલા ભોગો ગણાવતા હતા તેને બદલે 'જે છોકરી પર મને ભાવ હતો......' એમ કહી કહેવાનું હતું તે કહ્યું હોત; તો પરિસ્થિતિ જુદી હોત! પણ તમે એવું હડહડતું જૂઠું નહિં બોલી શકો એ હું જાણું છું. તમને મારી તરફ પહેલેથી તિરસ્કાર છે, અને તમારી દૃષ્ટિએ હલકા એવા એક માણસ-સાથે મેં સંબંધ બાંધ્યો છે. એથી તમે બીજા પાસે મારી વિશેની તમારી ભવિષ્યવાણી સાચી પડી છે એમ કહી શકશો એ ખ્યાલથી તમને આનંદ થયો છે. અને આમાં જો કાંઈ વાંધાભર્યું હોય તો તેથી તમારા કુટુંબને પણ થોડો બટ્ટો બેસે તેમ છે, તે જ છે!"

*"તમે મારું અપમાન કરો છો! મહેરબાની કરીને બહાર જાઓ!"*

પણ હવે મેરિયાનાએ કાબૂ ગુમાવ્યો હતો. "તમે હમણાં કહેતાં હતાં કે સૌ આ વાતથી ત્રાસી ઊઠ્યું છે, પણ મને તમારા સારા અભિપ્રાયની શી દરકાર છે? તમારી પાસેથી આશા રાખવા જેવું શું છે? શું તમને એમ લાગે છે કે તમારો રોટલો ખાવો, તમારા આશ્રયે રહેવું,

એ મને મીઠું લાગે છે? આ સમૃદ્ધિ અને આ સુખચેન કરતાં તો હું ભૂખે મરવું પસન્દ કરું છું! તમે બુદ્ધિશાળી છો. મારી અને તમારા કુટુંબ વચ્ચે પડેલું અન્તર શું તમે નથી જોઈ શકતા? જો તમને મારા પ્રત્યે તિરસ્કાર હોય તો, તમે મારી પાસેથી બીજી શી આશા રાખો છો? આ માટે પ્રસંગો ટાંકવાની કે વિગતોમાં ઉતરવાની કશી જરૂર નથી......એ બહુ સ્પષ્ટ છે.......

"જરાક મર્યાદા રાખો! બહાર જાઓ!......." વેલેન્ટીનાએ પગ પછાડ્યા.

મેરિયાના દરવાજા તરફ થોડું આગળ વધી. "હું ચાલી જવાની છું, વેલેન્ટીના મિહૈલોવ્ના! પણ આ બધી બહારની મર્યાદા રાખવા કરતાં હૃદયમાંજ થોડું સારા થવું વધુ સારું નથી? તમે હમણાં તમારી જાતને ઉચ્ચ કુટુંબની મહિલા તરીકે ઓળખાવતાં હતાં. પણ તમને એમ નથી લાગતું એ પહેલાં તમારે ઘણી ખટપટો છોડવાની જરૂર છે, હૃદય સુધારવાની જરૂર છે અને કેટલાયે દંભ છોડવાની જરૂર છે! માફ કરજો, પણ મને ખાતરી થઈ ગઈ છે કે હું તમારા કરતાં વધુ પ્રમાણિક છું! સાહેબજી!"

આંખના પલકારામાં એ બહાર નીકળી ગઇ. અને વેલેન્ટીના કૂદીને ખુરશીમાં ઊભી થઇ ગઈ. એણે ગળામાંથી અવાજ કાઢવાનો, રડવાનો પ્રયત્ન કર્યો પણ એ રડી ન શકી. ગજવામાંથી રૂમાલ કાઢી એ પંખો નાખવા લાગી પણ એવી તીવ્ર સુગન્ધથી એનું ઉશ્કેરાયેલું મન શાંત ન પડ્યું. એને લાગતું હતું કે મેરિયાનાની વાતમાં થોડું તથ્ય હતું. પણ કોઇ માણસ એને આવો અન્યાય શી રીતે કરી શકે! એણે સામે લટકતા અરીસામાં જોયું. પેલો સુન્દર ચહેરો અને અદ્ભુત આંખો એમાં દેખાયાં. મુખ જરા ઉશ્કેરાયેલું હતું, એના પરના રંગ ક્ષણે ક્ષણે બદલાતા હતા છતાં એ ખૂબ જ સુન્દર લાગતું હતું. એને

વિચાર આવ્યો. "શું હું આટલી ખરાબ છું? આવો સુન્દર ચહેરો, અને આવી સુન્દર આંખો છતાં?"

આ વખતે સિપિયેન્જિને ખંડમાં પ્રવેશ કર્યો. એને જોઈને ફરી વેલેન્ટીનાએ એનું મુખ રૂમાલથી ઢાંકી દીધું.

"શું થયું, વાલિયા?" એણે જરા ચિંતાતુર અવાજે પૂછ્યું.

પહેલાં તો કાંઈ નથી એવો જવાબ વેલેન્ટીનાએ આપ્યો, પણ ફરી પૂછતાં જ એ સિપિયેન્જિન તરફ ફરી. એની આંખો સજળ હતી અને ચહેરો પેલા વિષાદપૂર્ણ દેખાતા સૌંદર્યથી પ્રકાશતો હતો. ઊભા થઈ સિપિયેન્જિનને ગળે હાથ વીંટાળી દઈ, એની છાતી પર માથું ઢાળી એણે સઘળું કહેવા માંડ્યું. ગેરિયાનાનો ઉતાવળો સ્વભાવ, ઉશ્કેરાટ અને કોધાવશની ખાસીયતોનો દોષ કાઢતાં બધું વિગતવાર કહ્યું. અને છેવટે કહ્યું કે જો એને પોતાને દીકરી હોત તો તેણે આવું કદી ન કર્યું હોત! સિપિયેન્જિન લાગણી ભરી સમભાવથી એને સાંભળતાં સ્થિર ઊભો રહ્યો. છેવટે એને એક મીઠું ચુંબન કરી કહ્યું, "હવે કુટુંબના મુખ્ય માણસ તરીકે શું કરવું તે મારે વિચારવું પડશે!" અને એ ઝપાટાબંધ બહાર નીકળ્યો. એના ચહેરા પર કાંઈ ફરજ બજાવવા નીકળ્યો હોય તેવા ભાવ હતા.

સાંજનું ભોજન પતાવ્યા પછી, રાત્રે આઠ વાગે નેજદાનોવ એના ખંડમાં બેસી, વ્લાડીમીર સીલીનને પત્ર લખી રહ્યો હતો.

"પ્રિય વ્લાડીમીર,...મારી જિંદગીની કટોકટીની પળે હું આ લખી રહ્યો છું. મને અહીંથી રજા આપવામાં આવી છે, અને હું આ ઘર છોડી રહ્યો છું. પણ જે યુવતી વિશે મેં તને આ પહેલાં લખ્યું હતું તે પણ મારી સાથે આ ઘર છોડે છે. અમારા ઘડતરમાં એક પ્રકારનું વિચિત્ર સામ્ય છે. અમારું ધ્યેય, અમારી મહત્ત્વાકાંક્ષા,

અમારો એકલવાયો ઉછેર અને પરસ્પરનો અપૂર્વ પ્રેમ આ સઘળાને કારણે અમે એક થયાં છીએ. આજે જે પ્રેમ હું અનુભવી રહ્યો છું તેથી વધુ ઉત્કટ પ્રેમ મેં કદી અનુભવ્યો નથી. પણ જો હું એમ લખું કે મારા મનમાં કશો ભય નથી, કશી આશંકા નથી તો તે જૂઠાણું ગણાય....! આજે અમારી ચોતરફ અંધકાર છવાયેલો છે, અને એ અંધકારમાં જ અમે ભૂસકો મારીએ છીએ. તને કહેવાની જરૂર નથી કે અમે શામાટે બહાર નીકળીએ છીએ. અમે આનન્દ કરવા નથી નીકળતા, પણ પરસ્પરને સહારે આ લડતમાં ઝુકાવવા નીકળીએ છીએ. અમારું ધ્યેય સાવ સ્પષ્ટ છે, પણ ધ્યેયપ્રાપ્તિનો માર્ગ એટલો જ અસ્પષ્ટ છે. અમને મદદ અને સહાનુભૂતિ તો ઠીક પણ કામ કરવાની તક સુદ્ધાં મળશે? મેરિયાના અતિશય પ્રામાણિક યુવતી છે અને એને મારી સાથે લઈ જતાં પાયમાલ થઈ જઈએ તોપણ મને દિલગીરી નહિ થાય કારણ કે એને માટે બીજો રસ્તો નથી રહ્યો. પણ વ્લાડીમીર! હું અપાર અસ્વસ્થતા અનુભવું છું. મારા હૃદયને શંકા ઘેરી રહી છે. પણ હવે પાછા ફરવું શક્ય નથી. ત્યાં દૂર બેઠો બેઠો પણ પ્રાર્થના કરજે કે અમારી સહનશક્તિ વધે, અમે બલિદાન આપી શકીએ, અને અમારો પ્રેમ અમને બળ આપે! અને ઓ રશિયાના લોકો, અમે તમારું હૃદય જાણતાં નથી પણ આ હૃદયની સર્વ લાગણીઓથી તમને ચાહીએ છીએ; અમને તમારા હૃદયમાં સ્થાન આપજો. સાહેબજી, વ્લાડીમીર, સાહેબજી."

આ ટૂંકો પત્ર પૂરો કરી નેજડાનોવ ગામમાં જવા ઉપડ્યો.

બીજે દિવસે સવારે વહેલાં નેજડાનોવ પેલા વૃક્ષકુંડથી થોડે દૂર, સિપિયેજિનના બગીચાની બહાર ઊભો હતો. પાસે એક ઝાડ નીચે એક ગાડું છોડેલું પડ્યું હતું. અને ગાડાના ઘોડા ઊભા ઊભા ઘાસ બટકાવતા હતા. કાનસુધી એક જૂના ડગલામાં લપેટાઈને ગાડા-

ચાળો ઘાસ પર ઊંઘનો પડ્યો હતો. હજુ અંધકાર ઓસર્યો નહોતો, પણ દૂર પૂર્વ-ક્ષિતિજ જરા જરા સફેદ થતી જતી હતી. તારા હજુ આકાશમાં આંખ મીચકારતા હતા. અચાનક કાંઈક સચળ થયો અને નેજડાનોવ સાવધ બની ગયો. દૂરથી એક નાનકડો ઓળો કાંઈક પોટકું લઈ, બગીચામાંથી બહાર નીકળી, આ તરફ આવતો દેખાયો. નેજડાનોવ તેની તરફ ધસી ગયો.

"મેરિયાના ?" તેણે દબાતે અવાજે પૂછ્યું.

"હા," પેલી વ્યક્તિએ જવાબ આપ્યો.

તેના હાથમાંથી પોટકું લઇ લેતાં, અને જરા કઢંગી રીતે તેને બાવડેથી પકડતાં, નેજડાનોવે કહ્યું. "અહીં, અહીં આવો !"

જાણે ટાઢ વાતી હોય તેમ તે કંપી ઊઠી. નેજડાનોવે ગાડા-વાળાને જગાડ્યો. જાગતાં જ કૂદીને ઊભા થઇ ડગલો પહેરી, લગામ ખેંચતાં, તેણે ઘોડાને ડચકાર્યા. એનું ગળું હજુ ઊંઘથી ભારે બોલતું હતું. બંને ગાડીમાં બેઠાં. ગાડી ઉપડી.

મેરિયાનાએ નેજડાનોવ તરફ ફરતાં સ્મિતસભર્યા મુખે કહ્યું. "હવા કેવી મજાની છે, પ્રિય ?"

"હા," પેલા ગાડાવાળાએ જવાબ આપ્યો. "આજે ખૂબ ઝાકળ પડવાની છે !"

અને ખરેખર, ઝાકળ ખૂબ પડતી હતી. ગાડાના ધરા પરથી વારંવાર પાણીનાં રૂપેરી બિંદુ દડી પડતાં હતાં. અને ઘાસ બધું રૂપેરી થઈ ગયું હતું.

મેરિયાના ફરીવાર ઠંડીથી ધ્રૂજી ઊઠી. "કેટલી ઠંડી છે ?" તે લહેરથી બોલી. "પણ આજે બંધન તૂટી ગયાં છે, અલેક્ઝાઈ, આજે હું સ્વતંત્ર છું !"

# ( ૨૬ )

જેવી સોલોમીનને ખબર પડી કે કોઇ સ્ત્રીપુરૂષ બહાર ગાડામાં આવ્યાં છે કે તે તુર્ત જ બહાર દોડી આવ્યો. અને આવકારનો શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય, તેણે ગાડીવાળાને ગાડું અંદર લેવાનો હુકમ કર્યો. અંદર મકાનના દરવાજા પાસે તેણે મેરિયાનાને નીચે ઉતરવામાં ટેકો આપ્યો. નેજડાનોવ પણ નીચે કૂદી પડ્યો. અને બંનેને તેણે એક લાંબા અંધારા માર્ગ પરથી, અને એક દાદર પરથી બીજે માળ લઇ ગયો. ત્યાં એક બારણું ઉઘાડ્યું. અંદર એક નાનકડો પણ સ્વચ્છ ઓરડો હતો. પાછળની બારીઓમાંથી હવાપ્રકાશ આવતાં હતાં.

“ સારું થયું તમે આવી ગયા તે.” સોલોમીને એવું આજે વધુ મીઠું લાગતું સ્મિત કરતાં જણાવ્યું. “ આ તમારો ઉતારો છે. પડખે એક બીજો ખંડ છે. જગા બહુ સરસ નથી પણ અહીં જાસુસીની શકયતા નથી. પાછળ એક નાનકડો સરખો વાડો છે. ઠીક, તમે બંને આમ તો મજામાં છો ને?”

સોલોમીને બંને સાથે વારાફરતી હસ્તધૂનન કર્યું. એ બંને હજી કપડાં ઉતાર્યાં સિવાય આનંદથી સ્તબ્ધ બની શાંત ઊભાં હતાં.

“ કેમ, તમે હજુ કપડાં નથી ઉતારતાં? સામાન કેટલોક છે?”

"આ રહ્યો સામાન !" પેલું પોટકું બતાવતાં મેરિયાનાએ કહ્યું.

"મારી પાસે બિસ્તરો ને પેટી છે તે જઇને લઈ......."

"અરે તમે રહેવા દ્યો !" સોલોમીને દરવાજો ઉઘાડતા હાક મારી. "પાવેલ ! ગાડામાંથી સામાન લઇ આવ તો."

"લાવું છું." પાવેલે જવાબ આપ્યો.

કપડાં ઉતારતી મેરિયાના તરફ ફરી સોલોમીને પૂછ્યું. "કેમ, ત્યાં કાંઈ મુશ્કેલી આવી હતી ?"

"ના રે ના ! અમને કોઇએ જોયાં નથી. મેડમ સિપિયેજિના પર પત્ર લખી મુકતી આવી છુ. તમે અમને મોકલવાનાં છો ત્યા... ...(એ "મજા પાસે" એમ બોલવા જતી હતી પણ અટકી ગઇ.) પણ હવે એ કપડાંની જરૂર નથી. જે કાંઇ જરૂરી હોય તે ખરીદવા માટે પૈસા લેતી આવી છું."

"એ બધું થઇ રહેશે...! પણ..." પાવેલ તરફ આંગળી ચીંધતાં તેણે કહ્યું. "પણ હું તમને મારા આ મિત્રની ભલામણ કરું છું. અને એની પ્રત્ની ટેટિયાના પણ આવે છે. મારા પર જેટલો વિશ્વાસ રાખો એટલો એ બંને પર રાખજો. તમે ટેટિયાનાને ચા લાવવાનું કહ્યું ?"

"હા," પાવેલે જવાબ વાળ્યો.

મેરિયાનાએ શાલ ઉતારી સામેના સોફા પર ફેંકતાં કહ્યું. "પણ મારે અહીં નોકરો નથી જોતા, વાસિલી ફેડોટીચ ! હું ત્યાંથી એટલા માટે નથી આવી....મારાં કપડાં સામે ન જોશો. ત્યાં બીજાં નહોતાં."

એનાં કપડાં સાદાં પણ મુલાયમ હતાં અને એક સેન્ટપિટર્સ-

બર્ગના દરજી પાસે સીવડાવેલાં હોવાથી ખૂબ ફેશનેબલ લાગતાં હતાં.

"ઠીક, જો તમારે નોકરો ન જોતા હોય તો, એ તમને મદદ કરશે. હમણાં ચા આવશે અને થાક્યાં છો એટલે જરા આરામ લ્યો. હું કારખાનામાં જઇશ અને વખત મળ્યે આંટો મારી જઇશ. કામ હોય તો પાવેલ કે ટેટિયાનાને કહેજો."

મેરિયાનાએ ઝડપથી તેના બંને હાથ લાંબા કર્યા." અમે તમારો કેટલો આભાર માનીએ, વાસિલી ફેડોટીચ!"

એના અવાજમાં આભારની લાગણી હતી. એનો હાથ પકડી ધીરેથી હસ્તધૂનન કરતાં સોલોમીને કહ્યું. "જો હું કહું કે તમારા આભારથી મને આનન્દ થતો નથી, તો તે ખોટું ગણાય. એટલે કહું છું કે તમારા આભારથી મને ખરેખર આનન્દ થાય છે, સાહેબજી. ચાલો, પાવેલ."

તે બંને ખંડમાં એકલાં પડ્યાં. તે નેજડાનોવ પાસે દોડી ગઈ અને બોલી ઊઠી. "છેવટે આપણે નવી જિંદગી શરૂ કરીએ છીએ, પ્રિય! આપણે ભલે આ ઓરડીમાં થોડું રહેવાના હોઇએ પણ મને પેલા મહેલ કરતાં અહીં કેટલું ગમે છે તેનો તુમને ખ્યાલે ય નહિ આવે. તમને ગમે છે ને અહીં?"

નેજડાનોવે તેના બંને હાથ છાતી સાથે દબાવ્યા. "હા, મેરિયાના, તારી સાથે આ નવી જિંદગી શરૂ કરતાં મને ખરેખર આનન્દ થાય છે. હવે તું મારો ટેકો, મારું બળ, મારી માર્ગદર્શક..."

"ઊભા રહો, પ્રિય અલેક્ઝાઇ, હું જરા મારા ખંડમાં જઈ હાથ મોં ધોઇ આવું."

મેરિયાના એના ખંડમાં ગઇ. અને બારણું બંધ કર્યું. એક મિનિટ પછી બારણું અડધું ઊઘાડ્યું અને માથું બહાર કાઢી એ

બોલી, "સોલોગીન સરસ માણસ છે, ખરું કે નહિ?" અને ફરી એણે બારણું બંધ કર્યું. તાળામાં ચાવી ફરતી સંભળાઇ.

નેજડાનોવ નીચે બગીચામાં પડતી બારીમાં જઇ ઊભો રહ્યો. એક અતિશય મોટું વૃદ્ધ સફરજનનું વૃક્ષ બગીચાની વચ્ચોવચ્ચ ઊભું હતું. આ વૃક્ષને જોતાં એના હૃદયમાં કાંઇક ન સમજાય તેવી લાગણી પેદા થઇ. બારીમાંથી એ પાછો ફર્યો અને એની પેટી ઉઘાડી. પણ કપડાં બહાર કાઢવાને બદલે એ ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયો......

પંદર મિનિટ પછી મેરિયાના બહાર નીકળી. એનો ચહેરો હજુ સ્વચ્છ અને આનન્દથી ચમકતો લાગતો હતો. એની સાથોસાથ જ પાવેલની પત્ની ટટિયાના ચા-નાસ્તો લઇ અંદર આવી.

ટટિયાના એના પતિથી વિરૂદ્ધ સંપૂર્ણપણે રુશિયન હતી. બેવડું કાઠું, ભલી, ભૂરી અને માયાળુ આંખો, જાડા ચીકણા વાળ, મોટા ચાટીલા સ્વચ્છ હાથ, થોડી જરઠ પણ મજાનો ચહેરો—આ બધું પૂરેપૂરું રુશિયન હતું. પ્રવેશ કરતાં સંકોચપૂર્વક તેણે નમસ્કાર કર્યા. અને ખૂબ સ્વસ્થપણે, સ્પષ્ટ અને ધીરા અવાજે વાત કરતાં તે બધું ટેબલ પર ગોઠવવા લાગી.

મેરિયાના તેની પાસે ગઈ. "લાવો હું તમને મદદ કરું, ટટિયાના. મને રૂમાલ આપો."

"તમે રહેવા દો, મિસ. મને આ બધું કરવાની ટેવ છે અને વાસિલી ફેડોટીચે મને બધું કામ કરવાનું સોંપ્યું છે. જે કામ હોય તે મને ચીંધજો. હું કરી આપીશ."

"પણ ટટિયાના, હું "મિસ" નથી એટલે મને "મિસ" ન કહેશો. હું કપડાં સારાં પહેરીને આવી છું પણ....હું..."

બર્ગના દરજી પાસે સીવડાવેલાં હોવાથી ખૂબ ફેશનેબલ લાગતાં હતાં.

" ઠીક, જો તમારે નોકરી ન જોતા હોય તો, એ તમને મદદ કરશે. હમણાં આ આવશે અને થાકયાં છો એટલે જરા આરામ લ્યો. હું કારખાનામાં જઇશ અને વખત મળ્યે આંટો મારી જઇશ. કામ હોય તો પાવેલ કે ટટિયાનાને કહેજો."

મેરિયાનાએ ઝડપથી તેના બંને હાથ લાંબા કર્યા. " અમે તમારો કેટલો આભાર માનીએ, વાસિલી ફેડોટીચ!"

એના અવાજમાં આભારની લાગણી હતી. એનો હાથ પકડી ધીરેથી હસ્તધૂનન કરતાં સોલોમીને કહ્યું. " જો હું કહું કે તમારા આભારથી મને આનન્દ થતો નથી, તો તે ખોટું ગણાય. એટલે કહું છું કે તમારા આભારથી મને ખરેખર આનન્દ થાય છે, સાહેબજી. ચાલો, પાવેલ."

તે બંને ખંડમાં એકલાં પડ્યાં. તે નેજડાનોવ પાસે દોડી ગઈ અને બોલી ઊઠી. " છેવટે આપણે નવી જિંદગી શરૂ કરીએ છીએ, પ્રિય! આપણે ભલે આ ઓરડીમાં થોડું રહેવાના હોઇએ પણ મને પેલા મહેલ કરતાં અહીં કેટલું ગમે છે તેનો તુમને ખ્યાલે ય નહિ આવે. તમને ગમે છે ને અહીં?"

નેજડાનોવે તેના બંને હાથ છાતી સાથે દબાવ્યા. " હા, મેરિયાના, તારી સાથે આ નવી જિંદગી શરૂ કરતાં મને ખરેખર આનન્દ થાય છે. હવે તું મારો ટેકો, મારું બળ, મારી માર્ગદર્શક..."

" ઊભા રહો, પ્રિય અલેકઝાઈ, હું જરા મારા ખંડમાં જઇ હાથ મોં ધોઇ આવું."

મેરિયાના એના ખંડમાં ગઇ. અને બારણું બંધ કર્યું. એક મિનિટ પછી બારણું અડધું ઊઘડ્યું અને માથું બહાર કાઢી એ

બોલી. "સોલોમીન સરસ માણસ છે, ખરું કે નહિ?" અને ફરી એણે બારણું બંધ કર્યું. તાળામાં ચાવી ફરતી સંભળાઇ.

. નેજડાનોવ નીચે બગીચામાં પડતી બારીમાં જઇ ઊભો રહ્યો. એક અતિશય મોટું વૃદ્ધ સફરજનનું વૃક્ષ બગીચાની વચ્ચોવચ્ચ ઊભું હતું. આ વૃક્ષને જોતાં એના હૃદયમા કાંઇક ન સમજાય તેવી લાગણી પેદા થઇ. બારીમાંથી એ પાછો ફર્યો અને એની પેટી ઉઘાડી. પણ કપડાં બહાર કાઢવાને બદલે એ ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયો......

પંદર મિનિટ પછી મેરિયાના બહાર નીકળી. એનો ચહેરો હજુ સ્વચ્છ અને આનન્દથી ચમકતો લાગતો હતો. એની સાથેસાથ જ પાવેલની પત્ની ટેટિયાના ચા-નાસ્તો લઇ અંદર આવી.

ટેટિયાના એના પતિથી વિરૂદ્ધ સંપૂર્ણપણે રુશિયન હતી. બેવડું કાઠું, ભલી, ભૂરી અને માયાળુ આંખો, જાડા ચીકણા વાળ, મોટા ચાટીલા સ્વચ્છ હાથ, થોડી જરઠ પણ મજાનો ચહેરો—આ બધું પૂરેપૂરું રુશિયન હતું. પ્રવેશ કરતા સંકોચપૂર્વક તેણે નમસ્કાર કર્યા. અને ખૂબ સ્વસ્થપણે, સ્પષ્ટ અને ધીરા અવાજે વાત કરતાં તે બધું ટેબલ પર ગોઠવવા લાગી.

મેરિયાના તેની પાસે ગઇ. "લાવો હું તમને મદદ કરું, ટેટિયાના. મને રૂમાલ આપો."

"તમે રહેવા દો, મિસ. મને આ બધું કરવાની ટેવ છે અને વાસિલી ફેડોટીચે મને બધું કામ કરવાનું સોંપ્યું છે. જે કામ હોય તે મને ચીંધજો. હું કરી આપીશ."

"પણ ટેટિયાના, હું "મિસ" નથી એટલે મને "મિસ" ન કહેશો. હું કપડાં સારાં પહેરીને આવી છું પણ....હું..."

બર્ગના દરજી પાસે સીવડાવેલાં હોવાથી ખૂબ ફેશનેબલ લાગતાં હતાં.

"ઠીક, જો તમારે નોકરો ન જોતા હોય તો, એ તમને મદદ કરશે. હમણાં ચા આવશે અને થાકયાં છો એટલે જરા આરામ લ્યો. હું કારખાનામાં જઇશ અને વખતે મળ્યે આંટો મારી જઇશ. કામ હોય તો પાવેલ કે ટેટિયાનાને કહેજો."

મેરિયાનાએ ઝડપથી તેના બંને હાથ લાંબા કર્યા." અમે તમારો કેટલો આભાર માનીએ, વાસિલી ફેડોટીચ!"

એના અવાજમાં આભારની લાગણી હતી. એનો હાથ પકડી ધીરેથી હસ્તધૂનન કરતાં સોલોમીને કહ્યું. "જો હું કહું કે તમારા આભારથી મને આનન્દ થતો નથી, તો તે ખોટું ગણાય. એટલે કહું છું કે તમારા આભારથી મને ખરેખર આનન્દ થાય છે, સાહેબજી. ચાલો, પાવેલ."

તે બંને ખંડમાં એકલાં પડ્યાં. તે નેજડાનોવ પાસે દોડી ગઈ અને બોલી ઊઠી. "છેવટે આપણે નવી જિંદગી શરૂ કરીએ છીએ, પ્રિય! આપણે ભલે આ ઓરડીમાં થોડું રહેવાના હોઇએ પણ મને પેલા મહેલ કરતાં અહીં કેટલું ગમે છે તેનો તમને ખ્યાલે ય નહિ આવે. તમને ગમે છે ને અહીં?"

નેજડાનોવે તેના બંને હાથ છાતી સાથે દબાવ્યા. "હા, મેરિયાના, તારી સાથે આ નવી જિંદગી શરૂ કરતાં મને ખરેખર આનન્દ થાય છે. હવે તું મારો ટેકો, મારું બળ, મારી માર્ગદર્શક..."

"ઊભા રહો, પ્રિય અલેકઝાઈ, હું જરા મારા ખંડમાં જઈ હાથ મોં ધોઇ આવું."

મેરિયાના એના ખંડમાં ગઇ. અને બારણું બંધ કર્યું. એક મિનિટ પછી બારણું અડધું ઊઘડયું અને માથું બહાર કાઢી એ

બોલી, "સોલોગીન સરસ માણસ છે, ખરું કે નહિ?" અને ફરી એણે બારણું બંધ કર્યું. તાળામાં ચાવી ફરતી સંભળાઇ.

..નેજડાનોવ નીચે બગીચામાં પડતી બારીમાં જઇ ઊભો રહ્યો. એક અતિશય મોટું વૃદ્ધ સફરજનનું વૃક્ષ બગીચાની વચ્ચોવચ્ચ ઊભું હતું. આ વૃક્ષને જોતાં એના હૃદયમા કાંઇક ન સમજાય તેવી લાગણી પેદા થઇ. બારીમાંથી એ પાછો ફર્યો અને એની પેટી ઉઘાડી. પણ કપડાં બહાર કાઢવાને બદલે એ ઊંડા વિચારમાં ગરકાર થઇ ગયો......

પંદર મિનિટ પછી મેરિયાના બહાર નીકળી. એનો ચહેરો હજુ સ્વચ્છ અને આનન્દથી ચમકતો લાગતો હતો. એની સાથોસાથ જ પાવેલની પત્ની ટટિયાના ચા-નાસ્તો લઇ અંદર આવી.

ટટિયાના એના પતિથી વિરૂદ્ધ સંપૂર્ણપણે રશિયન હતી. બેવડું કાઠું, ભલી, ભૂરી અને માયાળુ આંખો, જાડા ચીકણા વાળ, મોટા ઘાટીલા સ્વચ્છ હાથ, થોડી જરઠ પણ મજાનો ચહેરો–આ બધું પૂરેપૂરું રુશિયન હતું. પ્રવેશ કરતાં સંકોચપૂર્વક તેણે નમસ્કાર કર્યા. અને ખૂબ સ્વસ્થપણે, સ્પષ્ટ અને ધીરા અવાજે વાત કરતાં તે બધું ટેબલ પર ગોઠવવા લાગી.

મેરિયાના તેની પાસે ગઈ. "લાવો હું તમને મદદ કરું, ટટિયાના. મને રૂમાલ આપો."

"તમે રહેવા દ્યો, મિસ. મને આ બધું કરવાની ટેવ છે અને વાસિલી ફેડોટીચે મને બધું કામ કરવાનું સોંપ્યું છે. જે કામ હોય તે મને ચીંધજો. હું કરી આપીશ."

"પણ ટટિયાના, હું "મિસ" નથી એટલે મને "મિસ" ન કહેશો. હું કપડાં સારાં પહેરીને આવી છું પણ...હું..."

બર્ગના દરજી પાસે સીવડાવેલાં હોવાથી ખૂબ ફેશનેબલ લાગતાં હતાં.

“ ઠીક, જો તમારે નોકરો ન જોતા હોય તો, એ તમને મદદ કરશે. હમણાં યા આવશે અને થાક્યાં છો એટલે જરા આરામ લ્યો. હું કારખાનામાં જઇશ અને વખત મળ્યે આંટો મારી જઇશ. કામ હોય તો પાવેલ કે ટેટિયાનાને કહેજો.”

મેરિયાનાએ ઝડપથી તેના બંને હાથ લાંબા કર્યા. “ અગે તમારો કેટલો આભાર માનીએ, વાસિલી ફેડોટીચ!”

એના અવાજમાં આભારની લાગણી હતી. એનો હાથ પકડી ધીરેથી હસ્તધૂનન કરતાં સોલોમીને કહ્યું. “ જો હું કહું કે તમારા આભારથી મને આનન્દ થતો નથી, તો તે ખોટું ગણાય. એટલે કહું છું કે તમારા આભારથી મને ખરેખર આનન્દ થાય છે, સાહેબજી. ચાલો, પાવેલ.”

તે બંને ખંડમાં એકલાં પડ્યાં. તે નેજડાનોવ પાસે દોડી ગઈ અને બોલી ઊઠી. “ છેવટે આપણે નવી જિંદગી શરૂ કરીએ છીએ, પ્રિય! આપણે ભલે આ ઓરડીમાં થોડું રહેવાના હોઇએ પણ મને પેલા મહેલ કરતાં અહીં કેટલું ગમે છે તેનો તમને ખ્યાલે ય નહિ આવે. તમને ગમે છે ને અહીં?”

નેજડાનોવે તેના બંને હાથ છાતી સાથે દબાવ્યા. “ હા, મેરિયાના, તારી સાથે આ નવી જિંદગી શરૂ કરતાં મને ખરેખર આનન્દ થાય છે. હવે તું મારો ટેકો, મારું બળ, મારી માર્ગદર્શક...”

“ ઊભા રહો, પ્રિય અલેકઝાઈ, હું જરા મારા ખંડમાં જઇ હાથ મોં ધોઇ આવું.”

મેરિયાના એના ખંડમાં ગઇ. અને બારણું બંધ કર્યું. એક મિનિટ પછી બારણું અડધું ઊઘડ્યું અને માથું બહાર કાઢી એ

"કેવું મજાનું તમે બોલો છો. ટેટિયાના! મિત્રો માફક રહેવું ......અને બીજું બધું! પણ હવે મારે શું જોઈએ છે તે તમને કહું તમારા જેવાં કપડાં, તમારી જેવો રૂમાલ, તમારી જેવાં મોજાં, અને બધું તમારી જેવું. પૈસાની ચિંતા ન કરશો."

"એતો તરત જ થશે, મિસ! માફ કરજો, હું જો હું તમને "મિસ" ન કહું તો કહું શું?"

"મેરિયાના."

"વારુ, ત્યારે તમારા પિતાનું નામ શુ?"

"એનું શું કામ છે? ખાલી મેરિયાના કહો. હું પણ ટેટિયાના કહું છું ને?"

"ના, એ મને નહિ ગમે, કહો."

"જેવી તમારી મરજી. મારા પિતાનું નામ વિકેન્ટ છે. તમારા પિતાનું નામ શું?"

"ઑસીપ." ટેટિયાનાએ જવાબ આપ્યો.

"ત્યારે હું તમને ટેટિયાના ઑસીપોવ્ના કહીશ."

"અને હું મેરિયાના વિકેન્ટીએવ્ના કહીશ. ચાલો, આ મજાનું થયું!"

"ત્યારે ટેટિયાના ઓસીપોવ્ના, તમે મારી સાથે ચા લેશો?"

"હા, પણ આજે જ. ફરી કોઈ દિવસ નહિ, જો કે આજ માટે પણ ઇગોરિચ મને ઠપકો આપશે......"

"ઇગોરિચ કોણ છે?"

"પાવેલ, મારા પતિ."

"ચાલો ત્યારે બેસો."

ટેટિયાનાએ વેધક નજરે એની તરફ જોયું. "ત્યારે મારે તમને કેમ બોલાવવાં ?"

"જો તમે ખરેખર જાણવા માગતાં હો તો હું ખરેખર મોટા ઘરમાં જન્મી છું. પણ હવે એ બધું મૂકી દેવા માગું છું. મારે બીજી સામાન્ય સ્ત્રીઓની જેમ જ રહેવું છે."

"ઓહો ત્યારે બીજા ઘણા હમણાં હમણાં રહે છે તેમ તમારે ગરીબાઈમાં રહેવું છે એમ ને ?"

"તમે શું કહ્યું, ટેટિયાના ? ગરીબાઈમાં રહેવું ?"

"હા, એવાં માણસો જે રીતે સાદાઈથી રહે છે તેને અમે ગરીબાઈમાં રહેવું એમ કહીએ. પણ તમે જો પ્રજાને ઉપદેશ આપવા માગતા હો તો તે ઘણું અઘરું કામ છે. ઇચ્છું છું કે તમને સફળતા મળે."

"ગરીબ થવું ? ગરીબાઈમાં રહેવું ?" ફરી ફરી મેરિયાનાએ એના શબ્દોનો પુનરુચ્ચાર કર્યો. "વાહ અલેક્ઝાઇ! તમે સાંભળ્યું ? હવે આપણે 'ગરીબ' થયાં છીએ."

"આ કોણ છે ? તમારા ભાઈ કે પતિ ?" સંભાળપૂર્વક પ્યાલા રકાબી ધોતાં અને સ્મિત કરતાં ટેટિયાનાએ પૂછ્યું.

"ના, એ મારા પતિ કે ભાઈ કોઈ નથી."

"ઓ હો ! ત્યારે તો તમે મિત્રોની માફક રહો છો એમને ? પહેલાં તો આવું નાસ્તિકો જ કરતા, પણ હવે ઘણા એમ રહે છે. જો ઈશ્વરના આશીર્વાદ હોય તો પાદરીની પંચાત કરવાની જરૂર નથી. અમારા કારખાનામાં પણ ઘણા આમ રહે છે. અને એ બધા સરસ માણસો છે."

"પણ હું શ્રીમન્તોનું કામ કરી ગરીબો પાસે જઇ શકું ને? જેમ તમારી સાથે થઈ એમ બધા સાથે ઓળખાણ શીરીતે થઈ શકે?"

ટેટિયાનાએ ચાનો પ્યાલો રકાબીમાં ઊંધો વાળ્યો." આ જરા મુશ્કેલ બાબત છે. હું મારાથી બનશે તે કરીશ પણ ઇગોરિચ આવી બાબતોમાં ઘણા હોશિયાર છે અને ખૂબ વાચે છે. તમારી મરજી હોય તો એને પૂછીશું."

આ વખતે એની નજર સિગારેટ કાઢતી મેરિયાના પર ગઇ. "માફ કરજો, મેરિયાના વિકેન્ટીઓવ્ના. જો તમારે ગરીબોમાં ભળવું હોય તો આ ટેવ છોડવી પડશે. જો કયાંય રસોઇનું કામ કરવું હોય તો તો એ જરાય નહિ ચાલે. સૌને તરત ખબર પડી જશે કે તમે સારાં કુટુંબનાં છો.'

મેરિયાનાએ સિગારેટ બારીમાંથી બહાર ફેંકી દીધી," બરાબર છે! હવે હું કદી નહિ પીઉ.....ગરીબ ઘરની સ્ત્રીઓ નથી પીતી......!"

"બરાબર છે, મેરિયાના વિકેન્ટીઓવ્ના, અમારે ત્યાં પુરુષો પીવે છે પણ સ્ત્રીઓ નથી પીતી. જુઓ, વાસિલી ફેડોટીચ આવતા લાગે છે. એમનાં પગલાં સંભળાય. એને કહેશો તો બધું બરાબર ગોઠવી આપશે."

સોલોમીનનો બારણામાંથી અવાજ સંભળાયો. "હું અંદર આવી શકું?"

"આવો, આવો." મેરિયાનાએ મોટેથી જવાબ આપ્યો.

"આ રીતે પૂછવાની મને ઇંગ્લેન્ડમાં ટેવ પડી ગઈ છે." અંદર આવતાં તે બોલ્યો. "કેમ બધું બરાબર ચાલે છે ને? ઓહો!

તમે તો ટેટિયાના સાથે આ પીવી શરૂ કરી દીધી! બુદ્ધિશાળી છે એટલે એવી વાતો સાંભળવાની તમને મજા પડશે! પણ જુઓ આજે મારા શેઠ આવવાના છે અને બપોર સુધી રોકાવાના છે, એટલે જરા પંચાત ઊભી થઈ છે."

"એ કેવા માણસ છે?" ખૂણામાંથી બહાર આવતાં નેજડાનોવે પૂછ્યું.

"ઉમર બહુ મોટી નથી. આમ પણ ઘણા નરમ અને સારા માણસ છે. લોભી છે પણ મારી જરૂર છે એટલે મારી સાથે સારા છે. જુઓ, હવે હું અહીં નહિ આવી શકું. અને તમે બહાર ન નીકળશો. ભાણું અહીં આવશે. તમને એમ લાગે છે, મેરિયાના; કે સિપિયેજિન તમારી તપાસ કરશે?"

"મને નથી લાગતું."

"પણ મને લાગે છે કે કરશે." નેજડાનોવે જણાવ્યું.

"બેય રીતે તૈયારી રાખીશું. પણ તમારે હમણાં જરા ધ્યાન રાખવું પડશે. પછી વાંધો નહિ આવે."

"પણ હજુ એક કામ કરવાનું છે. હું અહીં છું એ સમાચાર માર્કેલોવને આપવાના છે."

"શામાટે?"

"મને લાગે છે કે આપવા પડશે." નેજડાનોવે ખુલાસો ખાઈ જઈ જવાબ આપ્યો.

"ભલે, પાવેલને મોકલશું."

"મારાં કપડાં તૈયાર થઈ જશે ને?"

"છૂપો પોશાક......? એ પણ તૈયાર થઈ જશે. એમા ખરચ શું છે? ચાલો, ટેટિયાના, સાહેબજી!"

મેરિયાના અને નેજડાનોવ ફરી ખંડમાં એકલાં પડ્યાં.

( ૨૭ )

એકલાં પડતાં જ પ્રથમ બનેએ એકબીજાના હાથમાં તાળી દીધી. અને પછી મેરિયાનાએ ખંડ સાફ કરવા માંડ્યો. નેજડાનોવની પેટી ખોલી અંદરથી તે બધી વસ્તુઓ બહાર કાઢવા લાગી. નેજડા-નોવ એને મદદ કરવા ગયો પણ પોતાને ટેવ પડે એ માટે એણે એની મદદ લેવાની ના કહી. હથોડી ન જડવાથી માથું હોળવાના બ્રશથી તેણે ભીંતમાં ખીલી મારી અને પહેરવાનાં કપડાં ત્યાં ટાંગી દીધાં. બાકીનાં કપડાં એક જૂના કબાટમાં ભર્યાં. બધું કાઢતાં એને કપડામાં બાંધેલી રિવોલ્વર હાથ આવી.

" આ શું ? રિવોલ્વરનું શું કામ છે ? ભરેલી લાગે છે ! "

" ના, ભરેલી નથી પણ એ મને આપી દો, આપણા જેવું કામ કરનારને એના સિવાય ક્યાં ચાલે તેમ છે ? "

મેરિયાના હસી પડી અને બીજી વસ્તુઓ કાઢવા લાગી. અચા-નક પેલી કાવ્યોની બુક તેના હાથમાં આવી. બે હાથથી પકડી ઊંચે ધરી રાખી, તે હસતાં હસતાં બોલી. " જરા વખત મળે, એટલે આપણે આ કાવ્યો સાથે વાંચીશું ને ? "

" મને આપી દો એ ! હું એને બાળી નાખીશ." નેજડાનોવ ચીડાઈ ગયો. " એને જ લાયક છે એ. "

"સૌ લેખકો એમ જ વાત કરતા હોય છે. બાળી નાખવાં હતાં તો સાથે લાવ્યા શું કરવા ? આને તો હું મારા ઓરડામાં રાખીશ."

નેજડાનોવ વિરોધ કરવા જતો હતો ત્યાં તો એ એના ખંડમાં નોટબૂક મૂકી પાછી આવી.

આવીને એ એની બાજુમાં બેઠી, પણ બેસતાં જ એ ઊભી થઈને બોલી. "તમે હજુ મારો ઓરડો ક્યાં જોયો છે ? એ પણ તમારી જેવો જ સરસ છે. ચાલો તો !"

નેજડાનોવ ઊભો થયો અને એની પાછળ ગયો. આ ખંડ જરા નાનો હતો પણ ફર્નીચર નવું ને વધુ સારું હતું. બારીમાં એક ફુલદાનીમાં થોડાં ફૂલ હતાં અને ખૂણામાં લોઢાનો પલંગ પડ્યો હતો.

"સોલોમીન કેવા સરસ માણસ છે ?" મેરિયાના અચાનક બોલી ઊઠી. "પણ આપણે સુંવાળા થવું નહિ પાલવે. બધે આપણને આવી જગા નહિ મળે. જો આપણને એક ઠેકાણે કામ મળે તો ઠીક નહિતો જુદું રહેવાનું પણ વિચારવું પડશે. હવે તમે સેન્ટ પિટર્સબર્ગ જવાનાં છો ?"

"ત્યાં કાં તો કૉલેજમાં વ્યાખ્યાનો સાંભળવાં અથવા તો કોઈને ભણાવવા જવું—એ બે કામ છે. અને બેમાંથી એકકેય કરવાં નથી. એટલે ત્યાં જઈને શું કરું ?"

"આપણે સોલોમીનને પૂછીશું. એ રસ્તો બતાવશે." મેરિયાનાએ કહ્યું.

બન્ને નેજડાનોવના ખંડમાં પાછાં ફર્યાં. અને સૌનાં વખાણ કરતાં અને અત્યારે સિપિયેજિનને ત્યાં શું ચાલતું હશે તેની કલ્પના કરતાં, જ્યારે પ્રજામાં જવું પડે ત્યારે શીરીતે વર્તવું તેનો વિચાર

કરવા લાગ્યાં. નેજડાનોવનો અભિપ્રાય હતો કે જેમ એ વિશે ઓછું વિચારીએ અને જેમ વધુ સ્વાભાવિકતાથી વર્તીએ તેમ વધુ સારું થશે.

"હાસ્તો! આપણે એ માટે તો સાદાઇથી અને ગરીબાઇમાં રહેવાનું છે."

"હું એમ નથી કહેતો. હું તો એમ કહું છું કે આપણા મનમાં આપણે પ્રજાથી જુદા છીએ, એ ભાવ જવો જોઇએ."

મેરિયાના મોટેથી હસી પડી, "તમને યાદ છે, અલેકઝાંઇ! કે મેં "આપણે ગરીબ થયા છીએ" એ કેવી રીતે કહ્યું હતું?"

નેજડાનોવે હસતાં હસતાં એ જ શબ્દોનો પુનરુચ્ચાર કર્યો. મેરિયાના પાછી ગંભીર થઈ ગઇ.

"અલેકઝાંઈ!"

"કેમ?"

"મને લાગે છે કે મધુરજની માણવા જતાં યુવાન-યુવતીમાં જે જાતની બેચેની હોય છે તેવી બેચેની આપણને અત્યારે લાગે છે. બંને સુખી હોય, બધું બરાબર હોય તોપણ આ અસ્વસ્થતા જતી નથી......"

નેજડાનોવ પરાણે હસ્યો. "પણ મેરિયાના, આપણે ક્યાં એટલાં નાનાં છીએ........કે......."

મેરિયાના ઊભી થઇ એની સામે આવી ઊભી રહી. "મને લાગે છે કે બધી વાતનો આધાર તમારા પર છે, અલેકઝાંઈ!"

"કેવી રીતે?"

"અલેકઝાંઇ, પ્રિય! હું જાણું છું કે તમે એક પ્રમાણિક માણસ છો. જે પ્રેમથી એકબીજાના જીવન પર એકબીજાને અધિકાર

પ્રાપ્ત થાય છે; એવો પ્રેમ તમને મારા પર છે એવું તમે મને કહો ત્યારે હું તૈયાર છું.”

નેજડાનોવ ડઘાઇ ગયો. “જ્યારે હું તમને આમ કહું ત્યારે...”

“ હા, ત્યારે. પણ અત્યારે તમે એમ કહી શકો તેમ નથી. કારણ કે તમે પ્રામાણિક માણસ છો. ચાલો, હવે આપણે બીજી વાત કરીએ.”

“ પણ હું તમને ખરેખર ચાહું છું, મેરિયાના !”

“ મને એ માટે શંકા નથી......અને હું રાહ જોવા પણ તૈયાર છું. પણ હજી સાફસૂફીનું કામ ક્યાં પૂરું થયું છે? આ શું? કાંઇક પૂઠાં જેવું કઠણ ....કઠણ...”

નેજડાનોવ ખુરશીમાંથી કૂદ્યો. “એને અડશો નહિ, મેરિયાના !”

મેરિયાનાએ આશ્ચર્યથી એની સામે જોયું. “ શું કાંઇ ખાનગી છે?”

“ હા......હા !” ભાર દઇને નેજડાનોવે કહ્યું. “ એ એક છબી છે.”

છેલ્લું વાક્ય એના મોઢામાંથી અજાણતાં સરી પડ્યું. આ કાગળમાં મેરિયાનાની માર્કેલોવે તેને આપેલી છબી હતી.

“ છબી? કોઇ સ્ત્રીની હશે?”

પેલું કાગળમાં બાંધેલું પૂઠું તેણે નેજડાનોવને આપ્યું. પણ એણે તે એવા ધ્રૂજતા હાથે લીધું, તે હાથમાંથી સરી પડ્યું, અને છબી છૂટી થઇ જઇ નીચે ચત્તી પડી.

“ અરે? આ તો મારી છબી છે !” છબી ઉઠાવતાં તે બોલી ઊઠી. “ મારી છબી તો હું જોઈ શકીશ.”

"તમે દોરી છે?"

"ના."

"ત્યારે માર્કલોવે?"

"તમારી અટકળ સાચી છે."

"ત્યારે તમારી પાસે ક્યાથી આવી?"

નેજડાનોવે કેવા સંજોગોમાં છબી એના હાથમાં આવી તેની સઘળી વાત મેરિયાનાને કરી. કેટલીયે વાર સુધી તે છબી સામે જોઈ રહી. બંનેના મનમા એકી સાથે એક જ વિચાર આવ્યો.

"જો માર્કલોવ અહી હોત તો મેરિયાના પાસે માગણી કરવાનો હક......" પણ બેમાંથી કોઈ કાંઇ બોલ્યું નહિ. બંને સમજતાં હતાં કે પરસ્પરના મનમાં શું છે. મેરિયાનાએ છબી ફરી કાગળમાં વીંટાળી દીધી.

"કેવા સારા માણસ છે?" તે ગણગણી. "કોને ખબર તે ક્યાં હશે?"

"કેમ! એને ઘેર. મારે એકાદ બે દિવસમાં એને મળવા જવું પડશે."

"તમને લાગે છે અલેક્ઝાઇ......! કે એણે જ્યારે તમને આ છબી આપી ત્યારે સર્વસ્વનો ત્યાગ કરી દીધો.......?"

"હા."

"તમે એમને મળી શકશો, એવું તમને લાગે છે?"

"હા, જરૂર."

"ઓ!" મેરિયાનાએ માથું નીચું ઢાળી દીધું અચાનક પ્રયત્નપુર્વક સ્વસ્થ થતી તે બોલી. "જુઓ, ટેટિયાના આવે છે. કેવી સારી સ્ત્રી છે!"

ટેટિયાના ભાણું લઈ અંદર આવી. અને ટેબલ પર બધું ગોઠવતાં ગોઠવતાં બહારના બધા સમાચાર આપવા લાગી.

"શેઠ જેવા આવ્યા કે તરત જ ગાંડા માણસની માફક કારખાનામાં દોડાદોડ કરવા માંડ્યા. એને કાંઈ ખબર નથી પડતી પણ બધું તે ખાલી દેખાવ ખાતર કરે છે. વાસિલી ફેડોટીચ તો તેને બાળક જેવા ગણે છે. એટલે જ્યારે એણે કાંઇ ગરબડ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમણે કહી દીધું. "હું હમણાં બધું પડતું મૂકી દઇશ." બસ, આ પછી બોલે તે બેટ્ટા! અત્યારે બધા જમવા બેઠા છે. એની સાથે એક બીજો માણસ છે, ખૂબાખૂબ જાડો અને પાછો ઊંચો! કાંઈ બોલતો નથી પણ બધાના વખાણ કર્યા કરે છે. ખૂબ પૈસાદાર લાગે છે. નહિ તો આટલો જાડો હોય એટલું ખરું કે. મોસ્કોમાં પૈસાદારોનો પાર નથી અને આખા રુશિયાનું ધન ત્યાં ભેગું થાય છે."

"પણ તમને આ બધાની ખબર કેમ પડી જાય છે?" મેરિયાનાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"ઝટ!" ટેટિયાનાએ સ્મિત કર્યું. "ઠીક, ત્યારે હવે તમે બંને બેસો. હું બધું બેઠી બેઠી જોઉં છું."

મેરિયાના–નેજડાનોવ જમવા બેઠાં. ટેટિયાના સામે બારીમાં બેસી હથેળીમાં ગાલ ટેકવી એના તરફ જોઈ રહી.

"તમને બંનેને જ્યારે જોઉં છું......ત્યારે બંને એવાં વહાલાં લાગો છો! તમને જોતાં મારું હૃદય ભરાઈ આવે છે. તમે ઉપાડી શકો તે કરતા કેટલો યે વધુ ભાર તમારા પર આવી પડશે. તમારી જેવાને પૂરી દેવા તો ઝારનાં માણસો ઝંખ્યા કરે છે."

"અમને બહુ બીવરાવશો નહિ. એ તો પડશે તેવા દેવાશે." નેજડાનોવે કહ્યું:

" એ વાત સાચી પણ હમણાં હમણાં પડે છે ત્યારે એવા જોરથી પડે છે કે હેવાની સુધ નથી રહેતી."

" તમારે કાંઈ છોકરાં છે ?" મેરિયાનાએ પૂછ્યું.

" એક છોકરો છે ને નિશાળે જાય છે. એક છોકરી હતી ને અકસ્માતથી ગાડી નીચે આવી ગઇ. ખૂબ રીબાઇ .રીબાઇને એ ગુજરી ગઇ....! જો તરત જ મરી ગઈ હોત તો સારું થાત; પણ બહુ રીબાણી......! એ પછી હું બહુ નરમ થઈ ગઈ છું. નહિ તો હું બહુ કઠણ હતી......."

" કેમ તમને પાવેલ પર પ્રેમ નહોતો ?"

" પણ એમાં ફેર છે ને ? આ તો છોકરાંનો પ્રેમ ! " પણ તમે આમને.......ચાહો છો ?"

" હા."

" ખૂબ ?"

" હા, હા. ખૂબ."

" ખરેખર ?" વારા ફરતી બંને તરફ ટેટિયાના જોવા લાગી. એના ચહેરા પર કાંઇક ચીતરાયું પણ તરત જ અદશ્ય થઇ ગયું. તે કાંઇ બોલી નહિ.

" વારુ," મેરિયાનાએ કહ્યું. " મારે માટે થોડીક મજબૂત, જાડી ઊન લેતા આવજો. મોજાં ગૂંથવાં છે. સાવ સાદી હો....!"

ટેટિયાનાએ હા પાડતા ટેબલ સાફ કર્યું; અને બહાર ચાલી ગઇ.

ફરી બંને એકલાં પડ્યાં.

" વારુ ! ત્યારે આપણે શું કરશું ?" મેરિયાનાએ તેના તરફ ફરતાં પૂછ્યું. " કામ કાલે શરૂ થવાનું છે એટલે આ સાંજ સાદિ-

ત્યમાં ગાળીએ. તમને ગમશે ને ? તમારાં કાવ્યો વાંચીએ. પણ હું બહુ કડક વિવેચક છું એ કહી રાખું છું."

નેજડાનોવે છટકવા માટે બહુ ફાંફાં માર્યાં પણ મેરિયાનાએ તેને છોડ્યો નહિ. છેવટે એ વાંચવા બેઠો. મેરિયાના તેના ચહેરા પર નજર ખોડીને સામે બેઠી. પણ નેજડાનોવ બરાબર વાંચી ન શક્યો. એને લુખ્ખા સ્વરે વાંચવું ગમતું નહોતું અને પદ્ધતિપૂર્વક વાંચવાની એની હિંમત નહોતી; એટલે વાચન સાવ ધડા વગરનું થઈ જતું હતું. વળી મેરિયાના પણ ખરેખર કડક વિવેચક હતી. એને બહુ થોડાં કાવ્યો ગમ્યાં અને ગમ્યાં તે પણ પ્રબોધક નહિ; પણ ટૂંકાં ઊર્મિ કાવ્યો. છેવટે એક છોકરું બોલે તેમ એણે દોબ્રોલુબોવ નામના સુપ્રસિદ્ધ રૂશિયન કવિનું એક મૃત્યુગીત નેજડાનોવના મૃત્યુ-ગીત સામે ગાઈ સંભળાવ્યું.

એ સાંભળી નેજડાનોવે માથું ધુણાવ્યું. "એ બહુ શોકભર્યું, બહુ કડવાશભર્યું કાવ્ય છે. અને કોઈ પાછળ રડશે, એનો એને જેવો ભય છે તેવો મને નથી."

"કેમ નથી ? જો હું વધુ જીવું તો હું છું ને ?" મેરિયા-નાએ ધીમેથી કહ્યું. અને છત તરફ જોઇ સ્વગત બબડી, "પણ એણે મારી છબી દોરી, તે શું એને મારો ચહેરો યાદ રહ્યો હશે ?" નેજડાનોવે એને જવાબ આપ્યો. "હા, એને તમારો ચહેરો બરાબર યાદ હશે !"

મેરિયાના એના જવાબથી આશ્ચર્ય પામી. એના મનમાં હતું કે તે સ્વગત વિચાર કરી રહી છે. તે એવા જ અવાજે આગળ બોલવા લાગી. "ખરેખર.......એ આશ્ચર્યજનક છે. ના, એ એમ ચીતરી શકે જ નહિ, પણ....હું શી વાત કરતી હતી ?" તે હવે મોટેથી બોલવા લાગી. "હા. મને લાગે છે કે કાવ્યો લખવાં હોય તો, પુશ્કીન કે દોબ્રોલુબોવ જેવાં લખવાં જોઇએ. એ કાવ્યો સરસ છે."

"ત્યારે મારાં કાવ્યો કેવાં છે?"

"તમારાં કાવ્યો કેવાં છે?"

"તમારાં કાવ્યો મિત્રોને ગમી જાય છે તેનું કારણ તમારા મિત્રો તમને સારા માણસ માને છે એ છે. અને તમારા મિત્રો પણ સારા માણસો છે."

"ત્યારે તો તમે અમને સૌને એક ઝટકે ઠેકાણે કરી દીધા!" નેજડાનોવે સ્મિત કર્યું.

મેરિયાનાએ એના હાથ પર ટપલી મારી અને લાડથી કહ્યું. "તોફાની!" અને પછી બગાસું ખાતાં ઉમેર્યું. "હવે સૂઈ જવું છે. ખૂબ થાકી છું. વારુ, મારી પાસે અત્યારે એક સો ને ત્રીસ રૂબલ છે. તમારી પાસે કેટલા છે?"

"અઠ્ઠાણું."

"વાહ. ત્યારે તો આપણા જેવાં ગરીબ માણસો માટે પુરતા છે. ઠીક, સાહેબજી."

તે ઊભી થઈ તેના ખંડમાં ચાલી ગઈ. અને બારણું બંધ કર્યું. પંદરેક મિનિટ પછી બારણું અડધું ઊઘડયું અને મેરિયાનાનો સ્નિગ્ધ અવાજ આવ્યો. "સાહેબજી!" ફરી વધુ સ્નિગ્ધ અવાજ આવ્યો "સાહેબજી! કાલે મળશું." અને બારણું બંધ થયું. કળમાં ચાવી ફરવાનો અવાજ સંભળાયો.

નેજડાનોવ બાજુમાં સોફા પર બેસી ગયો. અને એણે મોઢું હથેળીમાં ઢાંકી દીધું. થોડીવારે ઝડપથી એ ઊભો થયો અને એણે દરવાજો ખખડાવ્યો.

"શું છે?" અંદરથી અવાજ આવ્યો.

"કાલે નહિ, મેરિયાના.........કાલે નહિ!"

"કાલે મળશું" અંદરથી સ્નિગ્ધ કંઠ સંભળાયો.

બીજે દિવસે સવારમાં ફરી નેજડાનોવે મેરિયાનાનો દરવાજો ખખડાવ્યો.

"કોણ છે?"

"હું છું, બહાર આવો છો?"

"હમણાં."

થોડીવારે તે બહાર આવી અને એને જોતાં ગભરાઇને ચીસ પાડી ઊઠી. તેણે લાંબો, પીળો નાનકીનનો ડગલો ચડાવ્યો હતો, રૂશિયન રિવાજ પ્રમાણે માથે વચ્ચોવચ્ચ સેંથી પાડી હતી, ગળે વાદળી રંગનો રૂમાલ વીંટાળ્યો હતો, પગમાં ગંદા ચામડાના જોડા પહેર્યાં હતા અને હાથમાં વેપારી જેવી ટોપી હતી. તે પૂરો ગામડાનો વેપારી લાગતો હતો.

"ઓ! કેવા બેડોળ લાગો છો?" બોલતાં મેરિયાનાએ ઝડપથી તેને ગળે હાથ વીંટાળી દઈ ચુંબન કર્યું. "આવો પોશાક તમે કાં પસન્દ કર્યો? એના કરતાં, ખેડૂતનો પોશાક સારો નહિ?"

નેજડાનોવ આ પોશાકથી મનમાં શરમાઇ મરતો હતો. એને લાગતું હતું કે એ મચ્છીમાર જેવો લાગે છે! આ કપડામાં હાથ ક્યાં રાખવા તે ન સૂઝવાથી તેણે અદબ વાળી હતી.

"પાવેલ કહે છે કે આ પોશાકમાં હું વેપારી જેવો લાગું છું ! કેવી મજાની ઉપમા છે ?"

"ત્યારે તમે હમણાંજ શરૂ કરી દેવા માગો છો ?"

"હા, આજે પ્રયત્ન કરીશ પણ ખરી રીતે......."

"તમે નશીબદાર છો !" મેરિયાના વચ્ચે બોલી ઊઠી.

"આ પાવેલ પણ વિચિત્ર માણસ છે." નેજડાનોવે વાત ફેરવી. "એ જ્યારે છૂપી રીતે આપણા પર નજર નાખતો હોય ત્યારે એ નજર એવી વેધક હોય છે કે ગભરામણ થાય. પણ જેવું આપણું ધ્યાન જાય કે આખો ચહેરો ફેરવી નાખે. આખો દિવસ ધ્યેય માટે મંડી રહેવા છતાં એ ધ્યેયની મશ્કરી કર્યા કરે છે. એ માર્કેલોવને પણ બરાબર ઓળખે છે. ફક્ત સોલોમીન માટે એ ગમે ત્યાં ઝંપલાવવા તૈયાર છે."

"ટટિયાનાનું પણ એવું જ છે." મેરિયાનાએ કહ્યું. "માણસો એના પર આટલો વિશ્વાસ કેમ રાખતાં હશે ?"

નેજડાનોવ જવાબ ખાઇ ગયો.

ચારે તરફ અકળાઇને નજર નાખતાં તે બોલી. "હજુ ટટિયાના ઓસીપોવ્ના કેમ નહિ આવ્યાં હોય ?"

"લ્યો, આ આવી ને" પોટલું લઇ અંદર આવતાં ટટિયાનાએ કહ્યું.

મેરિયાના એની પાસે ધસી ગઇ. "તમે લાવ્યા છો ?"

ટટિયાનાએ જવાબમાં પેલા પોટકા પર હાથ ફેરવ્યો.

"અંદર આવો !" બોલતી મેરિયાના તેને એના ખંડમાં લઇ ગઈ.

નેજડાનોવ એના ખંડમાં એકલો પડ્યો. અને ગામડાના વેપારીઓ એના ખ્યાલ પ્રમાણે જે રીતે ચાલતા હતા તે રીતે ચાલવાનો તેણે અભિનય કરવા માંડ્યો, અને દુકાનદારો જેમ બોલે તેમ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આમ કરતાં તેણે થોડી પત્રિકા ગજવામાં નાખી.

આ જ વખતે સોલોમીને ખંડમાં પ્રવેશ કર્યો. "અરે! તમે તો યુદ્ધનો પોશાક ચડાવી પણ લીધો? પણ માફ કરજો સાહેબ, આપની સાથે આ પોશાકમાં કોઈ માનપૂર્વક વાત નહિ કરે!"

"અરે માનપૂર્વક કરશો જ નહિ! હું તો તમને ઘણા વખતથી કહું છું..."

"પણ હજુ તમારે રાહ જોવી પડશે. શેઠ હજુ અહીં છે. એટલે બહાર ન નીકળશો."

"નારે! હું તો જરા પાડોશમાં રખડી આવીશ અને ત્યાં-સુધીમાં ઉપરથી હુકમ આવી જશે......."

સરસ! પણ હું તમને શું કહું? અલેકઝાઇ ચાલશે ને?"

"અરે લેકસી કહો તોપણ વાંધો નહિ." સ્મિત કરતાં નેજડાનોવે કહ્યું.

"ના રે ના! વધુ પડતું આગળ વધવાની જરૂર નથી. (સોલોમીને કહ્યું. "જુઓ. કહે છે કે સાચી સલાહ સોના કરતાં) પણ સારી છે; એટલે કહું છું. તમારી પાસે પત્રિકાઓ છે. એ તમે બીજે ગમે ત્યાં વહેંચજો, પણ મારા કારખાનામાં ન વહેંચતા!"

"કેમ?"

"પહેલી વાત એ છે કે એ તમારે માટે સલામત નથી. બીજી વાત એ છે કે મેં મારા શેઠને આ જગામાં એવું કાંઈ ન કરવાનું

વચન આપ્યું છે. છેવટે આ જગા એની છે અને એણે કામદારો માટે ઘણું ઘણું કર્યું છે. શાળા, હરિપતાલ અને.......બીજું બધું. એટલે તમારું કામ ફાયદા કરતાં નુકસાન વધુ કરશે. બીજે તમારે જે કરવું હોય તે કરો પણ મારા કામદારોમા તમે ન ફરો એમ હું ઇચ્છું છું."

"ચેતવણી હંમેશાં ઉપયોગી નીવડે છે" નેજડાનોવે હસતા હસતાં કટાક્ષ કર્યો.

સોલોમીને એનું નિર્મળ સ્મિત કર્યું. "હા, અલેકઝાઇ, એ ઉપયોગી જ છે પણ અરે! આ શું?"

એ છેલ્લા શબ્દો કામદાર-સ્ત્રીઓનો પોશાક પહેરી બહાર આવતી મેરિયાનાને ઉદ્દેશીને બોલ્યો હતો. એની પાછળ ઉંબર પર મીઠું હસતી ટટિયાના ઊભી હતી. મેરિયાના એના આ નવા ગરીબ લોકોના સાદા પોશાકમાં વધુ સુંદર અને એની ઉંમર કરતાયે નાની લાગતી હતી. એને આ પોશાક નેજડાનોવ કરતાં વધુ ભળતો હતો.

"વાસિલી ફેડોટીચ! મહેરબાની કરીને મશ્કરી ન કરશો." શરમથી લાલ લાલ થઇ જતાં મેરિયાના બોલી.

"કેવું મજાનું જોડું છે!" પાછળથી ટટિયાનાએ કહ્યું. "જુઓ ભાઈ! ગુસ્સે ન થશો, તમે લાગો છો ઠીક, પણ આ મારા નાનકડા પંખી પાસે તમે કાંઈ વિસાતમાં નથી!"

"ખરેખર! કેવી સુંદર છે! મને કેટલી ગમે છે!" નેજડાનોવને વિચાર આવ્યો.

"જુઓ ને!" ટટિયાના બોલી. "મેં કેટલીયે વાર ના કહી છતાં એમણે મને એમની સોનાની વીંટી આપી મારી રૂપાની લઈ લીધી છે."

"પ્રજાસત્તા ઘણું જીવો!"ના પોકારો પાડવા હતા? અને આ કામ શું સ્ત્રીઓનું છે? તમારે તો કોઈ અભણ સ્ત્રીને ભણાવવાની હોય, રખડતાં નાગાંપૂગાં બાળકોને નવરાવવાં-ધોવરાવવાનાં હોય કે માંદાં માણસોને દવા આપવાની હોય! તમારે માટે તો આવી શરૂઆત એ સાચી શરૂઆત છે."

"પણ એવું કામ તો નર્સ કરે. આપણને એનો શો ઉપયોગ છે? મારી કલ્પના તો સાવ જુદી છે."

"ત્યારે શું તમારે યુદ્ધમાં ખપી જવું છે?"

મેરિયાનાની આંખો ચમકી ઊઠી. "હા, હા, હા!"

"અને નેજડાનોવ?"

મેરિયાનાએ ખભા હલાવ્યા. "નેજડાનોવની મને શી ખબર? કાં તો અમે સાથે જશું.......અથવા હું એકલી......."

"તો માફ કરજો.......મેરિયાના; મારી ભાષા જરા ખરબચડી લાગે તો. ગટરમાં રખડતાં બાળકોનાં માથાં હોળવાં કે એના શેડા લૂછવા કે એને નવરાવવાં-ધોવરાવવાં એથી મોટો ભોગ મારે મન બીજો કોઈ નથી. અને બહુ ઓછા માણસો એવો ભોગ આપી શકે છે."

"એમાં પણ હું પાછી નહિ પડું, વાસિલી ફેડોટીચ!"

હું એ જાણું છું અને ઇચ્છું છું કે તમે આ કામ પ્રસંગ આવે ત્યાંસુધી બરાબર કરો!"

"ભલે, પણ આવું કરવા માટે તો મારે ટટિયાના પાસે બધું શીખવું પડશે.

"હા, એથી વધુ સારી શિક્ષિકા તમને નહિ મળે. બનવાજોગ

છે કે તમે આપણા દેશને આ રીતે જ બચાવી શકો"

"તમે મશ્કરી કરો છો, વાસિલી ફેડોટીચ!"

સોલોમીને માથું ધુણાવ્યું. "ના, ના મેરિયાના. હું મશ્કરી નથી કરતો પણ સાચું જ કહું છું. તમે રશિયાની સ્ત્રીઓ પુરુષો કરતાં ઘણી વધુ શક્તિશાળી છો. અને તમે જ દેશને બચાવી શકો તેમ છો."

મેરિયાનાએ ઊંચું જોયું. એની આંખમાં કોઈ વિચિત્ર તેજ ઝબક્યું. "હું ઇચ્છું છું વાસિલી ફેડોટીચ કે હું તમારી અમારા વિશેની શ્રદ્ધા સાચી પાડી શકું. અને એ બધા પછી તો હું મરવાયે તૈયાર છું."

સોલોમીન ઊભો થઈ ગયો. "ના, જીવી શકાય ત્યાંસુધી મરવાની શી જરૂર છે? જુઓ હવે સિપિયેજિનને ત્યાં શું ચાલી રહ્યું છે એ જાણવું હોય તો પાવેલને ઇસારત કરી દેજો એ તત્કાળ બધું જોઈ આવશે."

મેરિયાનાને નવાઈ લાગી. "એ તો અદ્ભુત લાગે છે!"

"હા, એ ખરેખર અદ્ભુત છે. જો લગ્ન પતાવવાની ઇચ્છા હોય તો એ ઝોઝીમને બોલાવી લાવશે. કે હમણાં એની જરૂર નથી?"

"ના, હજી વાર છે."

"ઠીક," કહેતો સોલોમીન મેરિયાના અને નેજડાનોવના ખંડ વચ્ચેના બારણા પાસે જઈ તેની કળ તપાસવા લાગ્યો. "આ કળ બરાબર ચાલે છે?"

"હા," મેરિયાનાએ જવાબ વાળ્યો.

"ત્યારે હવે સિપિયેજિનની ચિંતા કરવાની જરૂર નથી, ખરું?"

સોલોમીન બહાર જવા બારણા તરફ વળ્યો.

"વાસિલી ફેડોટીચ........"

"કેમ ?"

"તમે આમ તો બહુ ઓછાબોલા માણસ છો ? છતાં મારી સાથે શામાટે બહુ વાતો કરો છો ? તમારી વાતચીતથી મને જે આનંદ થાય છે તેની તમને કલ્પના યે નહિ હોય !"

પાછા ફરી તેના બંને નાજુક હાથ પોતાના હાથમાં લેતાં સોલોમીન બોલ્યો. "શા માટે? મને લાગે છે કે તમારા પર મને બહુ ભાવ છે એટલે હું ઝાઝી વાતો કરતો હોઇશ."

તે બહાર ચાલ્યો ગયો. એની પાછળ તાકતી મેરિયાના કેટલીયે વાર સુધી સ્તબ્ધ બની ઊભી રહી. છેવટે હજુ સુધી ન આવેલી ટેટિયાનાને શોધી એની સાથે ચા પી એ કામે ચડી. આજે એણે વાસણ માંજ્યાં, રાંધ્યું અને કોઇનો લઘરો છોકરો શોધી કાઢી એનું માથું પણ હોળ્યું. જમવાનો સમય થાય એ પહેલાં એ પાછી ફરી. અને નેજડાનોવની રાહ જોવા લાગી.

છેવટે એ આવી પહોંચ્યો. એનું શરીર ધૂળ ધૂળ હતું. આવતાં વેંત એ એના સોફા પર બેસી પડ્યો. તે એની બાજુમાં બેસી ગઇ.

"શું કર્યું તમે ?"

તેણે થાકેલા અવાજે જવાબ વાળ્યો. "તમને પેલી બે લીટી યાદ છે, મેરિયાના ?

"[1]It would have been so funny,
Were it not so sad."

૧ જો એ આટલું શોકજનક ન હોત તો એથી ખૂબ ગમ્મત પડત.

"હા, યાદ છે."

"'ત્યારે મારા આ પહેલા' સાહસને આ લીટીઓ બરાબર લાગુ પડે છે. આજે જઇને હું એક નિર્ણય પર આવ્યો છું કે છુપાઇને ફરવા કરતાં વધુ સહેલું કાંઇ નથી. જો બરાબર વોડકા પી શકાય અને વધુમાં વધુ જૂઠું બોલતા આવડે તો ગાડું બરાબર ચાલે છે!"

"ત્યારે તમે જૂઠું બોલ્યા?"

"અરે જેટલું બને તેટલું. પણ એમ લાગ્યું છે કે રસ્તામાં જે કોઇ માણસ આપણને મળે તે બધા અસંતોષથી ખદબદતા હોય છે. પણ એ અસંતોષ દૂર શી રીતે કરવો એનું એને ભાન નથી હોતું. પ્રચારની દૃષ્ટિએ હું કાંઇ નથી કરી શક્યો; બે પત્રિકા એક હોટેલમાં મૂકી, એકાદ એક ગાડામાં નાખી દીધી અને બેત્રણ વહેંચી. રસ્તામાં જે પહેલો માણસ મળ્યો તેણે જો પત્રિકા ધાર્મિક હોય તો જ લેવાની હા કહી, બીજો એના પરનું ચિત્ર જોઈ છોકરું ખુશી થશે એ આશાએ લઇ ગયો, ત્રીજો તો પત્રિકાનું નામ લેતાં જ રાતો-પીળો થઈ મને ગાળો ચોપડવા માંડ્યો અને ચોથાએ એ લઈ મારો ખૂબ આભાર માન્યો. પણ એ સાવ બે-વકૂફ લાગ્યો. એક કૂતરો મને પગે કરડી ગયો, અને પગમાં મોટો ડંખ પડ્યો! એક સિપાઇ મારી પાછળ પડ્યો અને જ્યારે મેં એને મારે ખર્ચે દારૂ પાયો ત્યારે જ એણે મને છોડ્યો."

"આ સિવાય બીજું કાંઈ?"

"બીજું શું હોય? અત્યારે કકડીને ભૂખ લાગી છે અને માથું વોડકાથી ફાટ ફાટ થાય છે."

"કેમ, બહુ પીધો છે.?"

"ના, પણ હું આ પશુઓના પીણાની વાસ જ સહન નથી કરી શકતો. પ્રભુ જાણે? આ લોકો આ કેમ પી શકતા હશે? જો ગરીબ થવા માટે આ વોડકા અનિવાર્ય હોય તો મારે માફી માગવી પડે!"

"ત્યારે તમને કોઇએ ઓળખ્યા નહિ, ખરું ને?"

"ના, પણ આ જિંદગી ખરેખર ભયંકર છે! હું હજુ થાકયો નથી પણ આ વિશે જેમ જેમ વિચારતો જઇશ તેમ તેમ મન ખાટું થતું જશે."

"પણ હું તમને કાંઈ વિચારવા દેવાની નથી ને! મારી વાત કહીશ ત્યાં જમવાનો વખત થઇ જશે."

આ પછી આખો દિવસ પોતે શું કર્યું તેનો અહેવાલ મેરિયાના આપવા લાગી. જ્યારે એ સઘળું કહેતી હતી ત્યારે નેજડાનોવ એવી વિચિત્ર નજરે તેની સામે તાકી રહ્યો હતો કે તે બે ત્રણ વાર વચ્ચે થંભી ગઈ. અને આમ શા માટે એ તાકી રહ્યો છે તે પૂછવા લાગી. પણ નેજડાનોવે જવાબ ન આપ્યો.

જમવાનું પતાવ્યા પછી મેરિયાના એક પુસ્તક લઇ મોટેથી તેને વાંચી સંભળાવવા લાગી. પણ એક પાનું પણ એણે ભાગ્યે જ પૂરું કર્યું હશે ત્યાં અચાનક નેજડાનોવ ઊભો થઇ તેના પગને બાઝી પડ્યો. મેરિયાના પણ ઊભી થઇ ગઇ. નેજડાનોવ આવેશભર્યા ગળગળા સ્વરે કાંઇક બબડતો હતો...એ શું કહેતો હતો તે કાંઇ સમજાતું ન હતું. પણ હવે એનું મૃત્યુ નજીક આવ્યું છે અને એ જલદી મરણ પામશે તેવું કાંઇક એ બબડતો હતો. મેરિયાના ન હલી શકી, ન ચસી શકી કે ન બોલી શકી. એની આંખમાં કરુણા

ઊભરાતી હતી. સ્વસ્થતાપૂર્વક, લાગણીપૂર્વક તે એના સ્પર્શને સહી રહી. અને બે હાથ તેના મસ્તક પર મૂકી તે તેનું માથું પંપાળવા લાગી. આ શાંત પ્રેમે નેજડાનોવને વધુ લાગણીવિવશ બનાવ્યો. તે ઊભો થયો.

"માફ કરો મેરિયાના! મને માફ કરો. આજની અને આવતી-કાલની નિષ્ફળતા માટે મને માફ કરો. તમારા પ્રેમને લાયક બનું ત્યાં સુધી તમે રાહ જોવાને તૈયાર છો એ મને ફરી કહો."

"મેં તમને એ વચન આપ્યું છે. અને એમાંથી હું કદી ચસકવાની નથી."

"આભાર પ્રિય! સાહેબજી."

એ મેરિયાનાના ખંડમાંથી બહાર નીકળી ગયો. અને મેરિયા-નાએ બારણાની કળમાં ચાવી ફેરવી.

પંદર દિવસ પછી મીણબત્તીને અજવાળે એના ખંડમાં બેસી નેજડાનોવ સિલીનને પત્ર લખી રહ્યો હતો. અડધી રાત્રિ કયારની પસાર થઇ ગઇ હતી. ભોંય પર કાદવથી ખરડાયેલાં કપડાં વેરણ-છેરણ પડ્યાં હતાં. બહાર વરસતા વરસાદમાં પવન એકધારો ફૂંકાતો હતો. અને છાપરામાંથી ચિત્રવિચિત્ર સૂરો કાઢતો હતો.

પ્રિય લાડીમીર,—હું અહીં છુપાઇને રહેતો હોવાથી અને પકડાઇ જાઉં તો મારા એકલાની જ નહિ પણ બીજા બધાની જિંદગી જોખમમાં આવી પડે તેમ હોવાથી આ પત્ર નામ સરનામા વગર દૂર દૂરની પોસ્ટઑફિસેથી રવાના કરું છું. છેલ્લા બે અઠવાડિયાથી સિપિયેજિનનું ઘર છોડી એક મોટા કારખાનામાં મેરિયાના સાથે રહું છું. એક મિત્રે અમને અહીં આશ્રય આપ્યો છે. સુગમતા ખાતર એને હું વાસિલી કહીશ. એ અહીં કારખાનામાં મેનેજર છે અને ઘણા સારા માણસ છે. અમે અહીં કાયમ રહેવાના નથી પણ પ્રસંગ આવ્યે નીકળી પડવાના છીએ. પણ એવો સમય કોઇ દિવસ આવશે એમ આજુબાજુનું વાતાવરણ જોતાં જરાયે નથી લાગતું ! આજે મારી વેદનાનો પાર નથી, લાડીમીર ! હું અને મેરિયાના સિપિયેજિનને ત્યાંથી સાથે નીકળ્યાં છીએ. પણ આજસુધી ભાઈ બહેનની જેમ રહ્યાં છીએ. મેરિયાનાને મારી પર પ્રેમ છે અને એણે મને

વચન આપ્યું છે કે જ્યારે હું એના હાથનો અધિકારી છું એમ મને પોતાને લાગે ત્યારે એ મને સ્વીકારશે! પણ મને નથી લાગતું કે હું એના હાથનો અધિકારી છું. તેને મારી પ્રમાણિકતામાં વિશ્વાસ છે એટલે હું એને છેતરી શકું તેમ નથી. હા, મને એટલી ખાતરી છે કે મને એના પર જેટલો પ્રેમ છે તેટલો કોઈ દિવસ કોઈના પર નહોતો. પણ એથી હું મારા જેવા અર્ધમૃત સાથે એનું નસીબ શીરીતે જોડી દઇ શકું? કહે છે કે જ્યારે આવેશનું જોર હોય છે ત્યારે આત્મા ચૂપ બની જાય છે. પણ અહીં એ મુશ્કેલી છે. બધું છતાં હું પ્રમાણિક અને શુભાશયી મનુષ્ય છું. અને કોઇને છેતરવાની મારામાં શક્તિ નથી. અને મારા જેવા શબ જોડે મેરિયાના જેવા જીવન્ત મનુષ્યનું નસીબ જોડવાની મારી હિંમત નથી. તને આ અતિશયોક્તિ લાગશે પણ હું સાવ સાચું કહું છું.

મેરિયાના ખૂબ પરિશ્રમશીલ છે અને જે પ્રવૃત્તિમાં એને શ્રદ્ધા છે તેમાં એ ચોવીસે કલાક રચીપચી રહે છે. અને હું?" હું તો નવરો બેઠો છું! છેલ્લા પંદર દિવસથી પ્રજાનો સંપર્ક સાધવા જાઉં છું. પણ મને આ પ્રજા અજોડપણે મુરખ લાગે છે. બનવાજોગ છે કે ખામી એનામાં નહિ, કાર્યમાં નહિ પણ મારામાં હોય. પ્રજામાં કામ કરી પોતાની તાકાત વધતી અનુભવતા, પોતાના ઘાયલ હૃદય પર આ કામ પાટાપીંડી સમું છે એમ સમજનારા ધૂની માણસો જેવો હું નથી. હું પ્રજાને ફેરવવા ઇચ્છું છું પણ જેવો એમની પાસે જાઉં છું કે હું એમનું સાંભળ્યા કરું છું, અને મને શું બોલવું તે સૂઝતું નથી. મારી સૂગ, મારી અશ્રદ્ધા, મારું આળાપણું—બધું મને ક્ષણે ક્ષણે પીડી રહ્યું છે. છૂપો પોશાક હું પહેરું છું ત્યારે મારી સૂગ હું છુપાવી શકતો નથી. બધા કહે છે કે પ્રજાને ફેરવવી હોય તો પ્રજાના રીતરિવાજ, પ્રજાની ભાષા પ્રજાનું માનસ—આ બધું જાણવું

જોઇએ. પણ મને આ ગળે નથી ઉતરતું. હું તો માનું છું કે તમને જેમાં શ્રદ્ધા હોય તે ગમે તેવું વિચિત્ર હોય, તોપણ પ્રજા સાંભળે છે અને એનાથી દોરવાય છે! હું હમણાં એક પાદરીને સાંભળવા ગયો હતો. એની અશુદ્ધ, ધડા વગરની ભાષામાં એ શું ગરબડગોટા કરતો હતો તે તો પ્રભુ જાણે! પણ એ જે બોલ્યો તેમાં એવું જોર હતું, એની આંખોમાં એવી ચમક હતી, કે તેનું કહેવું કોઇ સમજ્યું નહિ, છતાં સૌ તેની પાસે નમી પડ્યું. જ્યારે હું બોલવા જાઉં છું ત્યારે ભિખારી ભીખ માગતો હોય તેવું લાગે છે! અને મેરિયાના કેટલી શ્રદ્ધાળુ છે? સવારથી સાંજ સુધી તે ટેટિયાના નામની ચાલાક ખેડુત-સ્ત્રી સાથે કામ કર્યા કરે છે. વારંવાર એ સાદાઇની વાતો કરે છે અને પોતાને ગરીબ તરીકે ઓળખાવે છે. પોતાના હાથમાં ચોળા પડે છે તેથી એ ખુશ થાય છે અને હવે એ જોડા પહેર્યા સિવાય જવાની ટેવ પડે છે! એ ખડક સમી અવિચલ છે. જ્યારે હું એની પાસે મારી નિર્બળતાની વાત કરવા જાઉં છું ત્યારે લાજીમરું છું. એની આંખો મારો એકરાર સાંભળી જાણે મને આજ્ઞા કરે છે, "ગમે તેમ કરીને આપણે આપણા ધ્યેયને પહોંચવાનું છે. એટલે આ નિર્બળતા દૂર કર્યે જ છુટકો છે!" આ આજ્ઞાને હું ઉડાવ્યા સિવાય રહી શકતો નથી. અને ફરી ઉપડું છું.......

ઘણીવાર મને થાય છે કે મારા પિતાને મને પેદા કરવાનો શો અધિકાર હતો? આ દુર્બળતા, આ આળાપણું, આ સૂગ એ બધું શું મારા પિતાનો વારસો નથી? પક્ષીને પેદા કરીને પાણીમાં ફેંક્યું, અને કવિને પેદા કરી કાદવમાં ફેંકયો—એવું જ મારા સંબંધમાં બન્યું છે. હું લોકસત્તાવાદી છું છતાં સામાન્ય લોકોનું રોજનું પીણું—વોડકાની વાસમાત્રથી મને તાવ આવે છે! પણ હું લોકસત્તાવાદી બન્યો તેમાં મારા પિતાનો શો દોષ?

પ્રિય લાડીમીર ! મારી દશા અહીં બહુ ખરાબ છે. મનમાં એવા ભયંકર વિચારો આવે છે કે સમસ્ત મન અવસાદથી ભરાઇ જાય છે. અહીં કેટલાયે માણસો છે પણ એમની સાથે હું ભળી જ નથી શકતો. વાસિલી સાથે એ લોકોને ફાવી ગયું છે. પણ મારી અને એમની વચ્ચે એક દુર્ભેદ્ય દિવાલ ઊભી થઈ ગઇ છે. ત્યારે કરવું શું ? પત્રિકાઓ લખી અનેકમાં થોડીનો વધારે ઉમેરો કરવો ? કે સાચીખોટી ખેડૂત–જીવનની વાર્તાઓ લખવી ? કે છાપખાનું ચલાવવું કે હથિયાર ઉઠાવવા ? ઉઠાવવા હોય તો કોની સામે, શામાટે અને કોની સાથે ? અને હથિયાર ઉઠાવીએ એટલે આપણાં જ માણસો આપણને પૂરા કરવાના છે. આ તો આપઘાતનું આડકતરું રૂપ છે. એના કરતાં સારી જગા શોધી કાઢી, મરજી પડે તે સમયે અને મરજી પડે તે ઠેકાણે, શરીર પર નિશાન લઈ મરવું શું ખોટું ?

હું તો ઇચ્છું છું કે કયાંક લડાઈ ફાટી નીકળે, કે જ્યાં રાજા–પ્રજા લડતાં હોય, અને એમાં ભાગ લઈ, બીજાને નહિ તો મારી પોતાની જાતને તો મુક્ત કરું......

જે મિત્રે અમને અહીં રક્ષણ આપ્યું છે તે વાસિલી ભાગ્યશાળી માણસ છે. એ આપણા વિચારનો છે પણ ખૂબ સ્વસ્થ, શાંત અને નિર્ભય માણસ છે. બીજા કોઇપણ માણસ સાથે હું ઝઘડી શકું પણ એની સાથે કદી ઝઘડી ન શકું. એની સફળતાનું રહસ્ય એની માન્યતાઓમાં નહિ પણ એની પ્રકૃતિમાં રહેલું છે. એ નિરાશા કે ઉશ્કેરાટમાં કદી સમજતો નથી. એને મેરિયાના જોડે ઠીક મૈત્રી થઈ ગઈ છે. અને મને ઘણીવાર આશ્ચર્ય થાય છે કે અમારી વચ્ચે પરસ્પર પ્રેમ હોવા છતાં અમને શી વાત કરવી તે સૂઝતું નથી. જ્યારે એમની વચ્ચે વાતોના વિષય કદી ખૂટતા નથી. મને ઇર્ષ્યા

નથી થતી છતાં જ્યારે એમને સાથે જોઉં છું ત્યારે મન ખાટું થઇ જાય છે. વાસિલી મેરિયાના માટે કામ શોધવા પ્રયત્ન કરે છે અને મેરિયાના એની પાસે કામની માગણી કરે છે. છતાં (જો કે તું આ વાત નહિ માને) જો હું લગ્નની માગણી કરું તો મેરિયાના તૈયાર છે...પાદરી તૈયાર છે...અને વાસિલી પણ તૈયાર છે. પણ આથી મારી સ્થિતિ જરાયે સુધરે તેમ નથી....હું ગમે તે કરું છતાં આમાંથી રસ્તો જડવાનો નથી. જાણે જીવન ભારરૂપ બની ગયું છે. મને એમ લાગ્યા કરે છે કે આમ ને આમ નહિ ચાલે. મારું મન કોઈ અજાણ્યે માર્ગે ઘસડાઇ રહ્યું છે....

મેં વારંવાર કહ્યું છે કે કામ કરવાનો વખત આવી ગયો છે. અને આજે કામ તો આ કરું છું.

આ પહેલાં મેં તને સિપિયેજિનના સાળા વિશે લખેલું. એ એક એવું સાહસ ઉપાડવાના છે કે એમાંથી એ બહાર નહિ નીકળવા પામે.

હું દિલગીર છું લાડીમીર કે આવો કરુણ કાગળ મારે તને લખવો પડે છે. હવે હું ફરી ક્યારે લખીશ? ક્યારેય લખી શકીશ કે નહિ? મને એટલી ખાતરી છે કે તું તારા આ મિત્રને કદી નહિ ભૂલે.

તારો મિત્ર,
અલેકઝાઇ નેજડાનોવ

છેલ્લી લીટી લખી નેજડાનોવે પેન પછાડી. "પત્યું! આ ડરડવાનું બંધ કરી હવે ઊંઘી જાઉં!" અને એ ઊઠીને બિછાનામાં પડ્યો. મળસકું થયું પણ તેને ઊંઘ ન આવી. મોડેથી એની આંખો જરા મળી.

સવારે મેરિયાનાએ તેને જગાડયો. અને એ ટરિયાના પાસે બહાર ચાલી ગઇ. પણ હજુ એ કપડાં પહેરે તે પહેલાં તે પાછી અંદર ધસી આવી. તેના મુખ પર આતુરતા, આનન્દ અને જિજ્ઞાસા છવાયાં હતાં.

"અરે અલેકઝાંઇ! કહે છે કે બાજુના પ્રાંતમાં તો શરૂ થઇ ગયું!"

"શું શરૂ થઇ ગયું? કોણે કહ્યું?"

"પાવેલ ખબર લાવ્યા. કહે છે કે ત્યાં ખેડૂતો કર ભરવાની ના પાડે છે અને મોટાં મોટાં ટોળાં ભેગાં થયાં છે."

"તમે પોતે જ એમની પાસેથી સાંભળ્યું?"

"ના, ટરિયાનાએ કહ્યું. પણ જુઓ, પાવેલ પોતે આવે છે. એને જ પૂછી જુઓ!"

પાવેલ અંદર આવ્યો. એની કાળી દાઢી હવામાં લહેરતી હતી અને એની કાળી આંખોમાં ચમક હતી. એણે મેરિયાનાની વાતનું સમર્થન કર્યું. "હા, ત્યાં કાંઇક ગરબડ છે ખરી! સર્ગાઈ મિહિલોવીચ પાંચ દિવસથી ઘેર નથી એટલે ત્યાં પહોંચી ગયા હશે."

નેજડાનોવે એની ટોપી હાથમાં લીધી.

"તમે કયાં જાઓ છો?" મેરિયાનાએ પૂછ્યું.

"ત્યાં, બીજે કયાં?" સામું જોયા સિવાય એ ધૂરકયો.

"રહો, હું યે આવું છું. મને લઇ જશો ને? હું શાલ લઇ આવું."

"ત્યાં સ્ત્રીઓનું કામ નથી." નેજડાનોવે ચીડાઇને કહ્યું.

"ના, આપણે ન જઇએ તો માર્કેલોવ આપણને કાયર ગણે.

એટલે હું યે આવું છુ..."

"હા, હું કાયર નથી." કડવાશભર્યા સ્વરે નેજડાનોવે કહ્યું.

મેરિયાના શાલ લેવા અંદર દોડી ગઈ. પાવેલ મનમાં મનમાં હસતો સોલોમીનને ખબર આપવા દોડ્યો.

મેરિયાના શાલ લઈ પાછી ફરે તે પહેલાં સોલોમીન આવી પહોંચ્યો. હાથમાં કપાળ ટેકવી બારીમાં ઊભેલા નેજડાનોવના ખભા પર તેણે હાથ મૂકયો, નેજડાનોવ ફર્યો. એની હજામત વધેલી હતી, એનું મોઢું વાસી હતું અને એની આંખોમાં ઉશ્કેરાટ છૂપો રહેતો ન હતો. છેલ્લા થોડા દિવસથી સોલોમીન પણ થોડો ફર્યો હતો. એના હોઠ ખેંચાયેલા રહેતા, એનું મોઢું વારંવાર ઉઘડતું-બંધ થતું હતું. એ જેટલો ઉશ્કેરાઈ શકે તેટલો ઉશ્કેરાયો હતો.

"માર્કેલોવ છેવટે સંયમ ન રાખી શકયા." એણે કહ્યું. "અને આનું પરિણામ સૌને માટે ખરાબ આવશે."

"પણ ત્યાં શું છે તે મારે જઈને જોવું છે."

"અને મારે પણ સાથે જવું છે." એના ખંડના ઊંબર પર ઊભા રહેતાં મેરિયાનાએ ઉમેર્યું.

સોલોમીન ઝડપથી મેરિયાના તરફ ફર્યો. "હું તમને જવાની સલાહ નહિ આપું, મેરિયાના. તમે અમને અને તમને સૌને કારણ વગરનાં જોખમમાં નાખશો. એના કરતાં નેજડાનોવને જવા દો. એ જોઈને તરત જ પાછા આવશે. તમારે જવાની શી જરૂર છે?"

"હું એમનાથી જુદી પડવા માગતી નથી."

"તો તમે એમને અડચણરૂપ થશો."

મેરિયાનાએ નેજડાનોવ સામે જોયું. એ સ્થિર ઊભો હતો. એના મુખ પર અણગમો હતો.

"પણ જો ત્યાં કાંઈ હશે તો ?"

"તો હું તમને જવા દઈશ." સ્મિત કરતાં સોલોમીને કહ્યું.

મેરિયાનાએ શબ્દ પણ વધુ ઉચ્ચાર્યા સિવાય શરીરે લપેટેલી શાલ ઉતારી લીધી. અને સોફા પર બેસી ગઈ. સોલોમીન નેજડાનોવ તરફ ફર્યો.

"તમે ત્યાં જઈને જોઇ આવો એ બરાબર છે, અલેક્ઝાઇ. મને વહેમ છે કે વાત જરા વધુ પડતી આવી છે. જરા સંભાળ રાખજો, જો કે હું તમને એકલા નહિ જવા દઉં પણ તમે મને પાછા આવવાનું વચન આપો. બોલો, પાછો આવશો ને?"

"હા, જ્યારે મેરિયાના સહિત સૌ તમારો હુકમ ઉઠાવે છે ત્યારે હું પણ ઉઠાવીશ."

"અને એ કોઇને "સાહેબજી" પણ કર્યા સિવાય બહાર નીકળી ગયો. કોણ જાણે ક્યાંથી ફૂટી નીકળી પાવેલ એની આગળ થયો.

સોલોમીન મેરિયાનાની પડખે બેસી ગયો. "તમે અલેક્ઝાઇના છેલ્લા શબ્દો સાંભળ્યા?"

"હા, તમારું કહ્યું માન્યું તેથી એ ચીડાયા છે. પણ એમાં હું શું કરું? મને એના પર પ્રેમ છે પણ વાત તમારી ગમે છે. એ મને પ્રિય છે....પણ તમે મારા મિત્ર છો."

સોલોમીને ધીરેથી એના હાથને સ્પર્શ કર્યો. "આ બહુ ગમે તેવું કામ નથી." છેવટે એ બોલ્યો. "જો માર્કેલોવ આમાં હશે તો આપણે એની આશા છોડવી રહી."

મેરિયાના થથરી ઊઠી. "હેં?"

"હા, કોઇ કામ અધૂરું કરવું તે તેના સ્વભાવમાં નથી અને છૂપું રાખવું તે તેની પ્રકૃત્તિ નથી."

"એની આશા છોડવી રહી!" મેરિયાનાની આંખમાંથી આંસું સરી પડ્યાં. "વાસિલી ફેડોટીચ! મને એમને માટે ખૂબ લાગી આવે છે. પણ તમે એ બચશે જ નહિ એમ શા ઉપરથી કહો છો?"

"છેવટે સફળતા મળવાની હોય તોપણ આવાં સાહસોમાં જે પ્રથમ ઝુકાવે છે તેનું મૃત્યુ અનિવાર્ય હોય છે. અને આ સાહસમાં તો સૌ સપડાઇ જવાના છે, એટલે આમ ધારું છું."

"ત્યારે આપણે એને કોઈ દિવસ નહિ મળી શકીએ?"

"ના, જીવતાં તો કદાચ નહિ. પછી કોને ખબર? પણ આપણે તો આપણા માર્ગે આગળ વધ્યે જ જશું."

"ત્યારે તમને બીક નથી લાગતી?"

"ના, બીક રાખવી નકામી છે. ફેર એટલો છે કે અમારું ધ્યેય એક હોવા છતાં, મારા અને માર્કેલોવના માર્ગ જુદા છે."

"બિચારા સર્ગાઇ!" શોકભર્યા સ્વરે મેરિયાના બબડી.

સોલોમીને ધીમેથી એનો હાથ હાથમાં લીધો. "ખરેખર શું છે તે તો પાવેલ આવે ત્યારે ખબર પડે. આપણા કામમાં મોળા માણસો ચાલી નથી શકતા. એટલે આપણે મૃત્યુ અને નિરાશા એ બે શબ્દો મનમાંથી જ કાઢી નાખવા જોઇએ અને સામેથી કોઈ આફત વહોરવી પણ ન જોઈએ."

સોલોમીન ઊભો થયો.

પણ મેરિયાના અચાનક બોલી ઊઠી. "પણ તમે મારે માટે કામ શોધવાના હતા તેનું શું થયું?" હજુ આંસું તેની આંખમાં

ચમકતાં હતાં પણ તેનો શોક વીખરાઈ ગયો હતો. સોલોમીન ફરી નીચે બેસી ગયો.

"કેમ તમારે જવાની બહુ ઉતાવળ છે?"

"ના, પણ મારે જલદી કામે ચડી જવું છે."

"તો તમે અહીં જે કરો છો તે કામ જ છે, મેરિયાના! હમણાં જવાની ઉતાવળ ન કરો." આ વખતે ટેટિયાનાને અંદર પ્રવેશતી જોઈ તેણે પૂછ્યું. "શું છે?"

"કોઈ બાઇ બહાર આવી છે અને અલેકઝાંઇ મિટ્રીશને મળવા માગે છે. મેં ઘણું કહ્યું કે આ નામનો કોઈ માણસ અહીં રહેતો નથી પણ...."

"કોણ છે એ?"

"કોઇ બાઈ છે. અને એણે એનું નામ આ કાગળ પર લખી દીધું છે."

કાગળ પર મોટા અક્ષરે "મશુરિના" લખ્યું હતું.

"વારુ, એને અંદર બોલાવ. એ અંદર આવે તેમાં તમને કાંઈ વાંધો નથીને? એ પણ આપણા મિત્ર છે."

"ના, જરાયે નહિ." મેરિયાનાએ જવાબ વાળ્યો.

થોડીવારે મશુરિના પ્રથમ પ્રકરણમાં જે પોશાકમાં આપણે જોઇ હતી તે પોશાકમાં અંદર દાખલ થઇ.

"નેજડાનોવ ઘેર છે?" ઉંબર પર ઊભા રહી તેણે પૂછ્યું. પણ સોલોમીન તરફ નજર જતાં તે અંદર આવી. અને તેની સાથે હસ્તધૂનન કર્યું.

"કેમ છો સોલોમીન? નેજડાનોવ ક્યાં છે?" મશુરિનાએ આડકતરી નજરે મેરિયાના તરફ જોતાં પૂછ્યું.

"એ હમણાં આવશે. પણ એ અહીં છે, તેની તમને કેમ ખબર પડી?"

"માર્કેલોવે કહ્યું. વળી ગામમાં પણ ઘણા માણસોને ખબર છે."

"ખરેખર?"

"હા, કોઇએ વાત બહાર પાડી દીધી હશે. અને એ ઓળખાઇ પણ ગયા છે."

"આવી રીતે છુપાઇને રહેવા છતાં?" સોલોમીન બબડયો. "વારુ, તમારો પરિચય કરાવું. બેસો ને મશુરિના! આમનું નામ છે મિસ મેરિયાના."

મેરિયાના તરફ જોઈ જરા માથું હલાવતાં મશુરિના બેઠી. "મારે નેજડાનોવને એક પત્ર આપવાનો છે. અને તમારે માટે એક સંદેશો લાવી છું."

" શો સન્દેશો ? કોનો છે ? "

" જેને તમે ઓળખો છો તેનો સન્દેશો છે....વારુ, અહીં બધું તૈયાર છે ? "

" ના, કશું ય નહિ. "

મશુરિનાએ આંખો ફાડી. " કાંઈ નહિ ? "

" ના, જરાય નહિ. "

મશુરિના વિચારમાં પડી. અને ખિસ્સામાંથી સિગારેટ કાઢતાં તેણે પૂછ્યું. " દીવાસળી આપશો ? "

સોલોમીને દીવાસળી આપી અને મશુરિનાએ સિગારેટ સળગાવી. " એ લોકો સાવ જુદી આશા તમારી પાસેથી રાખતા હતા. પણ એ તો તમારે સમજી લેવાનું છે. વારુ, મારે નેજડાનોવને પત્ર આપવાનો છે. કારણ કે તુર્ત જ જવું છે. "

" હવે તમે કયાં જવાનાં છો ? "

" આ વખતે ઘણે દૂર. " ( મશુરિના જર્મન ભાષાનો એક શબ્દ પણ ન જાણતી હોવા છતાં તેને જિનિવામાં એક અજાણ્યા મનુષ્યને બસોએંસી રૂબલ અને એક સંકેતચિન્હ આપવા મોકલવામાં આવતી હતી. મશુરિનાને સોલોમીન પર વિશ્વાસ ન હોવાથી અને મેરિયાના સમી અજાણી વ્યક્તિ હાજર હોવાથી એ કાંઇ બોલી નહિ.)

" ત્યારે ઑસ્ટ્રોડુમોવ કયાં છે ? "

" એ કામે ચડી ગયા છે. જરૂર હશે તો અહીં આવશે. બાકી તો એ પોતાનું સંભાળી શકે તેવા છે. "

" ત્યારે તમે કેવી રીતે અહીં આવ્યા ? "

" ગાડામાં. પણ મને બીજી દીવાસળી આપો તો. "

સોલોમીને એને દીવાસળી આપી. ત્યાં બહારથી અવાજ આવ્યો. "વાસિલી ફેડોટીચ ! જરા બહાર આવશો ?"

"કેમ ? શું છે ?"

"બહાર આવો તો." પેલા અવાજે ભારપૂર્વક આજીજી કરી. "કોઈ નવા કામદારો આવ્યા છે અને પાવેલ ઇગોરિચ અહીં હાજર નથી."

સોલોમીન ઊઠીને બહાર ગયો. મશુરિનાએ એવી નજરે મેરિયાના તરફ તાકવા માંડ્યું કે મેરિયાના બેચેન બની ગઈ.

"માફ કરજો." મશુરિનાએ જરા કરડા અવાજે વાત શરૂ કરી. "હું જે પૂછું તેથી ગુસ્સે ન થશો અને જવાબ ન આપવો હોય તો ન આપશો. હું બહુ ભણી નથી એટલે મને વાત કરતાં નથી આવડતી. પણ સિપિયેજિનને ત્યાંથી નેજડાનોવ જોડે તમે નાસી આવ્યાં છો ?"

"હા, આશ્ચર્ય પામતાં મેરિયાનાએ જવાબ વાળ્યો.

"ત્યારે માફ કરજો. તમારા પર એમનો પ્રેમ છે એટલે તમે સારા માણસ જ હશો...."

"તમે એમને કેટલા વખતથી ઓળખો છો ?" મેરિયાનાએ પૂછ્યું.

"સેન્ટપિટર્સબર્ગમાં હું આવી ત્યારથી. એટલે જ મેં તમને પૂછ્યું ને ? સર્ગાઇ મિહેલોવીચે પણ મને કહેલું...."

"કોણે માર્કેલોવે ! તમે એમને છેલ્લાં કયારે મળેલાં ?"

"થોડા વખત પહેલાં જ. પણ હવે એ નીકળી ગયા છે."

"ક્યાં ?"

"જ્યાં હુકમ થયો ત્યાં."

મેરિયાનાએ નીસાસો નાખ્યો. "ઓ મિસ મશુરિના, મને એમને માટે ખૂબ લાગી આવે છે."

"જુઓ, સૌથી પહેલાં તો તમારે આ "મિસ" અને એવો વિવેક છોડી દેવો જોઇએ. અને બીજું તમને કોઇને માટે "લાગી" ન આવવું જોઇએ. જ્યારે માણસ પોતાની જાતનો મોહ છોડે ત્યારે જ તે બીજાનો મોહ છોડી શકે હું તો કોઇને માટે આવું વિચારતી નથી, અને તમારે પણ આમ જ કરવું પડશે. ફેર એટલો છે કે હું કદરૂપી છું, અને તમે રૂપાળાં છો, એટલે આવી રીતે વિચારવું જરા આકરું લાગશે. (મેરિયાના આ શબ્દો સાંભળી નીચું જોઇ ગઈ.) તમારા સુખમાં વિક્ષેપ નાખતો એક પત્ર...હું લાવી છું. મને એ પત્ર આપવો નહિ ગમે...પણ ત્યારે એ પત્રનું હું શું કરું?"

"એ પત્ર તમે નેજડાનોવને આપો જ." મેરિયાનાએ કહ્યું. "સર્ગાઇ મિહૈલોવીચ કેટલા સારા માણસ છે! મશુરિના, એમને મોતની સજા થશે કે સાઇબીરિયા મોકલશે?"

"એમાંથી ગમે તે થાય તોયે શું? સાઇબિરિયા જશે તો ઘણા આવે છે તેમ પાછા આવશે. વળી ઘણાને જિંદગી એવી ખારી થઇ ગઈ હોય છે કે મોત તેમને મધ જેવું મીઠું લાગે છે..." આમ બોલી કેટલીયે વાર સુધી તે મેરિયાના સામે જોઈ રહી. "તમે કેટલાં સરસ છો? હું નથી ધારતી કે અલેક્ઝાઈ અહીં આવે ...હું તમને કાગળ આપું તે તેમને પહોંચાડી દેશો? મારે ખોટી થવું ન પડે."

"હા, લાવો હું એમને આપી દઇશ."

મશુરિના ફરી હથેળીમાં ગાલ ટેકવી કેટલીયેવાર સુધી વિચાર-

કરતી બેસી રહી છેવટે એ બોલી. " વારુ ! મને કહો કે તમે ખરેખર એને ચાહો છો ? "

" હા. "

મશુરિનાએ માથું ધુણાવ્યું. " જો એ તમને ચાહતા હોય તો આ પ્રશ્ન બીનજરૂરી છે. વારુ ત્યારે ! હું હવે જાઉં. એમને કહેજો કે હું—મશુરિના અહીં આવી હતી. એમને મારી વતી અભિનન્દન આપજો. પણ અરે, મેં એ કાગળ કયાં મૂકયો ?

મશુરિના ઊભી થઇ જાણે કપડામાં શોધતી હોય તેમ મોઢું ફેરવી કાગળનો એક ટૂકડો મોંમાં મૂકી ગળી ગઇ અને બોલતી રહી. " અરે, એ કાગળ કયાં ગયો ? કોઇના હાથમાં જશે તો શું થશે ? છેવટે અજાણમાં પણ સર્ગાઈના કહેવા મુજબ જ થયું ! "

" ફરી જુઓ ! મળશે. " મેરિયાના ગણગણી.

" એ તો ખોવાયો. હવે મહેનત કરવી નકામી છે. " મશુરિના બોલી.

મેરિયાના તેની નજીક આવી. " ઠીક, ત્યારે ! ચાલો આપણે મળી લઇએ. "

મશુરિના આવેશપૂર્વક તેને ભેટી પડી. જોરથી તેને છાતી સરસી ચાંપી વેદનાભર્યા સ્વરે તે બોલી. " કોઇને યે માટે મેં આ ન કર્યું હોત ! પણ હવે સૌને માટે ભય આવી રહ્યો છે. માટે જરા વધુ સંભાળ રાખવાનું એમને કહેજો. જો બીજે ચાલ્યા જાઓ તો વધુ સારું ! અને એમને કહેજો......કે.......પણ હવે એનો કાંઈ અર્થ નથી. સાહેબજી ! "

એ જોરથી બારણું બંધ કરતી બહાર નીકળી ગઈ. મેરિયાના મૂંઝાઇને ખંડ વચ્ચે ઊભી રહી. આ બધાનો શો અર્થ છે ? આ

ચી મારા કરતાં યે એને વધુ ચાહે છે. એ કેની સૂચનાઓ આપતી હતી? અને સોલોમીન આટલી ઝડપથી કયાં અદૃશ્ય થઈ ગયા છે? તે ખંડમાં આંટા મારવા લાગી. અને મનનાં પ્રશ્ન પર પ્રશ્ન પૂછવા લાગી. એના મનમાં એકી સાથે બીક, આશ્ચર્ય અને ચીડ ઘૂમવા લાગ્યાં. એ શામાટે નેજડાનોવ જોડે ન ગઈ? એને સોલોમીને સમજાવી.....પણ સોલોમીન કયાં ગયા છે? ચારે તરફ શું ચાલી રહ્યું છે? મશુરિનાએ એમને બંનેને બચાવવા પેલો પત્ર ન આપ્યો. અને એમને ખાતર શિસ્તનો ભંગ કર્યો. એ શામાટે મશુરિનાના પ્રેમથી આટલી લાગણી-વશ થઇ ગઇ? એવી ખાનદાનીનો શો અર્થ છે? અને પ્રેમ શું ફરજ કરતાં પણ મોટો છે? એ બીજા એના પ્રત્યે આવી ઉદારતા બતાવે એવું ઇચ્છતી હતી? જ્યારે માર્કેલોવનો જાન જોખમમાં છે ત્યારે અમે અહીં લહેર કરીએ છીએ. માર્કેલોવ અમને જુદા ન પડવા દેવા મહેનત કરે છે. આ મહેનતને ખાનદાની સમજવી કે તિરસ્કાર? પેલા કાગળમાં શું હશે! હવે શું કરવું?

મેરિયાના જેમ જેમ વિચારતી ગઇ તેમ તેમ એની ચીડ અને અસ્વસ્થતા વધતા ગયા. મશુરિના એને સ્વરૂપવાન કહે અને નેજડાનોવને સાચવવા સોલોમીન પાવેલને મોકલે એ બધું તેને અસહ્ય લાગ્યું. એનું અભિમાન ઘવાયું. એને થયું. "આ સોલોમીન ખરે-ખર શું માને છે? એ ક્રાંતિકાર નથી છતાં શામાટે આવી જોખમ-ભરી પ્રવૃત્તિ કરે છે?" એનું મગજ ગરમ થઈ ગયું. કોઇ પુરુષની માફક અદબ ભીડી, હોઠ દબાવી, જાણે કૂદકો મારવો હોય તેમ તે બારી પાસે જઇ બેઠી. એને ટેટિયાના પાસે જવાનું મન નહોતું, કોઇને સાંભળવાનું મન ન હતું. ક્ષણે ક્ષણે પોતાની લાગણીઓ તપાસતી, એક ઝટકે નકામા વિચારોને હાંકી કાઢતી ગુસ્સાભરી, જિદભરી તે રાહ જોતી બેઠી.

કરતી બેસી રહી છેવટે એ બોલી. “ વારુ ! મને કહો કે તમે ખરેખર એને ચાહો છો ? ”

“ હા. ”

મશુરિનાએ માથું ધુણાવ્યું. “ જો એ તમને ચાહતા હોય તો આ પ્રશ્ન બીનજરૂરી છે. વારુ ત્યારે ! હું હવે જાઉં. એમને કહેજો કે હું–મશુરિના અહીં આવી હતી. એમને મારી વતી અભિનન્દન આપજો. પણ અરે, મેં એ કાગળ કયાં મૂકયો ?

મશુરિના ઊભી થઇ જાણે કપડામાં શોધતી હોય તેમ મોઢું ફેરવી કાગળનો એક ટૂકડો મોંમાં મૂકી ગળી ગઇ અને બોલતી રહી. “ અરે, એ કાગળ કયાં ગયો ? કોઇના હાથમાં જશે તો શું થશે ? છેવટે અજાણમાં પણ સર્ગાઇના કહેવા મુજબ જ થયું ! ”

“ ફરી જુઓ ! મળશે. ” મેરિયાના ગણગણી.

“ એ તો ખોવાયો. હવે મહેનત કરવી નકામી છે. ” મશુરિના બોલી.

મેરિયાના તેની નજીક આવી. “ ઠીક, ત્યારે ! ચાલો આપણે મળી લઇએ. ”

મશુરિના આવેશપૂર્વક તેને ભેટી પડી. જોરથી તેને છાતી સરસી ચાંપી વેદનાભર્યા સ્વરે તે બોલી. “ કોઇને યે માટે મેં આ ન કર્યું હોત ! પણ હવે સૌને માટે ભય આવી રહ્યો છે. માટે જરા વધુ સંભાળ રાખવાનું એમને કહેજો. જો બીજે ચાલ્યા જાઓ તો વધુ સારું ! અને એમને કહેજો......કે.......પણ હવે એનો કાંઈ અર્થ નથી. સાહેબજી ! ”

એ જોરથી બારણું બંધ કરતી બહાર નીકળી ગઈ. મેરિયાના મૂંઝાઇને ખંડ વચ્ચે ઊભી રહી. આ બધાનો શો અર્થ છે ? આ

આ મારા કરતાં યે એને વધુ ચાહે છે. એ કેવી સૂચનાઓ આપતી હતી? અને સોલોમીન આટલી ઝડપથી ક્યાં અદૃશ્ય થઈ ગયા છે? તે ખંડમાં આંટા મારવા લાગી. અને મનનાં પ્રશ્ન પર પ્રશ્ન પૂછવા લાગી. એના મનમાં એકી સાથે બીક, આશ્ચર્ય અને ચીડ ઘૂમવા લાગ્યાં. એ શામાટે નેજડાનોવ જોડે ન ગઈ? એને સોલોમીને સમજાવી.....પણ સોલોમીન ક્યાં ગયા છે? ચારે તરફ શું ચાલી રહ્યું છે? મશુરિનાએ એમને બંનેને બચાવવા પેલો પત્ર ન આપ્યો. અને એમને ખાતર શિસ્તનો ભંગ કર્યો. એ શામાટે મશુરિનાના પ્રેમથી આટલી લાગણી-વશ થઇ ગઇ? એવી ખાનદાનીનો શો અર્થ છે? અને પ્રેમ શું ફરજ કરતાં પણ મોટો છે? એ બીજા એના પ્રત્યે આવી ઉદારતા બતાવે એવું ઇચ્છતી હતી? જ્યારે માર્કેલોવનો જાન જોખમમાં છે ત્યારે અમે અહીં લહેર કરીએ છીએ. માર્કેલોવ અમને જુદા ન પડવા દેવા મહેનત કરે છે. આ મહેનતને ખાનદાની સમજવી કે તિરસ્કાર? પેલા કાગળમાં શું હશે! હવે શું કરવું?

મેરિયાના જેમ જેમ વિચારતી ગઇ તેમ તેમ એની ચીડ અને અસ્વસ્થતા વધતા ગયા. મશુરિના એને સ્વરૂપવાન કહે અને નેજડાનોવને સાચવવા સોલોમીન પાવેલને મોકલે એ બધું તેને અસહ્ય લાગ્યું. એનું અભિમાન ઘવાયું. એને થયું. “આ સોલોમીન ખરે-ખર શું માને છે? એ ક્રાંતિકાર નથી છતાં શામાટે આવી જોખમ-ભરી પ્રવૃત્તિ કરે છે?” એનું મગજ ગરમ થઈ ગયું. કોઇ પુરુષની માફક અદબ બીડી, હોઠ દબાવી, જાણે કૂદકો મારવો હોય તેમ તે બારી પાસે જઇ બેઠી. એને ટટિયાના પાસે જવાનું મન નહોતું, કોઇને સાંભળવાનું મન ન હતું. ક્ષણે ક્ષણે પોતાની લાગણીઓ તપાસતી, એક ઝટકે નકામા વિચારોને હાંકી કાઢતી ગુસ્સાભરી, જિદભરી તે રાહ જોતી બેઠી.

કેટલીયે વાર સુધી તેણે રાહ જોઈ છેવટે બહારથી કોઇ બે વ્યક્તિનાં પગલાં સંભળાયાં. દઢતાપૂર્વક તે બારણા સામે જોઇ રહી. ...પગલાં નજીક આવ્યાં અને બારણું ઊઘડયું...નેજડાનોવ પાવેલને ટેકે ટેકે અંદર દાખલ થયો. એનો ચહેરો મરવા પડેલા માણસ જેવો ફીક્કો હતો, એના વિખરાયેલા, વણહોળેલા માથા પરથી વાળ સરી પડી કપાળ પર આવ્યા હતા. એની આંખો ખાલી હતી. પાવેલ તેને ટેકો આપતો કોચ પાસે દોરી ગયો અને તેને ત્યાં બેસાડી દીધો. મેરિયાના કૂદકો મારી ઊભી થઇ ગઈ. "શું થયું છે એમને? કાંઇ માંદા છે?"

નેજડાનોવને બેસાડતાં બેસાડતાં પાવેલે સ્મિત કર્યું. "ચિંતા ન કરશો એમને ટેવ નહોતી એટલે આમ થયું છે. તરત ઠીક થઈ જશે."

"પણ થયું શું?"

"ખાલી પેટે વધુ પડતું પીવાઇ જવાથી જરા નશો ચડ્યો છે. બીજું કાંઈ નથી."

નેજડાનોવના મોઢા પર મેરિયાના ઝૂકી પડી. એનું માથું ઢળી પડયું હતું; આંખો મિચાઈ ગઈ હતી અને મુખમાંથી વોડકાની દુર્ગન્ધ વછૂટતી હતી.

"અલેકઝાઇ!" મેરિયાનાના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા.

મહામહેનતે ભારથી ઢળી પડતાં પોપચાં ઊંચકતાં તેણે સામું જોયું. "મેરિયાના" તે તૂટક તૂટક અવાજે બબડયો. "તમે ગરીબાઇની વાતો કરતાં હતાં ને? ગરીબોની જેમ પેટ ભરીને પીને હું આજે...ગરીબ થયો છું......"

એ અટકી ગયો. અને કશુંક અસ્પષ્ટ બબડવા લાગ્યો. પણ

છેવટે એનાં પોપચાં ઢળી પડયાં અને એ ઊંઘવા લાગ્યો. પાવેલે સંભાળપૂર્વક તેને કોચ પર સુવરાવી દીધો. અને તેના માથા નીચે ઓશીકું મૂકયું.

"ચિંતા ન કરશો, મેરિયાના વિકેન્ટીઓવ્ના!" પાવેલે ફરી કહ્યું. "કલાક બે કલાકની ઊંઘથી એ ફરી સ્વસ્થ થઇ જશે.

મેરિયાનાની ઇચ્છા હતી કે પાવેલ એને સઘળી હકીકત કહે. પણ આવી શરમજનક અને ઘૃણાસ્પદ સ્થિતિમાં કોઇની પાસે ઊભા રહેવું તેને ન ગમ્યું. એટલે બારી પાસે જઇ નીચે બગીચામાં તાકતી એ ઊભી રહી. પાવેલ એના મનની વાત સમજી ગયો અને ચૂપચાપ બહાર ચાલ્યો ગયો. મેરિયાનાનું મન ઊંડા ખેદ અને દુઃખથી ઊભરાઇ ગયું હતું. ફરી તેણે ઊંઘતા નેજડાનોવના ચહેરા તરફ જોયું. વરસોનો માંદો હોય તેમ એના મુખ અને કપાળ પર વેદનાઓની રેખાઓ ચીતરાઇ ગઇ હતી.

"નવાઇની વાત છે શું થયું હશે એને? એ બબડી.

આ પ્રસંગ આમ બન્યો હતો.

જ્યારે પાવેલ સાથે ગાડીમાં બેસી એ ઊપડ્યો ત્યારે એના ઉશ્કેરાટનો પાર નહોતો. જેવી ગાડી કારખાનામાંથી બહાર નીકળી મુખ્ય સડક પર ચડી કે નેજડાનોવે રસ્તામાં મળતા ખેડુતો તરફ જોઇ મોટે મોટેથી બૂમો પાડવા માંડી. "અરે, હજુ તમે ઊંઘો છો? જાગો અને જુઓ! હવે વખત આવી ગયો છે! કરવેરા કોઇ ભરશો નહિ! જમીનદારનું કોઇ માનશો નહિ! જમીનદારોનો નાશ થાઓ!" પેલા ખેડૂતો તેની સામે નવાઈ પામી તાકી રહ્યા. કેટલાક તેને દારૂડિયો સમજ્યા, તો કોઈ તેને કોઈ ફ્રેન્ચ સમજ્યા. પાવેલની ઇચ્છા હતી કે જે પ્રાંતમાં બળવો થયો કહેવાતો હતો તે પ્રાંતનું પ્રથમ ગામ આવે એટલે બધી માહિતી મેળવવા પ્રયત્ન કરવો. પણ નેજડાનોવે અત્યારે સારાસારનું ભાન ગુમાવ્યું હતું. પાવેલે તેને શાંત પાડવા, સમજાવવા, પ્રયત્ન કર્યો. પણ નેજડાનોવે એને સાંભાળ્યો નહિ. જો એ ભાનમાં હોત, ઉશ્કેરાટમાં ન હોત તો તે સમજી શકત કે તે કેવી મૂર્ખાઇ આચરી રહ્યો છે? પણ આયારે તો એના મુખ પર શોકભર્યો, નિરાશા ભર્યો ઉશ્કેરાટ છવાયો હતો.

ગાડીનો ઘોડો ખૂબ સરસ હતો અને સમજતો હતો કે તેને ક્રાંતિકારોને ક્રાંતિના સ્થાને લઈ જવા છે એટલે તે ખૂબ ઝડપથી દોડતો

હતો. એ બધા છેવટે પેલા ગામને પાદર પહોંચ્યાં. પાદરમાં નેજડાનોવે સાત આઠ ખેડૂતોનું એક ટોળુ ઉભેલું જોયું. જોનાં જ એ પાવેલતું કહેવું ન સાંભળતાં, ગાડામાંથી કૂદ્યો. અને ઝપાટાબંધ તેમની પાસે ધસી જઇ જેમ ફાવે તેમ બરાડવા લાગ્યો. પેલા ખેડૂતો સ્તબ્ધ બની ગયા. આ શું કહે છે તે સમજવું તેમને માટે મુશ્કેલ હતું. આ ગાંડા દેખાતા માણુસના આવેશભર્યા બકવાદમાંથી "આગળ વધો આઝાદ થાઓ!" એ સિવાય કાંઇ સમજાતુ નહોતું. છેવટે બરાડી બરાડીને એ થાકયો અને પાછો ગાડીમાં બેસી ગયો.

બેસતાં બેસતાં તેને વિચાર આવ્યો. "કેવો બે-વકૂફ લાગુ છું? પણ કોઇ જાણતું નથી કે પ્રજામાં શીરીતે ભળી શકાય! એટલે આ પણ ઠીક છે, ચાલવા દે!"

ગાડી ગામના ચોકમાં પીઠા પાસે પહોંચી. ત્યા એક મોટું ખેડૂતોનું ટોળું ઊભું હતું. ફરી એ કૂદ્યો અને ફાટી ગયેલા સાદે શરૂ કર્યું. "ભાઇઓ" પેલા માણુસો ફર્યા અને આડું અવળું જોયા સિવાય નેજડાનોવે ભાષણ ભરડવા માંડયું. પણ આ સાહસમાં તેને જુદો જવાબ મળ્યો. એક પ્રચંડ અને બિહામણો ગુંડા જેવો ખેડૂત આગળ આવ્યો. અને એણે નેજડાનોવનો ખભો ઠોકયો.

"તમારી બધી વાત બરાબર છે, ભાઇસાહેબ! તમે જે સારા કામે આવ્યા છો એ જોતાં મારે તમારો બરાબર સત્કાર કરવો જોઇએ. અંદર આવો, આપણે વાત કરીએ." એનો અવાજ ઘોઘરો અને ભયંકર હતો. હાથ પકડી એ નેજડાનોવને અંદર ખેંચી ગયો. આખું ટોળું એની પાછળ ધસ્યું. "મીક્કીચિ!" પેલા ખેડૂતે બૂમ પાડી. "મારા આ મિત્રની મારે જરા મહેમાનગતી કરવી છે, એ

કોણ છે, ક્યાંનો છે અને શું કરે છે તે તો મારો વા'લોજી જાણે! લાવ જલદી, એક પ્યાલો લાવ.” પ્યાલો આવતાં તે નેજડાનોવ તરફ ફર્યો. “લો. જો તમને અમારે માટે જરાયે લાગણી હોય તો આ પીઓ!” સૌએ એકી સાથે પોકાર કર્યા. “હા પી જાઓ.” જાણે ગાંડપણ આવ્યું હોય તેમ, નેજડાનોવે પેલો પ્યાલો ઝૂંટવ્યો. અને એક ઘૂંટડે તે ગળે ઉતારી ગયો. એને મન તોપ સામે ઉભું રહેવું કે ગોળીઓના વરસતા વરસાદમાં ઊભું રહેવું અને આ ગંદા ઝેરનો પ્યાલો પીવો એ બધું સરખું હતું. દારૂ ગળે ઉતારતાં જ એનું ગળું ચીટકી ગયું, આંખો બળવા લાગી અને પેટમાં આગ ઊઠી. એના શરીરમાંથી સૂગની એક કમકમાટી પસાર થઈ ગઈ. ગળું બળતું અટકાવવા એ ફાટયે ગળે બરાડવા લાગ્યો. પીઠાનો સાંકડો અંધારો ઓરડો એને ગરમાગરમ અને અને ગૂંગળાવતો લાગ્યો. ચારે બાજુનાં માણસો જાણે એને બમણાં–ત્રણગણાં થઈ ગયાં લાગ્યાં. વારાફરતી એ સૌને ભેટવા અને ચૂમવા લાગ્યો. પેલો પ્રચંડ ખેડૂત પણ પૂરો પાજી નીકળ્યો. એ નેજડાનોવને એવા જોરથી ભેટયો કે નેજડાનોવના મુખમાંથી ચીસ નીકળી પડી. દારૂનો બીજો પ્યાલો નેજડાનોવને આપતાં તે બરાડ્યો. “ખબરદાર! આ આપણા મહેમાનને જો કોઈ સતાવશે તો હું પણ ખાટકી છું! સતાવનારના ટુકડે ટુકડા કરી નાખીશ. હું આવું કામ બરાબર જાણું છું! લ્યો, ભાઈ! લ્યો.” ફરી નેજડાનોવે આ ગંધાતું ઝેર ગળામાં ઠાલવ્યું. આ વખતે તો હદ થઈ. એના પેટમાં વાઢ થવા લાગ્યો, માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું અને આંખ આગળ લાલપીળાં નાચવાં લાગ્યાં! ત્રીજો પ્યાલો આવ્યો........ચોથો આવ્યો અને ચારે તરફ ઉશ્કેરાટ ભરી બૂમો પાડવા લાગી. “પી! પી! બે દિવસ પહેલાં તારી જેવો જ એક બીજો બદમાશ આવ્યો હતો!” નેજડાનોવને પગ નીચેથી ધરતી સરી જતી લાગી; એનો અવાજ ઊંડો ઉતરી ગયો અને એના

પોતાના કાનને અજાણ્યો લાગ્યો. જાણે મૃત્યુ નજીક આવ્યું......

પણ અચાનક એને લાગ્યું કે એના ચહેરા પર ઠંડી હવા વાય છે ચારે કોરથી ગીર્દી ઓછી થઇ ગઇ છે અને એ પાવેલની બાજુમાં ગાડીમાં બેઠો છે. એ ચીસ પાડી ઉઠ્યો "અરે તું મને ક્યાં લઇ જાય છે ? મારે હજુ સમજાવવું તો બાકી છે. અને લુચ્ચા ! તારા પોતાના વિચારો શા છે તે તો તું મને જણાવ !"

"એ બધું હું પછી કહીશ. અત્યારે તો પોલીસ આવે તે પહેલાં નાસી છૂટો. શાંતિથી ગાડીનું મોઢું ફેરવતાં પાવેલે જવાબ વાળ્યો. અને લગામવતી જોસથી ઘોડાને ફટકાર્યો. પાછળ પડતી બૂમો ઓછી થઈ ગઈ, અને ગાડી ઝપાટાબંધ કારખાના તરફ ઉપડી. ધાર્યું ન થયું એ જોઇ નેજડાનોવ ચિડાયો પણ ધીમે ધીમે ઠંડા પવનથી તે શાંત થયો, અને એના મનમાં પેઠી ઉદાસીનતા ઊભરાવા લાગી. મેરિયાના તેની દૃષ્ટિ સમીપ ખડી થઇ. એક ગૂંગળાવતી શરમની લાગણી તેને થઈ ન થઇ અને એ ઉંઘમાં પડ્યો.

પાવેલે માંડીને બધી વાત સોલોમીનને કહી અને છેવટે ઉમેર્યું.

"મે પ્રથમ તો રોકી શકાય તેમ ન હોવાથી તેમને જવા દીધા પણ જયારે મને લાગ્યું કે હવે એ સહન કરી શકે તેમ નથી ત્યારે પેલા ખેડુતને તેને છોડી દેવા સમજાવ્યો. પેલાએ જયારે એક શીલીંગ દારૂનો મારી પાસેથી લીધો ત્યારે એમને છોડ્યો."

"તમે બધું બરાબર કર્યું છે." સોલોમીને જણાવ્યું.

આમ જયારે નેજડાનોવ ઊંઘતો હતો ત્યારે મેરિયાના બારીમાંથી બગીચામાં જોતી બેઠી હતી. નેજડાનોવના આવ્યા પહેલાં જે ક્રોધ અને રીસ એને ચઢ્યાં હતાં, તે હવે ઉતરી ગયાં હતાં. અને નેજડાનોવ પ્રત્યે એને અણગમો થવાને બદલે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ

હતી. હવે એ નેજડાનોવ જાગે ત્યારે તેને શી રીતે આશ્વાસન આપવું તે વિચારતી હતી. પણ આજે એનું હૈયું દબાઈ ગયું હતું, આજ એને પાછી પાડી દે તેવા સંખ્યાબંધ બનાવો બન્યા હતા. બહારની દુનિયાનો સાચો સ્પર્શ એને પહેલીવાર થયો હતો. અને આ સ્પર્શથી એની ભયાનક નગ્નતાથી તે ધ્રૂજી ઊઠી હતી." એ શામ્પટે એનું જીવન વેડફી નાખતી હતી ?" એમ એને થતું હતું.

પણ એની આ લાગણી ઝાઝીવાર ન ટકી. ધીમે ધીમે એ સ્વસ્થ થઈ અને ફરી નેજડાનોવ પાસે ગઇ અને એના ફીક્કા ચહેરા પરથી ખિસ્સામાંથી રૂમાલ કાઢી, પરસેવો લૂછી નાખ્યો. પણ એ ચહેરા પર વેદનાનાં જે ગૂંચળાં વળ્યાં હતાં તે જોતાં તેને એટલું દુઃખ થવા લાગ્યું કે તે ઊભી થઇ એના ખંડમાં ગઈ અને પલંગ પર પડી. આજે એને કામ કરવું ગમ્યું નહિ. આખો દિવસ બેઠાં બેઠાં જ પસાર થઇ જાય તો સારૂં એમ એને થયું. અને મનમાં વિચિત્ર, અજાણ્યા વિચારો ઉભરાવા લાગ્યા. ધડકતે હૃદયે જાણે એ કોઇ પ્રસંગની કે કોઇના આવવાની રાહ જોવા લાગી.

સોલોમીન હજુ સુધી ન આવ્યા તેથી તેને આશ્ચર્ય થયું.

પણ કેટલીયે વારે બારણું ઊઘડયું. અને સોલોમીનને બદલે ટટિયાના અંદર આવી. એને જોઇને મેરિયાનાએ જરા ચીડાઇને પુછ્યું "શું કામ છે?"

" મેરિયાના વિકેન્ટીએવ્ના ગભરાવાનું જરાએ કારણ નથી. આવું તો બન્યાજ કરે. પ્રભુનો પાડ માનો........"

" અલેકઝાઇ મિટ્રીશને કશું નથી થયું, ટટિયાના ઓસીપોવ્ના. એ અત્યારે જરા બેચેન છે એટલુંજ. એ તો સારુ થઇ જશે."

"ત્યારે ઠીક. તમે ન આવ્યાં તેથી મને થયું કે તમે જરા

ગભરાયા હશો. એટલે હું આવી. અને આમ છતાં ન આવત પણ બહાર કોઈ લંગડો માણસ અલેકઝાઇ મિટ્રીશને મળવા આવ્યો છે. અલેકઝાઇ ન હોય તો વાસિલી ફેડોટીચને મળવા માગે છે. મેં એને કાઢવા ઘણી મહેનત કરી પણ એને મળવા માટે અડધી રાત રાહ જોવી પડે તો યે એ તૈયાર છે. એ બહારના ચોકમા આંટા મારે છે. બારીની તડમાંથી જુઓ ને, તમે ઓળખતા હો તો."

મેરિયાના બહાર આવી અને જોયું. પણ એ એને ઓળખી શકી નહિ. પણ એ હજુ જોતી હતી ત્યાં સોલોમીન બહારથી અંદર આવ્યો.અને પેલો લંગડો એને જોતાં તેની પાસે ધસી ગયો. બંનેએ હાથ મિલાવ્યા અને મેરિયાનાની મેડી તરફ વળ્યા. બંને એકબીજાને ઓળખતા હોય તેમ લાગ્યું. મેરિયાના પાછી ફરી એના ખંડમાં પેસી ગઈ, અને ધડકતે હૃદયે એની રાહ જોતી ઊભી રહી. બંનેના પગલાં નજીક આવતા સંભળાયા

છેવટે સોલોમીને અંદર ડોકિયું કર્યું. "મેરિયાના વિકેન્ટી-ઓવ્ના! એકભાઇ અગત્યના કામે તમને મળવા આવ્યા છે. અમે આવીએ?"

મેરિયાનાએ જવાબમાં માથું હલાવ્યું. અને આગળ સોલોમીન પાછળ પાકલીન અંદર આવ્યા.

"હું તમારા પતિનો મિત્ર છું," નમન કરતાં પાકલીને કહ્યું. એનું મોઢું ભયગ્રસ્ત હતું. "અને વાસિલી ફેડોટીચનો પણ મિત્ર છું. અલેક્ઝાઇ મિટ્રીશની તબિયત સારી નથી એ એમણે મને કહ્યું પણ હું એવા ખરાબ સમાચાર લાવ્યો છું કે તાત્કાલિક કાંઇક કરવાની જરૂર છે. પ્રચાર કરવા જતાં માર્કેલોવને કેટલાક ખેડૂતોએ પકડી પોલિસને સોંપી દીધા છે અને પેલા કારકુન વાસિયાએ બધું જાહેર કરી ગોલુશ્કીનને પકડાવી દીધો છે. હવે ગોલુશ્કીન પણ બધી બાતમી પોલિસ પાસે રજુ કરે એ સંભવિત છે. વાસિલી ફેડોટીચ અને નેજડાનોવ બંને આમાં સંડોવાય એ બનવાજોગ છે. અને ગમે તે ક્ષણે પોલિસ અહીં આવી પહોંચે એ પણ શકય છે. મને આશ્ચર્ય થાય છે કે મને પોલિસ શામાટે પકડતી નથી? જો કે મેં કદી સક્રિય રાજકરણમાં રસ નથી લીધો પણ મને મળેલી તકનો લાભ લઇ હું અહીં દોડી આવ્યો છું."

શાંતિપૂર્વક બધા સમાચાર મેરિયાનાએ સાંભળ્યા. એની આંખોમાં જરાયે ભય કે ઉશ્કેરાટ નહોતાં. સોલોમીન જરા ગંભીર હતો. મેરિયાનાએ સોલોમીન તરફ જોયું. આ નજરનો અર્થ સોલોમીન સમજ્યો.

"બહુ ગોટાળો થયો." છેવટે એ બોલ્યો. "નેજડાનોવ હમણાં

છુપાઇને રહે એ ઇષ્ટ છે, પણ મિ. પાકલીન; તમને કેમ ખબર પડી કે એ અહીં રહે છે?"

"એક મારો મિત્ર તેમને ઓળખી ગયો અને તેણે મને કહ્યું. પણ એ બહુ બેદરકાર રહ્યા છે એ સાચી વાત છે?"

"હવે એવી ચર્ચાનો કાંઇ અર્થ નથી. અત્યારે આપણે એની સાથે કાંઇ વાત કરી શકીએ તેમ નથી એ દુઃખની વાત છે. પણ કાલે એ સ્વસ્થ થાય ત્યા સુધી રાહ જોવી રહી. તમારે બંનેને હવે અહીંથી ચાલ્યા જવું પડશે. મેરિયાના! તમે ધારો છો તેમ પોલિસ બહુ ઝડપથી કામ કરે એમ મને નથી લાગતું."

"ભલે. મેરિયાનાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો.

"અને હવે આપણે એ માટે તૈયારી કરવી પડશે."

"ત્યારે હું એક સૂચના કરી શકું?" પાકલીને પૂછ્યું.

"જરૂર, શું છે?" સોલોમીને તેની સામું જોયું.

"મને ઘોડાગાડીની તમે સગવડ કરી આપો અને હું સિપિ-ચેજિનને ત્યાં જાઉં."

"સિપિયેજિનને ત્યાં?" મેરિયાના ચમકી. "ત્યાં શું કામ?"

"તમે એમને ઓળખો છો?" સોલોમીને પૂછ્યું.

"ના, ઓળખતો નથી પણ તમે બંને મારી વાત વિચારી જુઓ. તમે અને મિ. માર્કેલોવ–બને સિપિયેજિનના સગા છો એટલે તમને બંનેને બચાવવા એ પ્રયત્ન નહિ કરે? ધારો કે નેજડાનોવ પર એમને ખૂબ ક્રોધ ચઢ્યો હોય તોપણ છેવટે એ એની ભાણેજના પતિ થાય છે એટલે જરૂર એ કાંઈ......."

"પણ હજુ અમે લગ્ન નથી કર્યું." મેરિયાના બબડી

"હેં ? હજુ નથી પતાવ્યું...? પણ તો યે વાંધો નહિ. એ તો કાંતો અત્યારે તાત્કાલીક લગ્નની ગોઠવણ કરી શકાય અને નહિતો ઢોંગ કરવો પડે. જ્યારે હજુસુધી સિપિયેજિને તમને હેરાન કરવા કાંઈ કર્યું નથી ત્યારે મને લાગે છે કે એ ઉદાર માણસ છે.... પણ તમને મારી વાત ગમતી હોય તેવું નથી લાગતું.......તો તમને ઠીક લાગે તેમ."

મેરિયાનાએ ગર્વથી માથું ઊંચું કર્યું અને વાળ પર હાથ ફેરવ્યો. "મિ. પાકલીન, મિ. માર્કેલોવ માટે તમારે જે કરવું હોય તે કરી શકો છો. પણ હું કે અલેકઝાંઈ, મિ. સિપિયેજિન કે મેડમ સિપિયેજિનાનું રક્ષણ ઇચ્છતાં નથી. ત્યાંથી અમે ભિખારી માફક પાછા જવા નીકળ્યા નથી, એટલે ફરી આ વાત ન કરશો."

"આ સ્વમાનની લાગણી આમ તો પ્રશંસાને પાત્ર છે પણ તમે ફરી વિચારો તો કહું કે...ના, ના. ગુસ્સે ન થશો. 'હું તો માર્કેલોવ માટે જ જવા તૈયાર છું....પણ...."

"મિ. પાકલીન, હું તમને ફરી વિનંતિ કરું છું."

"હું દિલગીર છું....પણ મને ખૂબ નિરાશા થાય છે. મિ. સિપિયેજિન ખૂબ લાગવગવાળા માણસ છે."

"તમને ત્યાં જતાં સપડાઇ જવાની બીક નથી લાગતી ?" સોલોમીને એને પૂછ્યું.

પાકલીને ગર્વથી માથું ઊંચું કર્યું. "એવા પ્રસંગો પણ આવે છે કે જ્યારે માણસે જાતનો વિચાર ન કરવો ઘટે." પણ સાચી વાત જુદી હતી. એને આ કિસ્સામાથી છટકી જવું હતું. અને એ માટે એ માર્કેલોવ અને મેરિયાના જેવા સગાને બચાવવાની તક સિપિયે-

જિનને આપી, પોતાનું કામ પણ કઢાવી લેવા માગતો હતો. ગરીબ બિચારો !

"મને લાગે છે કે બહુ આશા ન હોવા છતાં તમારી યુક્તિને અજમાવવામાં નુકસાન નથી."

"ના, જરાયે નથી. મને ભલેને એ લોકો બોચીએથી પકડી બહાર ફેંકી દે. બીજું શું નુકશાન થવાનું છે?"

"બરાબર છે. વારુ, કેટલા વાગ્યા છે?"

"પાંચ."

"ચાલો ત્યારે, મોડું કરવાની જરૂર નથી. પાવેલ !"

પણ પાવેલને બદલે નેજડાનોવ દરવાજામાં આવી બારણું પકડી ઊભો રહ્યો. એનું મોઢું અડધું ખુલ્લું હતું અને ચોતરફ ચકળવકળ આંખો ફેરવતો હતો. પાકલીન તેની પાસે પહોંચી ગયો.

"અલેક્ઝાઇ, મને ઓળખો છો?"

નેજડાનોવે તેની સામે જોતાં આંખ મટમટાવી. "પાકલીન?"

"હા, સીલા પાકલીન. તબિયત સારી નથી?"

"હા....જરા ઠીક નથી, પણ તમે ક્યાંથી?"

"વાહ!" પાકલીન બોલવા ગયો પણ મેરિયાનાએ ઇસારત કરી તેને અટકાવ્યો. અને ફેરવી તોળતાં તેણે કહ્યું. "મારે ખાસ કામ હતું એટલે આવ્યો હતો અને હમણાં પાછો જાઉં છું. જે કામ માટે જાઉં છું તેમાં મેરિયાના વિકેન્ટીએવ્ના અને સોલોમીન સંમત છે. આપણા સૌને માટે અને મિ. માર્કેલોવ માટે પણ જાઉં છું. ચાલો ત્યારે, સાહેબજી. ફરી મળશું. ચાલો વાસિલી ફેડોટીચ, ગાડી માટે આવો છો ને?"

"હા, ચાલો." સોલોમીને કહ્યું. "મેરિયાના, હું આવ્યો હતો તો તમને આશ્વાસન આપવા પણ તમે એટલા મક્કમ છો કે જરાયે ગભરાશો એમ નથી લાગતું."

"હા." પાકલીને સૂર પૂરાવ્યો." એ તો રોમન યુગની કોઈ ગર્વિષ્ટ યુવતી સમાં લાગે છે! ચાલો, વાસિલી ફેડોટીચ."

"હા, ચાલો." સ્મિત કરતાં સોલોમીન બોલ્યો. "પણ મોડું થાય તેમ નથી." બંનેને બહાર જવા દેવા નેજડાનોવ જરા પડખે ખસ્યો અને જેવા એ બહાર ગયા કે એ મેરિયાના સામે એક ખુરશી પર આવીને બેઠો.

"અલેક્ઝાઇ!" મેરિયાના બોલી. "બધી વાત ખુલ્લી પડી ગઈ છે. જે ખેડૂતોના હિત માટે માર્કેલોવ મહેનત કરતા હતા તે જ ખેડૂતોએ તેમને પકડાવી દીધા છે. આજે એ શહેરની જેલમાં છે. ગોલુશ્કીન પણ પકડાઇ ગયા છે. અને ગમે તે વખતે પોલિસ અહીં આવે તેવો ભય છે. પાકલીન સિપિયેજિનને મળવા ગયા છે."

"ત્યાં શામાટે?" નેજડાનોવે ધીમેથી પૂછ્યું. પણ એની આંખોમાં ચમક આવી.

"એને ભલામણ કરવા માટે સમજાવવા."

નેજડાનોવ ટટ્ટાર થઇ ગયો. "શું? આપણે માટે?"

ના, માર્કેલોવ માટે. આપણે માટે પૂછ્યું હતું પણ મેં સાફ ના કહી. બરાબર છે ને, અલેક્ઝાઈ?"

"હા, હા. બરાબર છે." ખુરસીમાં ઊભા થયા સિવાય હાથ લાંબા કરી મેરિયાનાને પાસે ખેંચતાં તે બોલ્યો અને તેના ખભા પર માથું મૂકી ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડ્યો.

"શું છે અલેક્ઝાઇ ? શું થયું છે તમને ? આમ રડવાનું કારણ શું છે ?" તે બોલી ઊઠી. અને જ્યારે પહેલીવાર તે તેના પગને બાઝી રડી પડ્યો ત્યારે જેમ તેણે તેના માથા પર હાથ મૂકયો હતો, તેમ ફરી તેના માથા પર હાથ મૂકયો. પણ પહેલીવાર એ એનું સાંભળવા, એની મરજી પ્રમાણે કરવા તૈયાર હતી. જ્યારે આ વખતે એના મનમાં દયા સિવાય, એને શાંત પાડવા સિવાય બીજો કશોયે ભાવ નહોતો.

"શું થયું છે તમને, અલેક્ઝાઇ ?" તેણે ફરી પૂછ્યું. "શું કાલે વિચિત્ર સ્થિતિમાં પાછા આવ્યા તેનું દુઃખ થયું છે ? કે માર્કેલોવ માટે બીક લાગે છે ? કે આપણે નિષ્ફળ થઇ સપડાઈ ગયા તેથી બીક લાગે છે ? શું છે ?"

મહાપ્રયત્ને ધ્રૂસ્કાં પર કાબૂ મેળવી એ બોલ્યો. "મને મારે માટે કે કોઇનેયે માટે જરાયે બીક નથી લાગતી. પણ જે માણસ તારે માટે લાયક નથી, તેની સાથે તારે નસીબ જોડવું પડે છે, એથી મને દુઃખ થાય છે, મેરિયાના."

"આવું શા ઉપરથી કહો છો ?"

"નહિ તો આવે પ્રસંગે કોઈ રડવા બેસે ખરું ?"

"આ તમે નથી રડતા પણ તમારું પોચું હૃદય રડે છે."

"મને અને મારા હૃદયને તું જુદા નહિ પાડી શકે, પણ મેરિયાના, મારી સાથે નાસી આવવાથી તને હજુયે પસ્તાવો નથી થતો ?"

"ના."

"અને હજુ યે તું મારી સાથે ગમે ત્યાં આવવા તૈયાર છે ?"

"હા."

"ખરેખર....? મેરિયાના....ખરેખર ?"

"હા, ચાલો." સોલોમીને કહ્યું. "મેરિયાના, હું આવ્યો હતો તો તમને આશ્વાસન આપવા પણ તમે એટલા મક્કમ છો કે જરાયે ગભરાશો એમ નથી લાગતું."

"હા." પાકલીને સૂર પૂરાવ્યો." એ તો રોમન યુગની કોઈ ગર્વિષ્ટ યુવતી સમાં લાગે છે! ચાલો, વાસિલી ફ્રેડોટીચ."

"હા, ચાલો." સ્મિત કરતાં સોલોગીન બોલ્યો. "પણ મોડું થાય તેમ નથી." બંનેને બહાર જવા દેવા નેજડાનોવ જરા પડખે ખસ્યો અને જેવા એ બહાર ગયા કે એ મેરિયાના સામે એક ખુરશી પર આવીને બેઠો.

"અલેકઝાંઇ!" મેરિયાના બોલી. "બધી વાત ખુલ્લી પડી ગઈ છે. જે ખેડૂતોના હિત માટે માર્કેલોવ મહેનત કરતા હતા તે જ ખેડૂતોએ તેમને પકડાવી દીધા છે. આજે એ શહેરની જેલમાં છે. ગોલુશ્કીન પણ પકડાઇ ગયા છે. અને ગમે તે વખતે પોલિસ અહીં આવે તેવો ભય છે. પાકલીન સિપિયેજિનને મળવા ગયા છે."

"ત્યાં શામાટે?" નેજડાનોવે ધીમેથી પૂછ્યું. પણ એની આંખોમાં ચમક આવી.

"એને ભલામણ કરવા માટે સમજાવવા."

નેજડાનોવ ટટ્ટાર થઇ ગયો. "શું? આપણે માટે?"

ના, માર્કેલોવ માટે. આપણે માટે પૂછયું હતું પણ મેં સાફ ના કહી. બરાબર છે ને, અલેકઝાઈ?"

"હા, હા. બરાબર છે." ખુરસીમાં ઊભા થયા સિવાય હાથ લાંબા કરી મેરિયાનાને પાસે ખેંચતાં તે બોલ્યો અને તેના ખભા પર માથું મૂકી ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડ્યો.

"શું છે અલેક્ઝાઇ? શું થયું છે તમને? આમ રડવાનું કારણ શું છે?" તે બોલી ઊઠી. અને જ્યારે પહેલીવાર તે તેના પગને બાઝી રડી પડ્યો ત્યારે જેમ તેણે તેના માથા પર હાથ મૂકયો હતો, તેમ ફરી તેના માથા પર હાથ મૂકયો. પણ પહેલીવાર એ એનું સાંભળવા, એની મરજી પ્રમાણે કરવા તૈયાર હતી. જ્યારે આ વખતે એના મનમાં દયા સિવાય, એને શાંત પાડવા સિવાય બીજો કશોયે ભાવ નહોતો.

"શું થયું છે તમને, અલેક્ઝાઇ?" તેણે ફરી પૂછ્યું. "શું કાલે વિચિત્ર સ્થિતિમાં પાછા આવ્યા તેનું દુઃખ થયું છે? કે માર્કેલોવ માટે બીક લાગે છે? કે આપણે નિષ્ફળ થઇ સપડાઈ ગયા તેથી બીક લાગે છે? શું છે?"

મહાપ્રયત્ને ડૂસ્કાં પર કાબૂ મેળવી એ બોલ્યો. "મને મારે માટે કે કોઇનેયે માટે જરાયે બીક નથી લાગતી. પણ જે માણસ તારે માટે લાયક નથી, તેની સાથે તારે નસીબ જોડવું પડે છે, એથી મને દુઃખ થાય છે, મેરિયાના."

"આવું શા ઉપરથી કહો છો?"

"નહિ તો આવે પ્રસંગે કોઈ રડવા બેસે ખરું?"

"આ તમે નથી રડતા પણ તમારું પોચું હૃદય રડે છે."

"મને અને મારા હૃદયને તું જુદા નહિ પાડી શકે, પણ મેરિયાના, મારી સાથે નાસી આવવાથી તને હજુયે પસ્તાવો નથી થતો?"

"ના."

"અને હજુ યે તું મારી સાથે ગમે ત્યાં આવવા તૈયાર છે?"

"હા."

"ખરેખર....? મેરિયાના....ખરેખર?"

"હા, મને તમારા પર પ્રેમ છે અને હું મારું વચન પાળવાની છું."

નેજડાનોવના હાથ અત્યારે તેની કમ્મરની આસપાસ વીંટળાયા હતા અને મેરિયાનાના હાથ તેના ખભા પર હતા. એ વિચાર કરતો એમ ને એમ બેસી રહ્યો. "ના, ના." એ વિચારતો હતો. "છેલ્લીવાર જ્યારે મેં તેને હાથમાં લીધી ત્યારે એ શાંતિથી ઊભી હતી, જ્યારે આજે જાણે એ છુટવાનો પ્રયત્ન કરે છે."

તેણે તેના હાથ જરા ઢીલા કર્યા અને ખરેખર એ ખસીને ઊભી રહી.

"જો એમ જ હોય તો અહીંથી નાસી છુટવા પહેલાં લગ્ન પતાવવાં ઠીક છે. ફાધર ઝોઝીમ જેવો બીજો પાદરી આપણને નહિ મળે." એ મોટેથી બોલ્યો.

"ભલે, હું તૈયાર છું."

"ફરજનું કેવું તીવ્ર ભાન છે!" એના મુખ પર કટાક્ષભર્યું સ્મિત આવ્યું.

મેરિયાનાએ ખભા ઉછાળતાં કહ્યું. "ત્યારે આપણે સોલોમીનને કહીએ...."

"હા...." ધીમે ધીમે વિચાર કરતાં નેજડાનોવ બોલ્યો. "પણ એ પોતે ય આમાં સંડોવાયા છે. અને આપણા કરતાં એમણે આ તોફાનમાં ભાગ પણ વધુ લીધો છે...."

"મને આ વાતની કાંઈ ખબર નથી. એ કોઈ દિવસ પોતાની વાત કોઈને કરતા નથી."

"હું નથી કરતો એટલે મને સંભળાવે છે!" નેજડાનોવને મનમાં થયું. થોડીવાર રહી એ બોલ્યો. "મેરિયાના, મને ઘણીવાર એમ થાય છે કે જો તેં સોલોમીન જેવા કોઈ માણસ સાથે....કે

સોલોમીન સાથે લગ્ન કર્યું હોત તો તું વધુ સુખી થાત!"

મેરિયાના વેધક દૃષ્ટિએ તેની સામું જોઈ રહી. છેવટે એ બોલી.
"આવું કહેવાનો તમને કોઈ અધિકાર નથી."

"અધિકાર ? આમાંથી મારે શું સમજવું ? તને મારા પર પ્રેમ છે એમ કે મને આ પ્રશ્નને સ્પર્શ કરવાનો અધિકાર નથી એમ ?"

"આવું કહેવાનો તમને કશો અધિકાર નથી" મેરિયાના ફરી બોલી.

"વારૂ, મેરિયાના. ધારો કે હું તમને પૂછું કે ......" એનો અવાજ જરા બદલાયો હતો.

"પણ હવે કશી વાત કરવાની મારી ઇચ્છા નથી." મેરિયાના જાણે અસ્પશ્ય બની ગઇ હતી.

એ ઊભો થયો અને બહાર નીકળી ગયો. મેરિયાનાએ એને રોકવા નો કશો પ્રયત્ન ન કર્યો.

ખંડમાં આવી એ કોચ પર બેસી ગયો. અને હાથથી ચહેરો ઢાંકી દીધો. હવે એને એના વિચારોની બીક લાગતી હતી, જાણે કોઇ કાળો બિહામણો પંજો તેના હૃદયને જકડવા ધસી રહ્યો હતો, અને બચવાની એકે બારી રહી નહોતી. એણે વિચારોને રોકવાનો પ્રયત્ન કર્યો પણ હવે એ રોકાયા રોકાય તેમ નહોતું. બાજુના ખંડમાં બેઠેલી એની પ્રિય મેરિયાના હવે એનાથી દૂર ફેંકાઇ ગઇ હતી. અને હવે એ એની પાસે જઇ કશું કહી શકે તેમ નહોતો. અને ત્યાં જઇને એ કહે પણ શું ?

કોઇના ઉતાવળા દૃઢ પગલાં સંભળાયાં. અને એણે ઊંચું જોયું. સોલોમીન મેરિયાનાના ખંડમાં જતો હતો.

"સૌ જ્યાં જવું ઘટે છે ત્યાં જાઓ. અને જ્યાં ઘટે છે ત્યાં માન આપો." એ કડવાશપૂર્વક બબડ્યો.

રાતના દસ થયા હતા. કોલોમિત્ઝેવ, વેલેન્ટીના અને સિપિયેજિન પાનાં રમતાં એના દીવાનખાનામાં બેઠાં હતાં. ત્યાં બહારથી દરવાન અંદર આવ્યો. અને ખબર આપ્યા કે પાકલીન નામનો કોઈ માણસ બોરિસ આન્દ્રેવીચને એક અગત્યના કામે મળવા માગે છે.

"અત્યારે!" વેલેન્ટીનાને નવાઇ લાગી.

"શું કહ્યું એનું નામ?" નાક ચડાવતાં સિપિયેજિને પુછ્યું.

"પાકલીન, સાહેબ!"

"પાકલીન!" કોલોમિત્ઝેવ બોલી ઊઠ્યો "કોઇ ગામડાનું જ નામ છે...પાકલીન....સોલોમીન..."

"ખાસ કાંઇ કામ છે?" સિપિયેજિને ફરી પુછ્યું.

"જી હા, એમણે એમ કહ્યું છે."

"હં. ત્યારે કાં તો ભિખારી અને નહિતો પારકી પંચાત."

"અથવા બંને." કોલોમિત્ઝેવે સૂર પુરાવ્યો.

"એ પણ બનવા જોગ છે. એને પુસ્તકાલયમાં બેસાડ." સિપિયેજિન ઊભો થયો. "વારુ, તમે રમત ચાલુ રાખો. હું હમણાં આવું છું."

એ પુસ્તકાલયમાં આવ્યો અને જેવો આ મુલાકાતવાંચ્છુને જોયો

કે તુર્ત જ સેન્ટપિટર્સબર્ગના ઉચ્ચ અધિકારીને શોભે તેવો આકરો મિજાજ અને ચીકણાઈભરી મોટાઈ તેનામાં આવી ગયા. "અરે, કેવો ભિખારી જેવો લાગે છે! લંગડો પણ લાગે છે!"

"આવો, બેસો." ગૌરવભર્યા સ્વરે મોટેથી તેણે કહ્યું. અને પાકલીન બેસે તે પહેલાં એ ખુરસી પર બેઠો. "બોલો, એવું અગત્યનું શું કામ છે?"

"નામદાર, અત્યારે આપને આ તકલીફ એટલા માટે આપી છે કે......."

"થોભો. હું કોઈ દિવસ કોઈને ભુલતો નથી. મેં તમને કયાંક જોયા છે પણ......."

"હા, નામદાર. આપે મને સેન્ટપિટર્સબર્ગમાં એક એવી વ્યક્તિને ત્યાં જોયો છે...... કે જેણે આજે...આપની....ઈતરાજી વહોરી....છે..."

સિપિયેગિન ખુરસી પરથી ઊભો થઈ ગયો. "હા મિ. નેજડાનોવ ને ત્યાં મેં તમને જોયા હતા. શું તમે ત્યાંથી આવ્યા છો?

"જી ના, નામદાર. ઉલટું હું તો......"

સિપિયેગિન બેસી ગયો. "તો ઠીક. જો તમે એમની તરફથી આવ્યા હોત તો હું તમારી જોડે વાત ન કરત....એમણે મારું ભયંકર અપમાન કર્યું છે અને હું અમારી વચ્ચે કોઈ સમાધાન ઈચ્છતો નથી. હું વેર નથી લેવા માગતો તે માટે તેમણે મારો આભાર માનવો જોઈએ. પણ એને વિશે, અને પેલી છોકરી કે જે આટલી હલકી નીવડશે તેમ ધાર્યું નહોતું, તેમની વિશે કાંઈ સમાચાર જાણવા માગતો નથી......"

"નામદાર, હું એમના તરફથી નથી આવ્યો; પણ આપને

રાતના દસ થયા હતા. કોલોમિત્ઝેવ, વેલેન્ટીના અને સિપિ-યેજિન પાનાં રમતાં એના દીવાનખાનામાં બેઠાં હતાં. ત્યાં બહારથી દરવાન અંદર આવ્યો. અને ખબર આપ્યા કે પાકલીન નામનો કોઈ માણસ બોરિસ આન્દ્રેવીચને એક અગત્યના કામે મળવા માગે છે.

"અત્યારે!" વેલેન્ટીનાને નવાઇ લાગી.

"શું કહ્યું એનું નામ?" નાક ચડાવતાં સિપિયેજિને પૂછ્યું.

"પાકલીન, સાહેબ!"

"પાકલીન!" કોલોમિત્ઝેવ બોલી ઊઠ્યો "કોઇ ગામડાનું જ નામ છે...પાકલીન....સોલોમીન..."

"ખાસ કાંઇ કામ છે?" સિપિયેજિને ફરી પૂછ્યું.

"જી હા, એમણે એમ કહ્યું છે."

"હં. ત્યારે કાં તો ભિખારી અને નહિતો પારકી પંચાત."

"અથવા બંને." કોલોમિત્ઝેવે સૂર પુરાવ્યો.

"એ પણ બનવા જોગ છે. એને પુસ્તકાલયમાં બેસાડ." સિપિ-યેજિન ઊભો થયો. "વારુ, તમે રમત ચાલુ રાખો. હું હમણાં આવું છું."

એ પુસ્તકાલયમાં આવ્યો અને જેવો આ મુલાકાતવાંચ્છુને જોયો

કે તુર્ત જ સેન્ટપિટર્સબર્ગના ઉચ્ચ અધિકારીને શોભે તેવો આકરો મિજાજ અને ચીકણાઇભરી મોટાઈ તેનામાં આવી ગયા. "અરે, કેવો ભિખારી જેવો લાગે છે! લંગડો પણ લાગે છે!"

"આવો, બેસો." ગૌરવભર્યા સ્વરે મોટેથી તેણે કહ્યું. અને પાકલીન બેસે તે પહેલાં એ ખુરસી પર બેઠો. "બોલો, એવું અગત્યનું શું કામ છે?"

"નામદાર, અત્યારે આપને આ તકલીફ એટલા માટે આપી છે કે......."

"થોભો. હું કોઇ દિવસ કોઇને ભુલતો નથી. મેં તમને કયાંક જોયા છે પણ......."

"હા, નામદાર. આપે મને સેન્ટપિટર્સબર્ગમાં એક એવી વ્યક્તિને ત્યાં જોયો છે...... કે જેણે આજે...આપની...ઇતરાજી વહોરી....છે..."

સિપિયેજિન ખુરસી પરથી ઊભો થઈ ગયો. "હા મિ. નેઝડાનોવ ને ત્યાં મેં તમને જોયા હતા. શું તમે ત્યાંથી આવ્યા છો?

"જી ના, નામદાર. ઉલટું હું તો......"

સિપિયેજિન બેસી ગયો. "તો ઠીક. જો તમે એમની તરફથી આવ્યા હોત તો હું તમારી જોડે વાત ન કરત....એમણે મારું ભયંકર અપમાન કર્યું છે અને હું અમારી વચ્ચે કોઇ સમાધાન ઇચ્છતો નથી. હું વેર નથી લેવા માગતો તે માટે તેમણે મારો આભાર માનવો જોઇએ. પણ એને વિશે, અને પેલી છોકરી કે જે આટલી હલકી નીવડશે તેમ ધાર્યું નહોતું, તેમની વિશે કાંઈ સમાચાર જાણવા માગતો નથી......"

"નામદાર, હું એમના તરફથી નથી આવ્યો: પણ આપ

એટલા ખબર આપું છું કે હવે તેમણે લગ્ન કર્યાં છે.......”

સિપિયેજિને માથું ધુણાવ્યું. “ દુનિયામાં થતાં અનેક મૂર્ખાઇ-ભર્યા લગ્નોમાં એકનો વધારો થયો ! પણ તમે શામાટે આવ્યા છો ?”

“ ચોખ્ખો અધિકારી છે ને ? ” પાકલીન મનમાં બબડ્યો અને મોંટેથી બોલ્યો. “ નામદાર, આપના સાળા મિ. માર્કેલોવ ખેડૂતોને બળવો કરવાનું કહેવા જતાં પકડાઇ ગયા છે અને આજે શહેરની જેલમાં છે. ”

ફરી સિપિયેજિન ખુરસી પરથી કૂદ્યો “ હેં ? શું કહ્યું તમે ?” એનું ગૌરવ ક્યાંયે ઊડી ગયું.

“ જીહા, નામદાર ! આપના સાળા મિ. માર્કેલોવ પકડાઇ ગયા છે અને આજે જેલમાં છે. જેવા મને સમાચાર મળ્યા કે તરત જ ગાડી જોડાવી આપને હું ખબર આપવા આવ્યો. મને થયું કે આમ કરીને હું આપની થોડી સેવા કરી શકીશ. અને પેલા કમનશીબ માણસને બચાવી શકીશ. ”

“ હું તમારો આભાર માનું છું, સાહેબ. ” વીંધી નાખે તેવા કડક અવાજે જવાબ આપતાં તેણે પડખે પડેલી ઘંટડી એવા જોરથી દબાવી કે આખું ઘર ગાજી ઊઠ્યું “ હું આપનો ખૂબ આભારી છું પણ જે માણસ ઇશ્વરકૃત કે મનુષ્યકૃત કોઈ કાયદાને ગણકારતો નથી તેને હું કમનશીબ નહિ, પણ ગુન્હેગાર ગણું છું પછી ભલે એ મારો સંબંધી હોય. ”

ઘંટડી સાંભળી દરવાન અંદર દોડી આવ્યો. “ શો હુકમ છે, નામદાર ? ”

“ જલદી ગાડી તૈયાર કરો. મારે શહેરમાં જવું છે અને ફ્લિપ અને સ્ટીપને મારી સાથે આવવાનું છે, જલદી કરો. ” દર-

વાન બહાર ચાલ્યો ગયો. "સાહેબ, હું શહેરમાં જાઉં છું. પણ મારા સાળાને બચાવવા નહિ !"

"પણ નામદાર......"

"માફ કરો, સાહેબ, મારા સિદ્ધાન્તો વિરુદ્ધ વાત કરી મને ચીડવો નહિ."

પાકલીનનું હૈયું દબાઇ ગયું. સિપિયેજિન ખંડમાં આંટા મારવા લાગ્યો. "અરે ! હું તો તને વિનીત સમજતો હતો પણ તું તો પૂરો નાલાયક છે !" પાકલીન બબડ્યો.

બાજુનો દરવાજો ઊઘડ્યો અને વેલેન્ટીના અને કોલોમિત્ઝેવ અંદર આવ્યા.

શું છે, બોરિસ ? અત્યારે ગાડીનું શું કામ છે ? ક્યાં જવું છે ?"

સિપિયેજિન તેની પત્નીની પાસે ગયો અને તેના હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો. "પ્રિય ! જરા હિંમત રાખવાની જરૂર છે. માર્કેલોવ ખેડૂતોને સમાજવાદ સમજાવતા હતા ત્યાં ખેડૂતોએ જ એમને પોલિસને સોંપી દીધા છે. અત્યારે એ શહેરની જેલમાં છે."

"ગાંડો માણસ છે ને ! પણ તમને સમાચાર કોણે આપ્યા ?"

"આ ગૃહસ્થે. શું....... તમારું નામ ? હા, આ મિ. કોને પેટીને સમાચાર આપ્યા."

વેલેન્ટીનાએ પાકલીન તરફ નજર નાખી. પાકલીને એને નમન કર્યું. આવા સમયે પણ તેને વિચાર આવ્યો. "શું રૂપ છે !"

"ત્યારે તમારે ખરેખર અત્યારે શહેરમાં જવું છે !"

"હા, હજુ ગવર્નર જાગતા જ હશે."

"હા, અત્યારે જ જવું. જોઇએ." કોલોમિત્ઝેવે વચ્ચે કહ્યું. "મને લાગે છે કે પેલા મિ. નેજડાનોવ પણ આમાં જ હશે. એની આખી ટોળકી છે. એ પણ પકડાઈ ગયા હશે. તમને ખબર છે કે નહિ?

સિપિયેજિને હાથ હલાવ્યો. "મારે આ બધું જાણવાની કશી જરૂર નથી." અને એની પત્ની તરફ ફરતાં એણે કહ્યું. "It Parait qu'it sont maries! (એ લોકોનાં હવે લગ્ન થઈ ગયાં લાગે છે!.)

"કોણે, આમણે કહ્યું?" વેલેન્ટીનાએ આંખો અડધી બીડી પાકલીન તરફ જોયું.

"હા."

"ત્યારે એને ખબર હશે કે એ લોકો ક્યાં છે?" કોલોમિત્ઝેવ વચ્ચે કૂદ્યો. "એય! ખબર છે તમને, એ ક્યાં છે? હેં? ખબર ને? બોલો."

કોલોમિત્ઝેવ ભૂખ્યા વાઘની માફક પાકલીનની આસપાસ આંટા મારવા લાગ્યો. હવે પાકલીન ચીડાયો અને એ બોલ્યો. "હું જાણતો હોઉં તોપણ તમને જરાયે કહેવાનો નથી."

"હં." કોલોમિત્ઝેવે દાંત ભીસ્યાં. "સાંભળ્યું તમે! આ માણસ પણ એ જ ટોળીનો છે."

"ગાડી તૈયાર છે, સાહેબ!" દરવાને અંદર આવી ખબર

અને બીજી ઘણી દલીલો કરી. છેવટે સિપિયેજિને જવાનું પડતું મૂક્યું.

"વારુ, અત્યારે નથી જતો પણ કાલે સવારે ૭ વાગે ગાડી તૈયાર જોઇએ." એણે હેટ ટેબલ પર મૂકી અને પાકલીન તરફ ફર્યો. "ફિયોડોર! આ ગૃહસ્થના ગાડીવાળાને પૈસા આપી રવાના કરી દે. કેમ તમે શું કહો છો, મિ. કોનોપેટીન? હું તમને કાલે સવારે મારી સાથે લઈ જવાનો છું. શું કહ્યું...? તમારે વોડકા જોઇએ છે? હા. મિ. કોનોપેટીનને થોડો વોડકા આપો. કેમ? તમે નથી પીતા? તો કાંઇ નહિ. ફિયોડોર! આ ગૃહસ્થને ઉપર લઇ જા. સાહેબજી, મિ. કોનો......"

હવે પાકલીને મિજાજ ગુમાવ્યો અને એ બરાડ્યો. "મારું નામ.......પાકલીન છે!"

"અરે હા......પણ એમાં ફરક શો પડે છે? પણ તમારો અવાજ ઘણો મજાનો છે. શરીરની ખોડ જીભમાં પુરાઇ ગઈ લાગે છે! ચાલો, મિ. પાકલીન. સાહેબજી......"

પાકલીનને ઉપર એક ખંડમા લઇ જઈ પૂરી દેવામાં આવ્યો.

અહીં આવવા માટે એ પોતાની જાતને ગાળો દેવા લાગ્યો અને માંડ માંડ એને ઊંઘ આવી.

સવારે વહેલો ઊઠાડી તેને કાફી આપવામાં આવી અને પછી નીચે ઉતારવામાં આવ્યો. નીચે કોલોમિત્ઝેવ અને સિપિયેજિન– બંનેની ગાડી તૈયાર હતી. અને સિપિયેજિન નીચે ખાસ અગત્યનો સરકારી પોશાક પહેરી એની રાહ જોતો હતો. આનંદપૂર્વક પાકલીનને આવકાર આપી તેણે તેને ગાડીમાં બેસવાની જગા બતાવી. "કેમ મિ. પાકલીન, ઊંઘ બરાબર આવી હતી ને? બેસો ત્યાં. હં.......તમારે

મારી સાથે આવવાનું છે. તમારી પેટી હાંકનાર પાસે મૂકો, હં. મિ. પાકલીન. પણ તમારું નામ બહુ વિચિત્ર છે. અને મારી જેવાં માણસો જ્યારે એને બદલાવવા જાય છે, ત્યારે તમે ચીડાઇ જાઓ છો. પણ મિ. પાકલીન, તમને પેલું ક્રોનોપેટીન નામ કેમ ન ગમ્યું? કાંઈ નહિ. બેસો, મિ. પાકલીન. "સવારની ઠંડી હવામાં ધાતુના રણકાર માફક આ કમનસીબ નામ " પાકલીન, પાકલીન ગાજી રહ્યું. સૌ આનંદ કરતા ગાડીમાં બેઠા.

વેલેન્ટીનાએ એના શયનગૃહની બારીમાંથી ડોકિયું કેયું. હજી રાતનાં કપડાં તેણે બદલાવ્યાં નહોતાં. " Je vous recommende mon fiere, epargnez le ! ( હું મારા ભાઇની ભલામણ કરું છું એમનું જરા ધ્યાન રાખજો. "

" Soyez tranquille !" ઊપર જોતાં કોલોમિત્ઝેવ બોલી ઉઠયો. " C'est surtout l'autre faut pincer ! ( ચૂપ રહો. આપણે પેલાને પકડવો છે ! )"

" હં હાંકો. " સિપિયેજિને હુકમ આપ્યો. " કેમ, મિ. પાકલીન. ટાઢ નથી વાતી ને ? "

બંને ગાડી ઊપડી.

લગભગ દસ મિનિટ સુધી પાકલીન કે સિપિયેજિન કાંઇ ન બોલ્યા. આવી સુંદર ગાડીમાં પાકલીનનો ફાટેલ કોટ અને બેસી ગયેલી હેટ વિચિત્ર લાગતા હતા. સિપિયેજિને કાંઇ વિચાર કરતો હોય તેમ ખિસ્સામાંથી સીગારેટની સોનાની ડબ્બી કાઢી અને એને......પાકલીનને એ ડબ્બી ઉઘાડી સિગાર ધરી.

" હું સિગારેટ નથી પીતો. " પાકલીન ધીમેથી બોલ્યો.

" ખરેખર ? " સિગારેટ લઇ સળગાવતાં અને સુગન્ધી ધુમા-

ડાનાં ગૂચળાં ઊડાડતાં સિપિયેજિને જાણે અચકાતો હોય તેમ શરૂ કર્યું, "મિ. પાકલીન, મારે હવે તમને ખરેખર ખુલાસો........કરવો જોઇએ....કાલે રાત્રે...હું શું કરું ? તમને...થોડો આકરો લાગ્યો હોઇશ...પણ ધારો કે તમે મારી જગાએ હો....તો...તમને નથી લાગતું.......કે આ બંનેનું આ કૃત્ય ખરાબ છે ? અને મારા સાળા......અચાનક...આવું તોફાન કરે એથી....મારી શી સ્થિતિ થાય ? કેમ મારી વાત બરાબર છે ને ?"

"જી હા, નામદાર."

"તમને ચોક્કસ ખબર નથી કે એ શામાટે.......અને કયાં પકડાયા છે ?"

"મેં સાંભળ્યું કે એ—પ્રાંતમાં પકડાયા છે."

"તમને કોણે કહ્યું ?"

"એક માણસે."

"કહેનાર માણસ જ હોય, કાંઈ પક્ષી ન હોય પણ એ માણસ કોણ છે ?"

"ગવર્નરની ઑફિસમાં કામ કરે છે."

"એનું નામ શું ?"

"ઊલિયેશેવીચ. પણ એ તો સાવ નિર્દોષ છે, નામદાર. જેવી મેં તેની પાસેથી આ વાત સાંભળી કે હું તરત જ આપને ખબર આપવા આવ્યો."

"હા, હા. એ માટે તો ખરેખર તમારો આભાર માનું છું. પણ કેવું ગાંડપણ કર્યું છે ? ખરું કે નહિ, મિ. પાકલીન ?"

"જી હા, નામદાર." પાકલીને પરસેવામાં નહાતાં કહ્યું.

સાચી વાત તો એ છે કે આ માણસો ખેડૂતોને સમજતા નથી. મિ. માર્કેલોવ હું જાણું છું ત્યાંસુધી ઘણા સજ્જન અને સરસ માણસ છે પણ એ રશિયન ખેડૂતને સમજતા નથી એ દુઃખ છે. આપણા ખેડૂતોને બળવો શીખવવો હોય તો એવી શ્રદ્ધાનો ઉપયોગ કરી લેવો જોઇએ, એની ભક્તિનું પાત્ર, કાંઇક રાજા જેવું ઊભું કરવું જોઇએ......"

જાણે એની વાત જાણતો હોય તેમ સિપિયેજિને આગળ ચલાવ્યું. "હા. પણ એ સિવાય તો કેવું થાય છે? કેવું ગાંડપણ? કેવી મુર્ખાઇ?".......એ જાણે અહીં વિચારમાં ડૂબી ગયો.

"નામદાર," પાકલીને જરા માફી માગતા સ્વરે કહ્યું. "મેં હમણાં આપને કહ્યું કે હું સિગારેટ પીતો નથી....પણ એ સાચું નહોતું...અને આપની સિગારેટ એટલી સરસ......"

"હેં? શું કહ્યું?" પાકલીનનો શબ્દેશબ્દ સાંભળ્યો હોવા છતાં સિપિયેજિને ફરી ગૌરવ ખાતર પુછયું. અને વગર જવાબે પાછી સિગારેટ ધરી.

પાકલીને સિગારેટ લઇ સળગાવી.

"હવે તક આવી છે. પાકલીનને વિચાર આવ્યો. પણ સિપિયેજિન તેને સમજી ગયો હતો.

"તમે પેલા...તમારા....મિત્ર," સિપિયેજિને નજીવી વાત કરતો હોય તેમ શરૂ કર્યું. "કે જે...મારી ભાણેજને પરણ્યા છે.... તે તમને કોઇવાર મળે છે? એ લોકો અહીંથા બહુ દૂર નથી રહેતાં ખરું.......?"

("સંભાળજે, સીલા." પાકલીન મનમાં બોલ્યો.")

"હું ફક્ત એકવાર તેમને મળ્યો છું, નામદાર. એ...લોકો

....અહીંથી બહુ....દૂર નથી રહેતા....એ વાત સાચી છે."

"તમે એટલું તો સમજી શકશો." સિપિયેજિને એવા જ સ્વરે આગળ ચલાવ્યું. "કે....આ છોકરી કે તમારા મિત્રમા મને બહુ રસ ન હોય. એમનું કૃત્ય બહુ વધુ પડતું છે એમ તો તમને પણ લાગે છે ને? મને તો એમ લાગે છે કે એમના રાજકીય વિચારોથી એ ભેગા થયા છે, ખરું કે નહિ?"

"જી હા, નામદાર. મને પણ એમ જ લાગે છે."

"મિ. નેજડાનોવે પોતાના ક્રાંતિકારી વિચારો કદી છુપાવ્યા નથી."

"જી હા. પણ નેજડાનોવે બીજી ગમે તે ભૂલ કરી હોય પણ તેનું હૃદય."

"હા, એમનું અને મિ. માર્કેલોવનું પણ હૃદય તો સારું જ છે." સિપિયેજિને સૂર પુરાવ્યો. "પણ જો એ પણ આમા સડોવાયા હશે તો....લાગે છે કે મારે વચ્ચે પડવું પડશે."

પાકલીને છાતી પર હાથ મૂક્યા. "ઓ નામદાર, એમને આપ રક્ષણ આપો. એ તમારી સહાનુભૂતિને પાત્ર છે."

"ખરેખર?...તમને એમ લાગે છે?"

"જી હા, નામદાર. એમને ખાતર નહિ તો આપતાં ભાણેજને ખાતર."

સિપિયેજિને એની આંખો અડધી મીંચી દીધી. "તમે મિત્રોને ઘણા ઉપયોગી માણસ છો અને એ માટે તમારાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. ત્યારે એ લોકો રહે છે ક્યાં? ક્યાંક નજીક જ ખરું?"

"જી હા, નામદાર. નજીકમાં એક મોટા કાર..." બોલતાં બોલતાં તેને ભાન આવ્યું. અને એ અટકી ગયો.

"હા, હા. એ સોલોમીનને ત્યાં છે ! મને તો ખબર છે જ." સિપિયેજિનને કશી ખબર ન હોવા છતાં તેણે દાવ નાખ્યો.

"જ્યારે તમે બધું જાણો છો ત્યારે..." પણ એની નજર હવે સિપિયેજિન તરફ ગઈ અને એ સમજ્યો કે બિલાડી જે રીતે ઉંદર સાથે રમત કરે, તે રીતે સિપિયેજિન તેની સાથે રમત કરી રહ્યો હતો. પણ હવે અતિશય મોડું થઇ ગયું હતું.

"હું ખરેખર તો કાંઈ જ જાણતો નથી, નામદાર...." આ કમનસીબ માણસે ગોટા વાળ્યા.

"તો તમને પૂછે છે કોણ ?" સિપિયેજિને પાછું રાજપુરુષનું ગૌરવ ધારણ કરતાં મિજાજથી તેને ઊધડો લીધો.

પાકલીનનું હૃદય બેસી ગયું. સિગારેટ પીતો એ બંધ થઈ ગયો અને બબડ્યો. "અરે પ્રભુ ! આ મેં શું કર્યું ? સૌને દગો દીધો ! એક સિગારેટ આપી મને ખરીદી લીધો ! મને મૂર્ખ બનાવ્યો ! ઓ પ્રભુ !"

પણ હવે કાંઇ ગરબડ કરવી નકામી હતી. સામે સિપિયેજિન મહાન રાજપુરુષના ગૌરવથી એનો ઝભ્ભો સરખો કરતો બેઠો હતો.

આ પ્રાંતનો ગવર્નર ખાનદાન, ભલો અને આનંદી ગણાતો. એના ઉચ્ચ કુલ અને કેળવણીની નિશાનીરૂપ હોય તેમ તેનું શરીર બરફ સમું શ્વેત, સ્વચ્છ અને ઘાટીલું હતું. જ્યારે નોકરે તેને સિપિયે-જિન અને કોલોમિત્ઝેવના આગમનના સમાચાર આપ્યા ત્યારે તે હજુ હમણાં જ ઊંડી સુગંધિત જળથી–હાથ–મોં ધોતો હતો. એ નાનપ-ણથી સિપિયેજિનને ઓળખતો હતો અને ભવિષ્યના એક મોટા રાજપુરૂષ તરીકે તેની ગણના કરતો હતો. કોલોમિત્ઝેવ વિશે એણે જે વાતો સાંભળી હતી તે ઉપરથી તેને એના પ્રત્યે બહુ માન નહોતું.

નોકરને તેણે મહેમાનોને અભ્યાસખંડમાં બેસાડવાનો હુકમ કર્યો અને બીજે દરવાજેથી પોતે આવી સૌની સાથે ઉમળકાપૂર્વક હાથ મિલાવ્યા. પાકલીનને બંને એક પ્રચંડ સૈનિકની દેખરેખ નીચે દીવાનખાનામાં મુકતા આવ્યા હતા.

"મને લાગે છે, વોલ્ડેમાર, કે તમે અમારા આવવાનું કારણ સમજી ગયા હશો." સિપિયેજિને શરૂ કર્યું.

સુંવાળી મૂછોમાંથી શ્વેત દંતાવલિ ચમકાવતાં ગવર્નરને કહ્યું. "ના, હું કલ્પી નથી શકતો, મિત્ર."

"વાહ. શું તમને માર્કેલોવ વિશે કાંઈ ખબર નથી?"

"ના, માર્કેલોવ કોણ છે?" સ્મિત કરતાં ગવર્નરે ફરી પૂછ્યું. આ નામનો કોઇ માણસ કાલે પકડાઇ ગયો અને એ મેડમ સિપિયેજિનનો ભાઇ છે તે એ ભૂલી ગયો હતો. "પણ બોરિસ, બેસો. ઊભા શા માટે રહ્યા છો? ચા મંગાવું?"

સિપિયેજિનનું મન અત્યારે ચામાં નહોતું. એણે ગવર્નરને બધી વાત કરી ત્યારે ગવર્નરે દુઃખનો ચીત્કાર કરતાં કપાળ પર હાથ મૂક્યો, અને મુખ પર સહાનુભૂતિના ભાવ ધારણ કર્યા.

"અરે પ્રભુ! કેવું દુર્ભાગ્ય! એને કાલે જ અહીં લાવ્યા છે. અને આવા કેદીઓને અમે તરત સેન્ટપિટર્સબર્ગ મોકલી આપીએ છીએ. પણ પોલિસ-ઉપરી અહી નથી એટલે એક દિવસ મોડું થયું છે. કેવું ભયંકર! તમારા પત્નીને કેવું દુઃખ થયું હશે! વારુ, ત્યારે હું તમને શી મદદ કરી શકું?

"જો કાયદાનો વાંધો ન હોય તો મારે અહીં તેને મળવું છે."

"અરે મિત્ર, કાયદા તમારા જેવા માણસો માટે નથી. મને તો ખૂબ દિલગીરી થાય છે પણ........"

એણે ઘંટડી વગાડી અને એનો મદદનીશ અંદર આવ્યો. ગવર્નરે તેને કાનમાં કાંઇક સૂચના આપી. એ તરત જ બહાર ચાલ્યો ગયો. મહેમાનો તરફ ફરતાં તેણે કહ્યું. "........એમને કાલે ખેડૂતોએ માર્યા, હાથ પગ બાંધ્યા અને ગાડામાં નાખી અહીં લઇ આવ્યા! પણ આશ્ચર્યની વાત તો એ છે કે એના મનમાં કોઇને માટે જરાયે તિરસ્કાર કે ગુસ્સો નથી. એ હમણાં અહીં આવશે........"

Ce sont les fories (કદાચ એ પ્રાર્થના કરતો હશે!)" કોલોમિત્સેવે કટાક્ષ કર્યો.

ગવર્નરે તેની સામે નજર માંડી. "સિમિયન પેટ્રોવીચ....! મારે તમને થોડું કહેવાનું છે."

"બોલો, શું છે?"

"મને આવા પ્રસંગો બને તે પસંદ નથી."

"કેવા પ્રસંગો?"

"પેલો તમારો ખેડૂત અહીં ફરિયાદે આવ્યો હતો તેને ઓળખો છો ને—?"

"હા."

"તેણે ગળાફાંસો ખાધો છે."

"ક્યારે!"

"'ક્યારે' પૂછવાનો કાંઇ અર્થ નથી પણ આ વાત ઠીક નથી થતી!"

કોલોમિત્ઝેવે ખભા ઉછાળ્યા અને બારી પાસે જઈ ઊભો રહ્યો. આ જ વખતે એનો મદદનીશ માર્કેલોવને લઇને અંદર આવ્યો.

ગવર્નરની વાત સાચી હતી. એની સ્વભાવગત કડકાઇની જગાએ અત્યારે શાંતિ, થાક અને બેદરકારી હતા. ફક્ત ગવર્નરના પેલા જર્મન મદદનીશને જોતાં એની આંખમાં જર્મનો માટેનો જૂનો તિરસ્કાર પ્રજવળી ઊઠતો દેખાતો. એના બનેવીને જોતાં પણ એનાં મુખ પર કશો ફેરફાર ન થયો. એનો ઠેકઠેકાણે ચીરાઇ ગયેલો ડગલો એણે જેમ તેમ સાંધી લીધો હતો. એના મુખ પર અને નાક પર ઠેકાણે ઠેકાણે ચીરા પડ્યા હતા અને લોહી જામી ગયું હતું. એનું માથું હોળેલું હતું, પણ મોઢું ધોયું હોય તેમ લાગતું નહોતું.

"સર્ગાઇ મિહેલોવીચ! ઉશ્કેરાટભર્યા સ્વરે એની તરફ આગળ

વધતાં, અને જો એ આગળ વધતો હોય તો અટકાવવા, અને નહિ તો તેનો ફક્ત સ્પર્શ કરવા હાથ લંબાવી સિપિયેજિને શરૂ કર્યું." સર્ગાઈ મિહૈલોવીચ! તમે તમારો જે સર્વનાશ નોતર્યો છે તેથી અમને જે દુઃખ થયું છે, જે આશ્ચર્ય થયું છે તેની વાત કરવા હું નથી આવ્યો. પણ હું તો જો તમને તમારા કામનો કાંઇ પસ્તાવો થતો હોય તો સંબંધીદાવે તમને તમારું જીવન સુધારવાની તક અપાવવા આવ્યો છું. જો તમે તમારો ગુનો જરાયે છુપાવ્યા સિવાય કબૂલ કરવા માગતો હો, તો હું ગવર્નરસાહેબની હાજરીમાં ખાતરી આપું છું કે હું મારાથી બનતું બધું કરીશ...."

"નામદાર," ગવર્નર તરફ ફરતાં માર્કેલોવ વચ્ચે બોલ્યો. એનો અવાજ સાવ ઠંડો હતો. "મને થયું કે આપ ફરી ઉલટ તપાસ લેવા માગતા હશો, પણ જો મિ. સિપિયેજિનને મળવા જ મને આપે બોલાવ્યો હોય તો મને પાછો લઈ જવાનો હુકમ આપો. અમે એકબીજાને નહિ સમજી શકીએ."

"નહિ સમજી શકો ? કોલોમિત્ઝેવે ચિત્કાર કર્યો. "હેં ? નહિ સમજી શકો ? ત્યારે ખેડૂતોને બળવો કરાવવાનું તો સમજાય છે ને ?"

"નામદાર, અહીં જે માણસ ઊભા છે, તે છૂપી પોલિસ છે કે જમીનદાર ? એનો ઉત્સાહ તો જુઓ !" સ્મિત કરતાં માર્કેલોવે ધા કર્યો.

કોલોમિત્ઝેવે દાંત ભીસ્યા અને પગ પછાડ્યા. પણ ગવર્નરે તેને અટકાવી દીધો. "સાચી વાત છે, સિમિયન પેટ્રોવીચ! જે વાતમાં તમારે સંબંધ ન હોય, તેમાં તમારે માથું ન મારવું જોઇએ."

"શું ? માથું ન મારવું જોઇએ ?....દરેક અમીરની આવી વાતોમાં માથું મારવાની ફરજ છે, એમ હું સમજું છું."

માર્કેલોવે ઉપેક્ષાપૂર્વક તેને પગથી માથા સુધી નિહાળ્યો. અને એ સિપિયેજિન તરફ ફર્યો. "જો તમારે મારા વિચારો જાણવા હોય તો કહી દઉં કે ખેડૂતોને મારી વાત પસન્દ ન પડે તો મારું ગમે તે કરવાનો અધિકાર છે. અને સરકાર પોતાનો બચાવ કરવા મને સાઇબિરિયા મોકલી દેવા માગતી હોય તો ગુનેગાર ન હોવા છતાં હું ખુશીથી જઇશ. બોલો, હવે તમને સંતોષ થયો?"

સિપિયેજિને નિરાશામાં હાથ ધરયા. "સંતોષ? કેવી વાત કરો છો? આમાં સંતોષ-અસંતોષની વાત જ નથી. વાત તો એ છે કે તમને તમારાં પગલાંથી પસ્તાવો થાય છે કે નહિ? એમાં રહેલાં ભૂલ અને મૂર્ખાઈ સમજાય છે કે નહિ? હું જે પૂછું છું તે તો આ છે પ્રિય સગાઈ!"

માર્કેલોવે શાંતિપૂર્વક જવાબ વાળ્યો. "મેં જે કહ્યુ છે, તેમાં મારે ખાસ કાંઈ ઉમેરવાનું નથી."

"અરે તમને હજુ ભૂલ નથી સમજાતી? હજુ પસ્તાવો નથી થતો?"

"મહેરબાની કરીને પસ્તાવાની વાત છોડો અને આ વાત છોડો. મને શાંતિ લેવા દો."

સિપિયેજિને ખભા હલાવ્યા. "તમારો આ સ્વભાવ કોઇ દિવસ ન સુધર્યો! હું તમને હજુ યે કહું છું કે તમે માનપૂર્વક શાંતિપૂર્વક આમાંથી નીકળી જઇ શકશો."

"માનપૂર્વક? શાંતિપૂર્વક? આ શબ્દોનો શો અર્થ થાય છે? કોઇ માણસ પાસે કાંઇ હલકું કામ કરાવવું હોય, ત્યારે આ શબ્દો ફેંકવામાં આવે છે."

"તમને અમારી સહાનુભૂતિના બદલામાં અમારા પર તિરસ્કાર છે."

"હા, તમારી સહાભૂતિ એટલે સાઇબીરિયા અને મજૂરી કે બીજું કાંઇ? હવે મહેરબાની કરીને આ વાત છે

માર્કેલોવે માથું નીચું ઢાળી દીધું. બહારથી એ શાં પણ એના મનમાં ઉકળાટનો પાર નહોતો. જે એરેમી એ પ્લોકને એ પરમ વિશ્વાસપાત્ર અને સમસ્ત રૂરિયન ખેડૂત પ્રતિનિધિ માનતો હતો, તેણે જ તેને દગો દીધો હતો. માટે એ પ્રાણ આપવા તૈયાર હતો તે ધ્યેય શું ખોટું હ નિકોલેવીચ અને કિસ્લીઆકોવ શું મૂર્ખ હતા? બધા .વિચારકો શું જૂઠા હતા? "ના, ના!" એ વિચારતો

"ખોટી તો મારી કામ કરવાની રીત છે. મારા હુ દર કરનારને વીંધી નાખવાની જ જરૂર હતી. આપણે નારને જીવવાનો હક્ક નથી. સરકાર પણ શું જાસુસોને નથી મારતી?" જેમ જેમ એ એની ધરપકડની વિગ હતો, તેમ તેમ એની હૃદયવેદના વધતી જતી હતી. ગયો, પણ કામ નિષ્ફળ ગયું તેનું જ એને દુઃખ હતુ" એ .એરેમી?

"હા, એમાં હું કાંઇ વાંધો નથી લેતો." સિપિયેજિનના મુખપર પરાણે કરવા પડતા કામનો અણગમો હતો.

આ બંનેને ગુસપુસ કરતા જોઇને કાલોમિત્ઝેવ કયારનો ઉશ્કેરાઇને આંટા મારતો હતો. છેવટે એ સિપિયેજિન પાસે ગયો અને પૂછ્યું. "Vous oublier lautre! (તમે પેલાને ન ભૂલી જતા!)"

"જરૂર." સિપિયેજિને મોટેથી કહ્યું. અને ગવર્નર તરફ ફરતાં ઉમેર્યું. "નામદાર, મિ. માર્કેલોવના આ ગાંડપણુમાં એમના થોડાક મિત્રો પણ છે, અને એમાંના એકને હું નીચે લાવ્યો છું. એને બોલાવવાની ગોઠવણ કરો ને!"

"કેવો જબરો માણસ છે!" માનપૂર્વક સિપિયેજિન તરફ જોતાં ગવર્નરે મનમાં ઉદ્ગાર કાઢ્યો અને પાકલીનને બોલાવવા માણસ મોકલ્યો. થોડીવારમાં સીધા પાકલીન સૌ સમક્ષ હાજર થયો.

આવીને એ સૌને ખૂબ નમ્રતાપૂર્વક નમન કરવા વાંકો વળ્યો પણ એની નજર માર્કેલોવ પર જતાં એ વાંકો જ રહી ગયો. માર્કેલોવે એની સામે જોયું. પણ જાણે એને ઓળખ્યો ન હોય તેમ ફરી પોતાનાં જ વિચારોમાં ડૂબી ગયો.

"આ માણસ?" ગવર્નરે પૂછ્યું.

"જી ના." સ્મિત કરતાં સિપિયેજિને કહ્યું. "આ ગૃહસ્થનું નામ મિ. પાકલીન છે અને મારા ઘરમાં શિક્ષક તરીકે રહી ગયેલા મિ. નેજડાનોવ નામના શખ્સના મિત્ર છે. મને કહેતાં શરમ થાય છે, પણ આ શિક્ષક મારી ભાણેજને સાથે લઈ નાસી ગયા છે—"

"અરે. હા, હા!" ગવર્નરે ધીમેથી કહ્યું. "મેં વાત સાંભળી છે........"

સિપિયેજિને અવાજ વધુ ઊંચો કરતાં કહ્યું. " આ માણસ ભારે ભયંકર વિચારો ધરાવે છે, અને આજે મિ. પાકલીનના કહેવા મુજબ છૂપી રીતે ફેલિયેવાની કાપડની મિલમાં રહે છે........"

આ શબ્દો સાંભળી માર્કેલોવે પાકલીન તરફ જોઈ ફિક્કું સ્મિત કર્યું. પાકલીન બૂમ પાડી ઊઠ્યો. " મને માફ કરજો, નામદાર, પણ મેં એવું કાંઇ કહ્યું જ નથી........"

" શું ફેલિયેવાને ત્યાં ? " હાથની ઇસારતથી પાકલીનને ધીમે બોલવાનું કહેતાં ગવર્નરને પૂછ્યું. " આપણા વેપારીવર્ગ પર કેવી આફત ઉતરી રહી છે ? હજુ ગઇકાલે જ આ કિસ્સામાં સંડોવાયેલો ગોલુશ્કીન નામનો વેપારી પકડાયો છે. ઘણો શ્રીમંત માણસ છે. પણ આમ સાવ નિરુપદ્રવી છે. હમણાં ઘવાયેલા લડવૈયાઓના લાભાર્થે તેણે પાંચ હજાર રૂબલ આપ્યા છે, અને છૂટવા માટે કલાવાલા કરે છે."

" ફેલિયેવાને પોતાને આ વાત સાથે કાંઇ સંબંધ નથી. હું તો મિ. પાકલીને કહ્યું હતું તે મુજબ, એ કારખાનામાં મિ. નેજ-ડાનોવ રહે છે તેમ કહેતો હતો."

" પણ મેં નહિ. તમે પોતે જ એ કહ્યું છે." ફાટી ગયેલા સ્વરે પાકલીને બૂમ પાડી.

" માફ કરજો, મિ. પાકલીન." પ્રત્યેક શબ્દ ભારપૂર્વક ઉચ્ચારતાં સિપિયેજિને કહ્યું. " તમે મિત્રો માટે જે મહેનત કરો છો તે પ્રશંસાને પાત્ર છે. પણ તમે શું એમ માનો છો કે તમારી મૈત્રીની લાગણી કરતાં મારી સગપણની લાગણી જરાયે ઓછી છે ? પણ આ લાગણી કરતાં ઊંચી એવી ફરજની લાગણી આજે મારા આત્માની દોરી છે, સમજ્યા ?"

"આજે તો લાગણીને કોરે મુકવી પડે તેમ છે." કોલોમિત્ઝેવે ઉમેર્યું.

માર્કેલોવે આ બંને વક્તાઓ તરફ જોયું અને ગવર્નર તરફ ફરીને તે બોલ્યો. "નામદાર, હું આપને ફરી આ ભાષણખોરો પાસેથી મને ખસેડવાની વિનતિ કરું છું."

આ વખતે ગવર્નરે મિજાજ ગુમાવ્યો. "મિ. માર્કેલોવ! તમારી અત્યારની સ્થિતિમાં હું તમને સલાહ આપું છું કે જીભ પર કાબૂ રાખો." અને સિપિયેજિન તરફ ફરતાં તેણે ઉમેર્યું. "બોરિસ! તમે જે ફરજનું તીવ્ર ભાન આજે બતાવ્યું છે તે હું વડા પ્રધાનને જરૂર કહેવાનો છું. પણ આ નેજડાનોવ કારખાનામાં કોની સાથે રહે છે?"

સિપિયેજિને તિરસ્કારપૂર્વક કહ્યું. "મિ. પાકલીનના કહેવા મુજબ મિ. સોલોમીન કરીને ત્યા કોઇ ઇજનેર રહે છે તેને ત્યાં. દર વખતે પાકલીનને આ રીતે ચીડવવામાં સિપિયેજિનને જાણે મજા પડતી હતી. એક સિગારેટની તેણે ભારે કિંમત આ કમનશીબ સીલા પાસેથી વસુલ કરી હતી.

"નામદાર," કોલોમિત્ઝેવે કહ્યું. "આ સોલોમીન પણ બહુ ઉદ્દામ અને ભયંકર વિચારનો માણસ છે. અને એનું ધ્યાન રાખવાનો હું આપને આગ્રહ કરું છુ."

"તમે આ સોલોમીન કે નેજડાનોવને ઓળખો છો?" ગવર્નરે જરા સત્તાવાહક અવાજે માર્કેલોવને પૂછ્યું.

"આપ નામદાર [1]કોન્ફ્યુશિયસ અને [2]લાઓ-ત્ઝેને ઓળખો

૧ અને ૨ ચીનના બે પ્રાચીન મહાન ધર્મસંસ્થાપકો

છો ?" નસ્કોરાં ફુલાવતાં માર્કેલોવે સામું પૂછ્યું.

ગવર્નરે મોઢું ફેરવી લીધું. "બેરન, અહીં આવો તો." તેણે પેલા મદદનીશને કહ્યું. અને એ આવતાં તેને કાનમાં કાંઇક સૂચના આપવા લાગ્યો. આ તક જોઇ પાકલીન સિપિયેજિન પાસે પહોંચી ગયો. "અરે તમે આ શું કરો છો ? આથી તો તમારી ભાણેજ પણ પાયમાલ થશે. એ પણ નેજડાનોવ સાથે છે."

"હું કોઇને પાયમાલ કરવા નથી ઇચ્છતો, સાહેબ ! પણ મારો આત્મા કહે તેમ કરું છું." સિપિયેજિને મોટેથી સૌ સાંભળે તેમ જવાબ વાળ્યો.

"હા, મારી બહેન જે કહે છે તે કરો છો, એની સામે થવાની તમારી તાકાત નથી." માર્કેલોવે એથી પણ મોટા અવાજે કહ્યું.

આવા કટાક્ષને ધ્યાનમાં લેવો તે સિપિયેજિનના ગૌરવને છાજતી વસ્તુ નહોતી (!)

"જુઓ." દુઃખથી, આત્મતિરસ્કારથી, ગુસ્સાથી ધ્રૂજતાં પાકલીને આગળ ચલાવ્યું. "મેં તમને એના લગ્ન વિશે વાત કરી હતી તે સાચી નહોતી. હજુ એમણે લગ્ન કર્યાં નથી. પણ જો તમે એ લગ્ન અટકાવશો તો તમારા હૃદય પર એક એવો ડાઘ બેસી જશે કે જે—"

"જો તમારી વાત સાચી હોય તો હું જે પગલાં લેવાં ધારું છું તે વધુ ઉતાવળે લેવાં જોઇએ, અને મારા હૃદયની નિર્મળતા જાળવવા મહેરબાની કરીને આપ પ્રયત્ન ન કરશો." સિપિયેજિને અવાજ વધુ મોટો કરતાં જણાવ્યું.

"હા, એ હૃદય પર સેન્ટપિટર્સબર્ગની ખાસ બનાવટનો કાળો

રંગ એવો ચોંટી ગયો છે કે ગમે તે પ્રયત્ને તમે એ ધોઇ નહિ શકો. મિ. પાકલીન. તમે જેટલી મહેનત કરો તે બધી નકામી છે. "

હવે ગવર્નરને વચ્ચે પડવું જરૂરી લાગ્યું. " હવે આ વાત બંધ કરવી ઘટે છે, બોરિસ. તમારે હવે મિ. માર્કેલોવનું કાઇ કામ છે ? "

" ના, મેં મારાથી બનતું બધું કર્યું છે. " સિપિયેજિને જવાબ આપ્યો.

" વારુ, બેરન એમને લઈ જાઓ. "

પેલો જર્મન મદદનીશ માર્કેલોવ પાસે આવ્યો. અને દરવાજા તરફ હાથ લંબાવી ચાલવાની ઈસારત કરી માર્કેલોવે ચાલવા માંડયું. આ વખતે પાકલીને ન માની શકાય તેવી હિંમત બતાવી. સહાનુ-ભૂતિ અને દયાથી ઊભરાતે હૃદયે આત્મતિરસ્કાર અને શરમથી છવા-યેલા મને તેણે માર્કેલોવ જોડે હસ્તધૂનન કર્યું.

" આપણે હમણાં થોડા માણસોને કારખાને મોકલીએ, પણ મિ. પાકલીને કહ્યું તે મુજબ જો તમારી ભાણેજ ત્યાં હોય તો—"

" હા, પણ એને પકડવાનું કોઈ કારણ નથી. " સિપિયેજિને વિચાર કરતાં જણાવ્યું. " બનવાજોગ છે કે એ પાછી ફરે. જો આપ રજા આપો તો હું એને ચિટ્ઠી લખું—"

" અરે જરૂર લખો. એમાં શો વાંધો છે ? "

" પણ નામદાર. આપે આ સોલોમીન માટે કેમ કાંઇ ગોઠવણુ ન કરી ? મને આવા માણસોની દૂરથી ગંધ આવે છે, અને મને લાગે છે કે એ જ મુખ્ય માણસ છે.

ગવર્નરે જરા સ્મિત કરતાં કહ્યું " જો એમ જ હશે તો તે

અમારા હાથમાંથી નહિ છટકી શકે. પણ...હવે તમે જરા સંભાળો ......" અહીં ગવર્નરે હાથ હલાવી બાકીનું કહેવાનું પૂરું કર્યું. પછી એ સિપિયેજિન તરફ ફર્યો." et cegaillard-la'qu'en ferons mous? [આ લૂલાનું હવે શું કરવું છે?] એ બહુ ભયંકર નથી લાગતો." એ પાકલીનની વાત કરતો હતો.

"હા, એને જવા દો." સિપિયેજિને ધીમેથી જવાબ આપ્યો.

ગવર્નર પાકલીન તરફ ફર્યો. "હવે અમારે તમારી જરૂર નથી, મિ. પાકલીન. તમે જઈ શકો છો."

પાકલીને સૌને એકી સાથે નમન કર્યું અને સૌના તિરસ્કારથી અધમૂઓ થઈ ગયેલો તે બહાર નીકળ્યો. "અરે પ્રભુ! મેં સૌને દગો દીધો! સૌનો મેં વિશ્વાસઘાત કર્યો! હવે લોકો બોલશે કે પાકલીને એના મિત્રોને દગો દીધો! હે પ્રભુ!" એની આંખમાં આત્મતિરસ્કારનાં આંસું આવ્યાં. અને લથડિયાં લેતો તે તેના પેલા સબંધી ઉમરાવને ઘેર પાછો ફર્યો.

જ્યારે સિપિયેજિન ગાડીમાં બેસી ગવર્નરને ત્યાં જતો હતો ત્યારે મેરિયાના એના ખંડમાંથી બહાર નીકળી. બહાર નેજડાનોવ બધાં કપડાં પહેરી કોચ પર બેઠો હતો. એનું માથું છાતી પર ઢળેલું હતું. અને સાવ નિર્બળ અને નિરાધાર થઇ ગયો હોય તેમ ઢીલોઢફ થઈ ગયેલો એ બેઠો હતો.

“ આ શું અલેકઝાઇ ? ” મેરિયાના તેની પાસે ગઇ. “ તમે કપડાં પહેરેલાં છે તે સૂતા નથી ? તમારો ચહેરો કેમ આટલો ફિક્કો પડી ગયો છે ? ”

ભારે પાંપણો ઊંચી કરતાં એણે જવાબ વાળ્યો. “ ના, હું સૂતો નથી. ”

“ કેમ ? તબિયત સારી નથી ? કે હજુ કાલની અસર રહી ગઈ છે ? ”

“ કાલે સાંજનાં સોલોમીન તમારા ખંડમાં આવ્યા તે પછી હું સૂતો જ નથી. ”

“ શું કહો છો, અલેકઝાઇ ? તમને ઇર્ષ્યા થાય છે ? આ ઇર્ષ્યા કરવાનો વખત છે ? પાદરી બોલાવી લગ્ન કરવાની વાત કરવા એ આવ્યા હતા અને ફક્ત પંદર મિનિટ જ બેઠા હતા. ”

" મને ખબર છે કે તે ઝાઝું રોકાયા નહોતા. અને મને ઇર્ષ્યા પણ નથી થતી. પણ કાલે હું ઊંઘી ન શકયો. "

" પણ શામાટે ? "

નેજડાનોવ થોડીવાર શાંત રહ્યો. અને બોલ્યો. " આખી રાત વિચારમાં..... અને વિચારમાં...જ રહ્યો છું ! "

" શાના વિચારમાં ? "

" મારા...તમારા...અને તેના... "

" અને છેવટે નિર્ણય શો કર્યો ? "

" કહું ?

" જરૂર. "

" મને લાગે છે કે ફકત તમારા અને તેના માર્ગમાં જ નહિ, ....પણ મારા માર્ગમાં પણ હું રૂકાવટ કરી રહ્યો છું. "

" મારા અને તેના બંનેના ? તમે શું કહેવા માગો છો તે સમજી શકાય તેવી વાત 'છે. પણ તમારા પોતાના માર્ગમાં કઈ રીતે ? "

" મેરિયાના ! મારા શરીરમાં પરસ્પર વિરોધી બે માણસ વસે છે. અને સતત લડ્યા કરે છે. એમાંથી એક મરે તે સિવાય લડાઈ બંધ થાય તેમ નથી. એટલે લાગે છે કે બંને મરી જાય તો સારું ! "

" અરે અલેકઝાંદ ! તમે મને અને તમારી જાતને–બંનેને શામાટે રીબાવો છો ? અત્યારે તો આપણે નાસી જવાના વિચાર કરવા જોઇએ. એને બદલે આ શું કરો છો ? તમને ખબર છે કે આ લોકો આપણને છોડે તેમ નથી. "

" મેરિયાના અહીં....મારી પાસે બેસો. " નેજડાનોવે આર્દ્ર

કંઠે અને આજીજીભર્યા અવાજે કહ્યું. "આજે આપણે બધી વાત કરી લઈએ. અને વધુ સમજી લઇએ. પછી ભલે "સૌ વધુ સમજાવતાં વધુ ગોટાળો ઊભો થાય છે" એ કહેવત ટાંકે. તમે ખૂબ માયાળુ અને બુદ્ધિશાળી છો એટલે સમજી શકશો. આવો...બેસો."

તે એની બાજુમાં બેસી ગઈ, અને તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"આભાર; મેરિયાના. હું તમને બહુ ઝાઝાં ખોટી નહિ કરું તમને જે કહેવાનું છે તે બધું મેં નક્કી કરી લીધું છે. હું કાલે જે સ્થિતિમાં ઘેર પાછો આવ્યો, તે સ્થિતિ ફક્ત હાસ્યાસ્પદ જ નહિ પણ ઘૃણાસ્પદ પણ હતી. હું પીને ઘેર આવ્યો એથી મને બહુ નહોતું લાગ્યું, પણ મારી અસહ્ય અનાવડતથી હું ત્રાસી ઊઠયો હતો. મને લાગ્યા જ કરે છે કે હું મારા દેશમાં પરદેશી જેવો થઇ ગયો છું. એથીયે વધુ સાચું કહું તો, હવે મને આ ધ્યેયમાં શ્રદ્ધા નથી. જ્યારે પ્રથમ વાર આપણે મળ્યા, ત્યારે જ હું આ શ્રદ્ધા ગુમાવી બેઠો હતો. તારા પરિચયે એ ફરી જીવંત થઇ, પણ હવે હું આ ધ્યેયમાં માનતો નથી, માની શકતો નથી!"

એણે બે હાથે મોઢું ઢાંકી દીધું. અને થોડીવાર મૂંગો થઈ ગયો. મેરિયાના નીચું જોઇ ચૂપચાપ સાંભળી રહી. એને લાગ્યું કે આમાં એ કશું નવું નથી કહેતો. એ પોતે આ બધું જાણે છે.

મોઢા પરથી હાથ લઈ મેરિયાના સામે જોયા સિવાય નેજડાનોવે આગળ ચલાવ્યું. "મને હંમેશાં લાગ્યું છે કે ધ્યેયને હું બુદ્ધિપૂર્વક માનું છું, પણ હૃદયપૂર્વક એમાં શ્રદ્ધા નથી રાખી શકતો. મારામાં ધ્યેયને પ્રાપ્ત કરવાની તાકાત નથી. જે ભારે કામ હું કરવા માગું છું તેનો બોજો હું ઉપાડી શકું તેમ નથી. હું આવડત વગ-

રનો માણસ છું. એટલે મારી બુદ્ધિ અને હૃદય સાથે નથી ચાલી શકતાં. એટલે હું કહું છું કે મને ધ્યેયમાં શ્રદ્ધા નથી. પણ મેરિયાના, તમને ખરેખર એમાં શ્રદ્ધા છે ?"

ટટ્ટાર થઇ માથું ઊંચું કરી તેણે જવાબ વાળ્યો. "હા. એલેકઝાંઈ ! મારામાં છે તે હૃદયના સમસ્ત જોરથી હું ધ્યેયમાં માનું છું, અને મૃત્યુપર્યંત આજ કામ કરવાની છું."

પ્રેમભરી ઇર્ષ્યાથી નેજડાનોવે તેની સામે જોયું. "મને ખબર હતી કે તમે આવો જ જવાબ આપશો. પણ પછી આપણે સાથે રહીએ તેનો કશો અર્થ નથી. આપણા સંબંધો અહીં પૂરા થાય છે."

મેરિયાના ચૂપ રહી.

"હવે સોલોમીનની વાત કરીએ," નેજડાનોવે ફરી કહેવા માંડ્યું. "તેને આ કામમાં શ્રદ્ધા છે કે નહિ તે—"

"તમે શું કહેવા માગો છો ?"

"હું સાચું કહું છું કે એને માટે, એની જેવી પ્રકૃતિના માણસ માટે શ્રદ્ધા જરૂરી જ નથી. જેમ શહેરના રસ્તા પર જતો માણસ રસ્તા કે શહેરના અસ્તિત્વ વિશે શંકા નથી ઊઠાવતો, તેમ એને ધ્યેય વિશે, એના માર્ગની સચ્ચાંઇ વિશે જરાય શંકા નથી. ધીમે, મક્કમ પગલે એ આગળ વધે છે. જ્યારે....હું એમ નથી કરી શકતો. નથી હું આગળ જઈ શકતો, નથી પાછળ જઈ શકતો અને ઊભું રહેવું મારા સ્વભાવમાં નથી. આવી સ્થિતિમાં મારો સાથ પુરાવવાનું હું કોને કહી શકું ?"

"અલેકઝાંઇ," મેરિયાનાએ જરા અચકાતે અવાજે શરૂ કર્યું. "તમે જરા અતિશયોક્તિ કરી રહ્યા છો. આપણને પરસ્પર પ્રેમ નથી શું ?"

નેજડાનોવે ઊંડો નીસાસો નાખ્યો. "મેરિયાના....મારી આટલી સંભાળ રાખવા બદલ હું તમને નમન કરું છું... પણ આપણે પ્રમાણિકતાપૂર્વક સ્વીકારવું જોઇએ કે આપણી વચ્ચે પ્રેમ નથી."

"ઊભા રહો, અલેક્ઝાઇ. તમે શું કહો છો? પોલિસ હમણાં અહીં આવશે.......આપણે જુદા પડ્યા સિવાય અહીંથી ચાલ્યા જવાનું છે—"

"અને જતાં પહેલાં સોલોમીન કહે તેમ લગ્ન કરી લેવાનાં છે. પણ લગ્નનો અર્થ તો સાથે રહેવું તેમ થાય છે. અને એ...."

"એટલે તમે શું કહેવા માગો છો, અલેકઝાઇ, તમારે અહીં નથી રહેવું?"

"ના......." નેજડાનોવે અચકાતાં કહ્યું. એ હા કહેવા જતો હતો પણ તેણે જીભ સંભાળી લીધી.

"ત્યારે તમે એકલા બીજે કોઇ ઠેકાણે જવા માગો છો?"

"હા, પણ તમને એકલાને મૂકી જતાં મને સંકોચ થાય છે, એટલે બીજો કોઈ સાથ જરૂર શોધી આપીશ."

મેરિયાનાએ એના ગળામાં હાથ પરોવતાં, અને એના ગાલ સાથે પોતાનો ગાલ અડકાડતાં ચિંતાતુર નજરે એની સામે જોયું." તમને શું થયું છે, અલેકઝાઇ....? તમારા મનમાં શું છે? કહો...મને હવે ખરેખર તમારી બીક લાગે છે. તમારી ભાષા આજે એટલી વિચિત્ર અને ભેદી લાગે છે, અને તમારો ચહેરો....? એ પણ કેવો થઈ ગયો છે?" ભાવપૂર્વક તેને જુદી પાડતાં, નેજડાનોવે તેના હાથને એક ધીમું ચુંબન કર્યું. પણ આ વખતે તે ન હસી શકી કે ન બોલી શકી. હજુ એની આંખમાં ચિંતા હતી.

"ગભરાવાની જરૂર નથી, પ્રિય. મારા ચહેરામાં વિચિત્ર કશું નથી. માર્કેલોવને જેમ માર પડયો છે તેમ મને માર નથી પડયો, પણ ગઈકાલના બનાવે મારા મનને એટલું ભાંગી નાખ્યું છે કે એની અસર હજુ મારા ચહેરા પર દેખાય છે. જન્મ્યો ત્યારથી જ હું કયાંય મારી જાતને ગોઠવી નથી શકયો, અને આ વખતે ગોઠવવા જતાં બાજી વધુ કથળી છે.

"અલેકઝાઇ," મેરિયાનાએ ધીમા ભારે અવાજે કહ્યું "મારી પાસે પણ હૃદય ન ખોલવું, તે તમારે માટે ઘણું અયોગ્ય ગણાશે."

નેજડાનોવે અદબ ભીડી. "મેરિયાના, મારું આખું મન પૂરે-પૂરું તમારી પાસે વ્યક્ત થયું છે. અને મારા કોઇ પગલાથી તમને આશ્ચર્ય નહિ થાય એ હું કહી મૂકું છું."

મેરિયાના એને આ વાતનો અર્થ પૂછવા જતી હતી ત્યાં સોલોમીન અંદર આવ્યો. એના ચહેરા પર અત્યારે એની પ્રકૃતિને અસ્વાભાવિક એવા ભાવો દેખાતા હતા. એના હોઠ દબાવેલા હતા, મોઢા પર રોજ કરતાં થોડી વધુ ઉતાવળ દેખાતી હતી, અને મુખરેખાઓ ખેંચાયેલી લાગતી હતી.

"મિત્રો! હવે તમે તૈયાર થઇ જાઓ. મેં ફાધર ઝોઝીમને કહેવરાવ્યું છે, એટલે એ એકાદ કલાકમાં આવશે. લગ્ન જલદી પતાવવાની જરૂર છે. કારણ કે પાકલીનના કાંઈ સમાચાર નથી. એની ગાડી પાછી મોકલી આપી એને રાત ત્યાં જ રાખ્યા છે. અત્યારે કદાચ તેને શહેરમાં લઇ જશે. એ દગો કરે એવા માણસ નથી પણ એને બનાવીને બધી માહિતી કઢાવી લે એ શકય છે. માટે તૈયાર થઇ જાઓ, પાવેલ સાક્ષી થશે."

"ત્યારે તમે?" નેજડાનોવે પૂછયું. "તમારે નથી નીકળી

જવું ? તમે બહાર જતા તો લાગો છો ?" તેના બહાર જવાના પોશાક તરફ જોઇ નેજડાનોવે પૂછ્યું.

"ના, હું નથી માનતો કે એ લોકો મને કાંઇ કરે...! અને કરશે તો હું સંભાળી લઇશ. તમે તૈયાર થાઓ. મેરિયાના, ટેટિયાના તમારી વાટ જુએ છે."

"અરે હા. મારે પણ તેને મળવું છે...." મેરિયાના દરવાજા તરફ ફરી.

નેજડાનોવના મુખ પર એક તીવ્ર નિરાશા અને ભયની લાગણી છવાઇ ગઈ. "મેરિયાના, તમે જાઓ છો ?"

તે ઊભી રહી ગઇ. થોડીવારે તે બોલી. "મને સામાન બાંધતાં વાર નહિ લાગે. હું અડધા કલાકમાં આવું છું."

"અહીં આવો તો....મારી પાસે."

"આવું, પણ શું છે ?"

"કાંઇ નહિ, મારે જરા મળી લેવું હતું." એની તરફ તાકી રહેતાં નેજડાનોવે કહ્યું. "સાહેબજી, સાહેબજી !"

તે મૂંઝાઇને ઊભી રહી.

"અરે પણ હું યે કેવી વાત કરું છું ? કાલે રાત્રે ઊંઘ ન આવવાથી મારું માથું ફરે છે. તું તો હમણાં પાછી ફરવાની છે ને ? અને મારે યે સામાન બાંધવો પડશે ને ?"

મેરિયાના બહાર ચાલી ગઈ. સોલોમીન જવા જતો હતો ત્યાં નેજડાનોવે તેને રોકયો. "સોલોમીન !

"કેમ ?"

"ચાલો આપણે હાથ મિલાવીએ. તમે આજસુધી જે તકલીફ

રસ્તામાં કોઇ તેને સામું ન મળ્યું. જે વૃદ્ધ સફરજનના વૃક્ષે તેને પ્રથમ દૃષ્ટિએ આકર્ષ્યો હતો તેની નીચે જઇ એ ઊભો રહ્યો. તે દિવસે વાતાવરણ ધુંધળું હતું. વાદળાં ખૂબ નીચે લટકતાં હતાં અને ઉગ્ર, ભેજવાળો પવન સતત ફુંકાયા કરતો હતો. ઉંચું ઉંચું ઘાસ પવનમાં ડોલ્યા કરતું હતું. વૃક્ષો વિષાદભર્યા સ્વરે ગરજતાં હતાં અને ચારે બાજુ કારખાનાના સતત એકધારા ધીમા અવાજ સિવાય ઊંડી, ભારે શાંતિ હતી. જે વૃક્ષ નીચે એ ઊભો હતો, તેના મોટા ભાગની ડાળીઓ પર ભાગ્યેજ કાંઈ પાંદડાં રહ્યાં હતાં. અને એનો ભૂરો, ઘેરો, વાંકોચૂંકો આકાર વાતાવરણની હૃદય દબાવતી અસરને વધુ ગાઢ બનાવતો હતો. વૃક્ષ નીચે ઊભા રહી નેજડાનોવે ચારે તરફ નજર નાખી. ઉપર ઊંચે ઊંચે ઝાડની ડાળીઓમાંથી થઇને આકાશ દેખાતું હતું. અને આજુબાજુ કોઈ એને જોતું નહોતું. જાણે સૌએ તેને નશીબને સોંપી દીધો હતો. ધીમો ધીમો વરસાદ પડવો શરૂ થઈ ગયો હતો. એણે ગજવામાંથી પેલી વસ્તુ બહાર કાઢી.

એ વૃક્ષ નીચે બેસી ગયો. અને વેદનાની આહ નાખતાં તેણે પેલી નિર્દય જરઠ ડાળીઓ પર નજર નાખી. "હું સેન્ટપિટર્સબર્ગ પાછો જઇ શકું તેમ નથી અને જેલમાં પણ જવું નથી....તોપછી" આ વિચાર આવતાં જ એના હૃદયમાં કોઇ મીઠી ભારે આનંદની લાગણી છવાઇ ગઇ. માથેથી ટોપી લઇ તેણે એક બાજુ ફેંકી, અને રિવોલ્વર લઇ એનું નાળચું છાતી પર દબાવી ઘોડો દબાવ્યો........કોઈક વસ્તુ તેની સાથે અથડાઇ. પણ આ અથડાટ બહુ જોરદાર નહોતો....એ ચત્તોપાટ જમીન પર પડ્યો હતો, અને શું થયું તે સમજવાનો પ્રયત્ન કરતો હતો. એને ભાસ થતો હતો કે તેણે ટેટિયાનાને જોઈ. એણે એને બોલાવવાનો પ્રયત્ન કર્યો. પણ કોઇ અજાણી મૂંઝવણથી તેનું ગળું રૂંધાતું હતું. એની આંખો આગળ ચિત્રવિચિત્ર લાલપીળા આકારો

નાચતા હતા. કોઇ અતિશય ભારે વસ્તુએ જાણે સદાને માટે તેને જમીન સાથે જડી દીધો હતો. નેજડાનોવે ખરેખર ટેટિયાનાને જોઈ હતી. જયારે એણે ઘોડો દબાવ્યો ત્યારે જ બરાબર ટેટિયાનાએ કામ કરતાં કરતાં બારીમાંથી બહાર નજર કરી અને એને બાજરાના ડૂંડાની માફક ઢળી પડતો જોયો. એણે રિવોલ્વરનો અવાજ ન સાંભળ્યો પણ તેને લાગ્યું કે કાંઇક ભયંકર બનાવ બન્યો છે. એ ઝપાટાબંધ બહાર ધસી...અને હાંફતી હાંફતી નેજડાનોવ પાસે આવી.

" અલેકઝાંઈ મિટ્રીશ! શું થયું છે તમને? " પણ નેજડાનોવ બેભાન પડયો હતો. તે વાંકી વળી અને લોહી જોયું...." પાવેલ! " તેનો સાદ ફાટી ગયો. " પાવેલ! "

એકાદ બે મિનિટમાં મેરિયાના, સોલોમીન, પાવેલ અને બીજા એક બે કામદારો વાડામાં આવી પહોંચ્યા, અને તેને ઊંચકીને પેલા ખંડમાં લઇ ગયા અને જે કોચ પર તેણે રાત કાઢી હતી ત્યાં જ તેને સુવાડયો.

એના ચહેરાપર મૃત્યુની ઘેરી વાદળી ઝાંય ફરી વળી હતી. અને શ્વાસ ઘરઘરાટ ચાલતો હતો. વારંવાર તે ડૂસકાં ખાતો હતો. મેરિયાના અને સોલોમીન આ મૃત્યુ પામતા માણસ જેવાં જ ફિક્કાં બની એની પાસે ઉભા હતા. બંને ડઘાઇ ગયાં હતાં, આઘાતથી જડ બની ગયાં હતાં. પણ મેરિયાનાની સ્થિતિ તો અવર્ણનીય હતી....એને આ બનાવથી આશ્ચર્ય નહોતું થયું, પણ એના મનમાં ઘમસાણ મચી રહ્યું હતું. "અમે આ પહેલેથી કેમ ન સમજી શકયા?" એની વાત પરથી જયારે એના શરીરમાં વસતા પરસ્પર વિરોધી બે માણસોની એણે વાત કરી ત્યારે, જયારે " એણે હું જે કરૂં તેથી તને જરાયે આશ્ચર્ય નહિ થાય એ કહી મૂકું છું." એમ કહ્યું ત્યારે જ, શું તેનો ઇરાદો પ્રગટ નહોતો થતો ? ત્યારે તેમણે શામાટે આ વાતની ઉપેક્ષા કરી? અત્યારે શામાટે એ સોલોમીન સામું

જોઈ નથી શકતી ? શું એની નેજડાનોવ પ્રત્યેની કરૂણા જોડે એક જાતની ઘૃણાની લાગણી ભળી નહોતી ગઈ ? એ એને બચાવી શકી હોત...? અને અત્યારે એ શાની રાહ જોતાં હતાં...? ઓ પ્રભુ !" બંને—સોલોમીન અને મેરિયાના—મૂંગાં મૂંગાં ઉભાં રહ્યાં. એક પણ શબ્દ ઉચ્ચારવાની જાણે તેમની હિંમત નહોતી.

જરાયે આશા ન હોવા છતાં સોલોમીને દાકતરને બોલાવવા માણસ મોકલ્યું. ટટિયાનાએ નેજડાનોવનું માથું ઠંડા પાણીથી ધોયું. અને પેલા કાળા નાનકડા ઘા પર વાદળી ભીંજાવીને મૂકી. ઘામાંથી લોહી વહેતું કયારનું બંધ થઇ ગયું હતું. અચાનક નેજડાનોવના ગળાનો ઘરઘરાટ અટકી ગયો, અને એ સહેજ હલ્યો.

" એને ભાન આવે છે. " સોલોમીન ગણગણ્યો.

મેરિયાના નીચે બેસી ગઈ. આંખ ઉઘાડી નેજડાનોવે એની સામે જોયું...એની આંખોનું તેજ હોલવાતું જતું હતું.

" ઓ...હું...હજુ...જીવતો છું ? " તે અસ્પષ્ટ તૂટતા અવાજે બબડયો " મને....આ...કામ...પણ....બરાબર...ન...આવડયું ?.... હું તમને....રોકી....રહ્યો છું.... "

" અલેકઝાઇ ! " મેરિયાનાએ ધ્રૂસકું ખાધું.

" હવે...બહુ....વાર...નહિ...લાગે. તને....મારી કવિતા....યાદ છે, મેરિયાના...? મને...ફૂલોથી....ઢાંકજે...હો ! પણ...ફૂલો કયાં... છે ? કાંઈ નહિ....તું અહીં બેસજે....ત્યાં મારા...કાગળ... " એનું આખું શરીર કંપી ઉઠયું.

" ઓ ! હવે...એ...આવે છે....તમે...જલદી...તમારા હાથ ...લાવો...હં.... "

સોલોમીને મેરિયાનાનો હાથ પકડયો. માથું પેલા ઘા પાસે રાખી એ ઊંધે મોંયે કોચ પાસે બેસી પડી હતી. કાળો શાહી જેવો થઈ ગયેલો સોલોમીન ટટ્ટાર ઊભો હતો.

" હં...હવે...બરાબર. "

નેજડાનોવે ફરી ધ્રૂસકાં ભર્યાં. એની છાતી ઊંચી નીચી થવા લાગી. અને શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. બંનેના એકઠા કરેલા હાથ પર તેણે તેનો હાથ મુકવા પ્રયત્ન કર્યો પણ એ હાથ ઊંચો ન કરી શકયો.

" બસ. " દ્વારમાં ઉભેલી ટેટિયાનાએ ક્રોસની નિશાની કરતાં કહ્યું. " હવે શ્વાસ તૂટે છે."

એનાં ધ્રૂસકાં વધવાં લાગ્યાં. શ્વાસ વધુ ને વધુ જોરથી ચાલવા લાગ્યો. તેની આંખો જાણે મેરિયાનાને શોધતી હોય તેમ ચારેબાજુ ફરતી હતી. કોઇ ભયાનક સફેદ આવરણ તેની આંખોની આજુબાજુ છવાઇ ગયું હતું.

છેવટે એનો શ્વાસ બંધ પડયો... " હં, હવે બરાબર ! " એ એના છેલ્લા શબ્દો હતા. હજુ પણ મેરિયાના અને સોલોમીનના હાથ એની છાતી પર પડયા હતા.

એણે પાછળ મૂકેલા બે પત્રોમાં એક સિલીન પર લખેલો હતો, અને બીજો સોલોમીન અને મેરિયાના પર લખેલો હતો. સિલીન પરનો પત્ર નીચે મુજબ હતો.

" છેલ્લા સલામ, પ્રિય મિત્ર, છેલ્લા સલામ ! જ્યારે આ પત્ર તને પહોચશે ત્યારે હું આ જગતમાં નહિ હોઉં. આનાં કારણો પૂછીશ નહિ અને દિલગીર પણ થઇશ નહિ. એટલું ચોક્કસ સમજજે કે હું આમ કરીનેજ સુખી થઇ શકું તેમ છું. પુશ્કીન અને બીજા કવિઓએ

મૃત્યુનું જે વર્ણન કર્યું છે તે અત્યારે યાદ આવે છે....! તને પણ યાદ આવશે...! આ સિવાય બીજું શું લખું? મારે જે લખવું છે તે લખવા બેસું તો બહુ લાંબું થઇ જાય, એટલે ચિરવિદાય લેતાં પહેલાં તને આટલા ખબર આપતો જાઉં છું. સાહેબજી, પ્રિય મિત્ર, સાહેબજી! —— તારો મિત્ર અ-મિ."

બીજો કાગળ જરા લાંબો હતો.

"મારાં પ્રિય બાળકો" (આ શબ્દો પછી જાણે આંસું પડ્યાં હોય તેમ થોડું રેળાઇ ગયું હતું.)——, "આ જાતનું સંબોધન મારી ઉમર જોતાં તમને બંનેને બહુ વિચિત્ર લાગશે, પણ આજે જ્યારે મૃત્યુને કાંઠે ઊભો છું ત્યારે તમને મારાથી નાના ગણું છું, અને આમ સંબોધું છું. મેરિયાના...ખાસ કરીને તમને અને સોલોમીનને પણ આ રીતે દુઃખની ઊંડી ગર્તામાં ફેંકી દઇ ખૂબ અન્યાય કરૂં છું. પણ શું કરૂં? મારે માટે બીજો રસ્તો નહોતો. હું "ગરીબ" થઈ શકું તેમ નહોતો અને મારી જાતને મિટાવી દેવાનો એક માત્ર રસ્તો મારી પાસે બાકી રહ્યો હતો. મેરિયાના, જો આપણે લગ્ન કર્યાં હોત તો હું તમને બોજારૂપ થઇ પડત. તમે ઉદાર છો એટલે રાજીખુશીથી એ બોજો તમે ઉઠાવી લીધો હોત. પણ તમે જે ઉચ્ચ કામ હાથ ધર્યું છે એ જોતાં હું આવો ભોગ તમારી પાસેથી ન માગી શકું. હવે તમે બંને લગ્ન કરજો સુખી થજો અને બીજા માટે જીવજો. મેરિયાના, હું જાણું છું કે તમને સોલોમીન સાથે ફાવી જશે. અને સોલોમીન તો તમને પ્રથમ મિલનથી ચાહે છે. આ વસ્તુ અહીં આવ્યા ત્યારે પણ મારાથી છૂપી નહોતી. આપણે આજેનોવ છોડ્યું તે દિવસ કેટલો મધુર હતો, કેટલો સુન્દર હતો! પણ એ તો અકસ્માતથી હું તમારી વચ્ચે આવી ગયો હતો. હું ફરિયાદ કરવા નથી ઇચ્છતો પણ મારી જાતને સ્પષ્ટ કરવા ઇચ્છું છું. સોલોમીન, મેરિયાનાને હું તમારે હવાલે સોંપું છું સુખી થજો...! અને મેરિયાના,

જ્યારે સુખની પળો હોય ત્યારે જ મને સંભારજો. અને સંભારતાં યાદ રાખજો કે આ માણસને માટે મૃત્યુ એ ભલે જીવન કરતાં સારૂં હતું, પણ એ પણ થોડો સારો માણસ હતો ! હું તમને ખરેખર ચાહતો હતો કે નહિ તે નથી જાણતો, પણ મારા સઘળા મિત્રો કરતાં મને તમારા પર વધુ પ્રેમ હતો. જો તમારે માટેનો આ પ્રેમ મારા હૃદયમાં ન હોત તો મૃત્યુ મને અકારૂં થઇ પડત. બસ, હવે પૂરૂં કરૂં છું ત્યારે જરા આકાશ તરફ નજર જાય છે. દોડાદોડ કરતાં વાદળાં વચ્ચે એક અતિશય તેજસ્વી તારો દેખાય છે. એ તારો જોતાં જ અને તમારી કલ્પના આવે છે. મેરિયાના ! આ ક્ષણે તમે બાજુના ખંડમાં સૂતાં છો, દરવાજે આવી કાન માંડું છું...અને તમારો નિર્મળ શ્વાસોચ્છ્વાસ સંભળાય છે. તમને કશીયે શંકા નથી......કે......

" જો તમે કોઇ દિવસ મિસ મશુરિના કરીને સ્ત્રીને મળો તો તેને કહેજો કે નેજડાનોવે તેની પ્રત્યે હંમેશાં આભારની લાગણીથી જોયું છે. એ સમજી જશે. સોલોમીન તેને ઓળખે છે.

" વારૂ, ત્યારે છેલ્લા સલામ, મિત્રો, છેલ્લા સલામ !

તમારો અ-મિ. "

" તા. ક. પણ અરે ! બીજું બધું લખું છું, અને આપણા કાર્ય વિશે જ કાંઇ નથી લખતો, માફ કરજો, મેરિયાના....તમારૂં ધ્યેય ખોટું નથી પણ હું જ ખોટો છું. તમારા મનમાં થશે કે, જેલના ભયથી હું આ પગલું લઇ રહ્યો છું પણ એ સાચું નથી જે ધ્યેયમાં હું શ્રદ્ધા રાખી નથી શકતો તેને માટે જેલમાં જવું મારે માટે અસહ્ય છે. મને જેલનો ભય નહોતો, સાહેબજી. પ્રિય ! "

મેરિયાના અને સોલોમીને વારાફરતી કાગળ વાંચ્યા. અને પછી મેરિયાનાએ પેલી છબી અને બંને પત્રો ખિસ્સામાં નાખ્યા. એ સ્તબ્ધ બની ઊભી રહી.

"ચાલો મેરિયાના," સોલોમીન બોલ્યો. આપણે એની ઇચ્છા પૂરી કરવાની છે."

મેરિયાના નેજડાનોવ પાસે ગઇ, અને એના ઠંડા થતા જતા અને કપાળ પર એક ચુંબન કર્યું. "ચાલો," સોલોમીન તરફ ફરતાં તે બોલી અને હાથમાં હાથ પરોવી બંને બહાર નીકળ્યાં.

થોડીવાર પછી જ્યારે પોલિસ આવ્યા ત્યારે નેજડાનોવ અને મેરિયાનાને બદલે, ત્યાં ફક્ત નેજડાનોવનું શબ પડ્યું હતું. ટેટિયાનાએ એના માથા નીચે ઓશીકું ગોઠવ્યું હતું અને પડખે એક ફૂલનો ગુચ્છ પણ ગોઠવ્યો હતો. પાવેલે પોલિસનો સત્કાર કર્યો, અને આપઘાતની સઘળી માહિતી આપી. પણ સોલોમીન કે મેરિયાના વિશે તેને કશી જ ખબર નહોતી ! એણે એટલું કહ્યું કે એકાદ બે દિવસમાં સોલોમીન પાછા ફરશે. કામ હોવાથી એ બહાર ગામ ગયા છે. કાંઈ કોઠું ન મળવાથી છેવટે આ મહાપુરુષો જેવા આવ્યા હતા તેવા જ પાછા ફર્યા અને કોરીનરને મોકલવાનું વચન આપતા ગયા.

આ બધા બનાવો બની ગયા પછી બે દિવસે સોલોમીન અને મેરિયાનાએ લગ્ન કરી લીધા. આ પછી ચાલ્યા જતાં પહેલાં સોલોમીને કારખાનાના માલિકને કારખાનાની પ્રગતિનો અહેવાલ આપતો અને ત્રણ માસની રજા માગતો કાગળ લખ્યો. અને આ કાગળમાં તારીખ નેજડાનોવના આપઘાત પહેલાં બે દિવસની નાખી. એના આ પત્રથી સાબિત થયું કે આપઘાત પહેલાં જ એણે કારખાનું છોડી દીધું હતું. નેજડાનોવ માટે તપાસ થઈ પણ કાંઈ બહાર ન આવ્યું. અને એના શબને દફનાવી દેવામાં આવ્યું. સિપિયેજિને તેની ભાણેજની શોધ કરવી પડતી મૂકી દીધી.

નવમાસ પછી માર્કેલોવનો કેસ ચાલ્યો. એણે કાંઇ બચાવ ન કર્યો. અને સઘળા પ્રશ્નોના સાચા, ટૂંકા અને સીધા જવાબ આપ્યા. કોઇનાં નામ આપવાનો તેણે ઇનકાર કર્યો. એની સચ્ચાઈથી છેવટે એને પકડનાર ખેડૂતોને અને ન્યાયાધીશોને પણ દયા છૂટી. પણ કાયદો એ કાયદો હતો એટલે તેને દેશનીકાલની સજા થઇ. એના મિત્રોમાંથી મશુરિના કયાંક અદૃશ્ય થઇ ગઇ, પ્રચાર કરવા જતાં ઑસ્ટ્રોદુમોવનું એક ગામડિયા દુકાનદારે ખૂન કર્યું, ગોલુશ્કીનને એની વફાદારીને કારણે છોડી મુકવામાં આવ્યો અને કિસ્લીઆકોવને થોડો વખત પૂરી રાખી છોડી દેવામાં આવ્યો. સોલોમીન શકમંદ ગણાયો, પણ પુરાવાને અભાવે તે છૂટી ગયો. અને જ્યારે જ્યારે કેસ ચાલ્યો ત્યારે તે કોર્ટમાં હાજર રહ્યો.

"ચાલો મેરિયાના," સોલોમીન બોલ્યો. આપણે એની ઇચ્છા પૂરી કરવાની છે."

મેરિયાના નેજડાનોવ પાસે ગઇ, અને એના ઠંડા થતા જતા અને કપાળ પર એક ચુંબન કર્યું. "ચાલો," સોલોમીન તરફ ફરતા તે બોલી અને હાથમાં હાથ પરોવી બંને બહાર નીકળ્યાં.

થોડીવાર પછી જ્યારે પોલિસ આવ્યા ત્યારે નેજડાનોવ અને મેરિયાનાને બદલે, ત્યાં ફક્ત નેજડાનોવનું શબ પડ્યું હતું. ટેટિયાનાએ એના માથા નીચે ઓશીકું ગોઠવ્યું હતું અને પડખે એક ફૂલનો ગુચ્છ પણ ગોઠવ્યો હતો. પાવેલે પોલિસનો સત્કાર કર્યો, અને આપઘાતની સઘળી માહિતી આપી. પણ સોલોમીન કે મેરિયાના વિશે તેને કશી જ ખબર નહોતી ! એણે એટલું કહ્યું કે એકાદ બે દિવસમાં સોલોમીન પાછા ફરશે. કામ હોવાથી એ બહાર ગામ ગયા છે. કાંઇ કોઠું ન મળવાથી છેવટે આ મહાપુરુષો જેવા આવ્યા હતા તેવા જ પાછા ફર્યા અને કોરોનરને મોકલવાનું વચન આપતા ગયા.

મરજી....અને....હું પણ તમારામાં કયાં ભળી શકું તેમ છું ? પણ.... બેસો. મારે હજુ ઘણી વાતો કરવાની છે. આ સ્નાંકુલિયા આવી.”

મશુરિનાએ સ્નાંકુલિયા પાસેથી ચા લીધી અને પીવા લાગી. પાકલીને પાછું ચલાવ્યું.

“ લ્યો, કાઉન્ટેસ, આ બીજો પ્યાલો. જ્યારે મેં તમને સોલોમીન વિશે વાત કરી ત્યારે તમને જરા અણગમો આવતો લાગ્યો. પણ હું કહું છું કે આ જ માણસો છેવટે ઉપયોગી નીવડવાના છે. આજે આપણો દેશ ભાતભાતના માણસોથી પીડાઇ રહ્યો છે. વકીલો, દાક્તરો, અમલદારો, ધર્મગુરુઓ, નકલીઆઓ સૌ દેશને પીડી રહ્યા છે, ત્યારે સોલોમીન જેના માણસો જ દેશને ઉપયોગી નીવડવાના છે. કેવો માણસ છે ! આપણા દેશમાં જેનામાં કાંઇક બુદ્ધિ છે, કાંઇક લાગણી છે, તે બધા શરીરના ભાંગલ હોય છે. જ્યારે આ માણસ ? બળદ જેવું મજબૂત શરીર અને પ્રકાશ જેવી સ્પષ્ટ વિચારસરણી, એનું હૃદય આપણી જેમ જ સુખદુઃખ અનુભવે છે, આપણી જેમ જ એને ગમા–અણગમા છે, પણ એ સઘળા પર એ કાબૂ રાખી શકે છે. એ આદર્શવાદી છે પણ આદર્શવાદીની અર્થહીન વિચિત્રતા એનામાં જરાયે નથી. એ જાડી રીતભાતના મજબૂત, મનના અને તાકાતવાળા–પ્રજાના જ માણસો છે, અને આ દેશની પ્રજાની નિદ્રા તોડવાનું **લોઢાના ચણા** ચાવવાનું કામ, આ લોખંડી માણસો જ કરી શકવાના છે. બીજાનું એ કામ નથી. યાદ રાખજો કે હું આ વસ્તુ તમને ૧૮૭૦માં, જ્યારે જર્મની ફ્રાન્સને ભોંભેગું કરવાની તૈયારી કરે છે ત્યારે કહું છું—”

“ સીલા !” સ્નાંકુલિયાએ કોમળ, ઠપકાભર્યા સ્વરે કહ્યું. “ જુઓ તો ખરા, કે આ બધાં ગપ્પાં મિસ મશુરિના સાંભળે છે કે નહિ ? એના કરતાં એમને થોડી ચા વધુ આપો ને ! ”

પછી સૌ તેનાથી અળગા રહેતા, એટલે એ એકલો પડી ગયો હતો. આજે મશુરિના જેવી વગર વિરોધે સાંભળનાર શ્રોતા મળી જવાથી કેટલાયે વખતથી સંઘરી રાખેલી વાતો એના હૃદયના બંધ તોડી વહેતી હતી. એણે કોઇ વિષય બાકી ન રાખ્યો.

"કેવા સમયમાં આપણે આજે જીવી રહ્યા છીએ ! સમાજ જડ બની ગયો છે ! કોઇ વ્યક્તિના મુખ પર તેજ નથી ! સાહિત્ય વાંઝિયું બની ગયું છે. સારો ગણાતો વિવેચક "મરઘી માટે ઇંડાં મુકવાં એ સ્વાભાવિક છે." એ વિષય પર વીસ વીસ પાનાંનો નિબંધ લખે છે અને છતાં આ વિષયને પૂરો ન્યાય નથી આપી શકતો ! આ બધા લેખકો સાબુ સમા સુંવાળા અને પીંછાની પથારી જેવા નરમ છે, અને નજીવી વાતોમાં ખુશખુશાલ થઈ જાય છે ! વિજ્ઞાનમાં જોઇએ તો હવે આપણે ત્યાં પણ [1]કાન્ટ છે. પણ છે ઇજનેરોના ડગલાના ખભા પર ! કલાના ક્ષેત્રમાં મરવા પડેલી બિલાડી જેવા સ્વરે રોતા આગ્રેમેંત્સ્કી મોટા ગાયક છે, અને આપણા જૂના મિત્ર સ્કોરોપીકીન તેના પ્રશંસક છે ! આપણા યુવકો એમનું પઢાવ્યું પઢે છે. જ્યારે બીજી તરફ ભૂખમરો, ગરીબી, દારૂ, વ્યાજખાઉ પણું !"

અહીં મશુરિનાએ વેદનાની આહ નાખી. પાકલીનને લાગ્યું કે હવે તેણે વિષય બદલવો જોઇએ.

"પણ તમે બે વરસ સુધી ક્યાં હતા ? ક્યારે પાછાં આવ્યા અને શું કરો છો તે તો કહો."

"જુઓ, હવે તમે અમારા માણસ નથી, એટલે આ બધું તમને ન કહી શકાય."

પાકલીન પાછો પડ્યો. પણ તે પરાણે હસ્યો. "જેવી તમારી

---

૧ સુપ્રસિદ્ધ જર્મન ફિલસૂફ. રશિયન ભાષામાં આ શબ્દનો અર્થ ચોળી કે ચણીઆને મૂકવાની ગોઠ ( Piping ) થાય છે.

.. પાકલીન ચમકયો. "અરે હા, હા. લ્યો આ પ્યાલો તૈયાર છે!"

પણ મશુરિનાએ એની સહેજ ભીની આંખો પાકલીન પર ઠેરવી. "તમારી પાસે નેજડાનોવનો કોઈ પત્ર કે ફોટો છે?"

"હા, મારી પાસે એક સરસ ફોટોગ્રાફ છે. ઊભા રહો, શોધી આપું."

એ ટેબલના ખાનામાં ફોટોગ્રાફ શોધવા લાગ્યો. સ્નાંડુલિયા મશુરિના પાસે ગઈ, અને એક મિત્રની જેમ તેની સાથે હાથ મિલાવ્યા.

"આ રહ્યો જુઓ." પાકલીને મશુરિનાને ફોટો આપ્યો.

મશુરિનાએ સંકોચથી લાલ થઈ જતાં ઝડપથી ફોટો ખિસ્સામાં નાખ્યો, અને હેટ હાથમાં લીધી.

"જાઓ છો? ભલે, પણ તમે કયાં રહો છો, તે તો કહો."

"ચોક્કસ ઠેકાણું નથી."

"ઠીક, તમારે કહેવું નથી. પણ એટલું તો કહો કે તમે હજુયે શું વાસિલી નિકોલેવીચ સાથે કામ કરો છો?

"તમારે એની સાથે શી લેવાદેવા છે?"

"....કે સીડોર સીડોરિચ સાથે?" 21539

મશુરિના ચાલવા લાગી.

"કે તમારો નાયક કોઈ અનામી વ્યક્તિ છે?"

મશુરિના બારણા બહાર નીકળી ગઈ હતી.

"લાગે છે કે કોઈ અનામી વ્યક્તિ હશે!"

મશુરિનાએ જોરથી બારણું બંધ કર્યું.

પાકલીન સ્તબ્ધ બની બારણા સામે જોતો, કેટલીયેવાર સુધી ઊભો રહ્યો...

...અને એ નિદ્રિત રશિયાનું... છેવટે એ બબડ્યો.